પરિમલ ગ્રંથાવલિ : ૯

# તપોવન



ચુનીલાલ વર્ધમાન શાહ





ગાંડીવ સાહિત્ય મંદિર : સુરત

પ્રકાશક :
નટવર મૂ. વીમાવાળા
ગાંડીવ સાહિત્ય મંદિર વતી—
હવાડિયો ચકલો, સુરત



આવૃત્તિ પહેલી
વિ. સંવત ૨૦૦૨
ઇસવી સન ૧૯૪૬
કિંમત રૂ. ૩ાા



મુદ્રક :
સુરેશચંદ્ર પોપટલાલ પરીખ
ધી 'ડાયમંડ જ્યુબિલી' પ્રિન્ટિંગ પ્રેસ
સલાપોસ રોડ, અમદાવાદ.

# પ્રસ્તાવના



સંસાર નથી અમૃતમય કે નથી વિષમય, છતાં સંસારને નિરપેક્ષ રીતે વિષમય કે અસાર જ કહેનારી અનેક વ્યક્તિઓનો પરિચય મને થયો છે અને એ પરિચયે ચિત્તમાં વિપ્લવ જગાડ્યો છે. અનેક વ્યક્તિઓના સંસારનું દર્શન કરવાથી જે દૃષ્ટિ મને લાધી છે તે દૃષ્ટિ કાંઈ નવીન નથી, પરન્તુ તેને અભિનવ રીતે આ નવલકથામાં વણી લેવાનો મેં પ્રયત્ન માત્ર કર્યો છે.

ચિત્તવૃત્તિનો નિરોધ એ જો યોગ છે, તો ચિત્તવૃત્તિના સંયમને માટે અનેક પ્રસંગો સંપડાવનાર સંસાર પણ યોગસિદ્ધિનું સાધન બની શકે છે: એ દૃષ્ટિએ યોગી અને સંસારી એક સમાન લક્ષ્યસિદ્ધિના પૃથક્ પૃથક્ સાધકો માત્ર છે. ભયસ્થાનો છે, પરન્તુ તે તો સાધનાના બેઉ માર્ગોમાં રહેલાં હોય છે. સંસારત્યાગમાં કલ્યાણ પ્રબોધનારાઓએ પોતાનું કાર્ય સાપેક્ષ રીતે કરવું જોઈએ એમ જરૂર લાગે છે.

સંસાર વિષેનો વિચાર ઉદ્‌ભવતાં જ પ્રત્યેક વ્યક્તિના ચિત્તમાં પોતાના કુટુંબનું કલ્પનાકિરણ પ્રકટે છે. પાશ્ચાત્ય વિચારોના સંસર્ગે કુટુંબને પતિ–પત્ની અને તેમનાં બાળકોમાં મર્યાદિત કરવાનું આપણને શીખવવા માંડ્યું છે, પરન્તુ આર્ય સંસારની કુટુંબ વિષેની પરંપરાગત માન્યતા જુદી છે. એક થડની બધી શાખાઓ પરનાં બધાં ફળો એ વૃક્ષનાં જ લેખાય છે, તેમ એક જ વડીલની છત્રછાયામાં વિહરતી બધી વ્યક્તિઓનું એક કુટુંબ બને છે. સંયુક્ત કુટુંબના લાભાલાભની ચર્ચા ખૂબ થાય છે, તેના અનર્થોના કિસ્સા છાપાને પાને ચડે છે,

એવા અનર્થોનું નિવારણ કુટુંબને વિભક્ત કરી નાંખવાથી થયું હોય એવા બનાવો પણ જોવામાં આવે છે, પરન્તુ કુટુંબનું વિભક્તીકરણ હમેશાં ઉપકારક જ બને છે એવો અપેક્ષારહિત નિર્ણય જો કરી નાંખીએ તો સાચા અર્થમાં સંસારના વિશિષ્ટ ઉપકારક અંશનો ધ્વંસ જ થાય. વ્યક્તિઓની અનુકૂળતા તથા તેમનું હિત એક પ્રશ્ન છે અને સમષ્ટિના યોગક્ષેમનો નિર્વાહ એ જુદો પ્રશ્ન છે. કુટુંબના વિભક્તીકરણે કોઈ કોઈ દંપતીઓને સુખ–શાંતિનો અનુભવ કરાવ્યો હશે, કે ચિત્તના ક્લેશને નિવાર્યો હશે, પરન્તુ સંસારના સ્વારસ્ય સમી યોગસિદ્ધિનાં ઉપકરણો તેવાં દંપતીઓની નજીક આવવાને બદલે વધારે દૂર ગયાં હોય એવું મેં અનેક પ્રસંગે અને અનેક સ્થળે જોયું છે. એથી સ્વાભાવિક રીતે જ એ દર્શનની છાપ આ કથામાં છપાઈ છે.

કથાના વાચનમાં રસભંગનો અનુભવ થાય એટલી હદ સુધી તેમાંના ધ્વનિનું વિશદીકરણ અત્ર કરવું ઇષ્ટ નથી. એ વિશદીકરણ તો 'તપોવન'ના દામોદરદાસ પોતાના દરેક વર્તન અને વિચારદ્વારા કરી બતાવવા હાજર છે. 'પ્રણય અને પરિણય'માં તે માત્ર ડોકિયું કરીને જ અદૃશ્ય થઇ ગયા હતા. કહેવાની જરૂર નથી કે જીવનમાં જોએલા અને પિછાણેલા અનેક વડીલોના સમન્વયરૂપ જેવા દામોદરદાસ છે, તેવા જ સમન્વયરૂપ અને વર્તમાન વિચારસરણીના પ્રતીકરૂપ તેનાં બીજાં પાત્રો છે.

'તપોવન' 'પ્રજાબંધુ'માં ૧૯૪૪–૪૫ માં કકડે કકડે પ્રસિદ્ધ થયા પછી આજે પુસ્તકારૂઢ થાય છે.

ગિરધરનગર
શાહીબાગ–અમદાવાદ
તા. ૧–૧૨–૪૫

ચુનીલાલ વર્ધમાન શાહ

પ્રેમશૌર્ય ગ્રંથાવલિ-૧

# નીલકંઠનું બાણ

●

ખેડા જિલ્લાનું સુપ્રસિદ્ધ પત્ર **કર્મભૂમિ** લખે છે: "**શ્રી ચુનીલાલ વર્ધમાન શાહ**" ઉચ્ચ પ્રકારના લેખક-વિવેચક ઉપરાંત નવલકથાકાર તરીકે પ્રખ્યાત ને લોકપ્રિય થયા છે. ઐતિહાસિક નવલકથાના લેખનની સિદ્ધિ એમને વરેલી છે. '**નીલકંઠનું બાણ**' પુસ્તક એ હકીકતનો વધુ પુરાવો છે.

સોલંકી વંશના ગુજરાતના સુવર્ણયુગના એક રાજવી મૂળરાજદેવના પુત્ર ચામુંડના પાછલા જીવનની કથાવસ્તુ આ નવલકથામાં ગૂંથેલી છે. પાત્રાલેખન ને કથાનિરૂપણ ઘણું સુંદર થયું છે. વાર્તારસનો પ્રવાહ એકસરખો વહે છે. ચામુંડ પત્નીના અવસાન પછી સખ્ત વૈરાગ્યનું પાલન કરતો ને કાયાકષ્ટ ભોગવી સંયમ સેવતો; પણ ઉજ્જનની નર્તકી મલ્લિકા નજરે પડી તે સમયથી જ ચામુંડના સંયમવર્તી માનસરોવરમાં તોફાનનાં બીજ રોપાયાં અને તેનું ઉત્તરોત્તર પતન થવા લાગ્યું. એક નર્તકીના દર્શન પછી એક મહાન રાજવીના જીવનનો કેવો કરુણ અંજામ આવ્યો એનું નિરૂપણ માનસશાસ્ત્રના અભ્યાસીઓને પણ રસ પડે એ રીતે લેખકે કર્યું છે. લેખકપ્રકાશકને આવા સુંદર પુસ્તક માટે ધન્યવાદ આપીએ છીએ અને અમારા વાચકોને તથા ગુજરાતનાં પુસ્તકાલયોને આ પુસ્તક વસાવવાની સહર્ષ ભલામણ કરીએ છીએ." કિંમત રૂા. ૩ા ટ. ખ. જુદું.

"માનવહૃદયનું આવું સુભગ દર્શન
શરદબાબુ સિવાય બીજે જોયું નથી."
—જન્મભૂમિ તા. ૮-૧૧-૪૪

પરિમલ ગ્રંથાવલિ-૮

# જંજાળ



**પરાધીન**ના લેખક સુપ્રસિદ્ધ નવલકાર શ્રી **ચંદ્રનારાયણ શર્મા**, જેમની કૃતિઓ જાણે **શરદબાબુ**ની જ કલમનો ખ્યાલ આપે છે, તેમની આ નવી કૃતિ છે. **જંજાળ** નામના આ પુસ્તકમાં શ્રી શર્માની **'જંજાળ'** અને **'બાતલ'** એમ બે રસાળ સામાજિક નવલકથાઓ છે. **જંજાળમાં** નાના ભાઇ માટે મોટો ભાઇ કેવો ત્યાગ કરી શકે છે, અને બે ભાઇ વચ્ચેનો પ્રેમ કેવી સરસ કક્ષાએ પહોંચી શકે છે તેનું નિતાંત રમ્ય દર્શન છે. **'બાતલ'**માં બાપ-દીકરા વચ્ચેના વિખવાદમાંથી પણ અંતે વહાલસોયાં બાંધુ પરસ્પર કેવો એખલાસ જમાવી શકે છે, ને હૃદય અંતરિયાળ વસતાં પ્રેમઝરણાં કેવું કામ કરી જાય છે તેનો વિશદ ખ્યાલ આપ્યો છે. બંને નવલકથા કુટુંબજીવનની મહત્તા સ્થાપિત કરે છે એવું પ્રસ્તાવનામાંનું કથન સાચું છે. સૌએ વાંચવા જેવી ને એક વાર વાંચવા માંડ્યા પછી પડતી ન મુકાય તેવી સર્વ બાજુથી વખણાયલી આ નવલકથા છે.

**એક ઉત્તમ લગ્નભેટ**

કિં. રૂા. ૪ાા : ટ. ખ. જુદું

ગાંડીવ

# અનુક્રમણિકા




| પ્રકરણ | | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ | સુવદન અને તારિકા ... ... ... | ૧ |
| ૨ | સુસ્મિતાની નબળાઈનાં કારણો ... ... | ૭ |
| ૩ | સુવદન પર તારિકાનું તહોમતનામું ... ... | ૧૩ |
| ૪ | જુદાં રહેવાનું બહાનું ... ... ... | ૧૮ |
| ૫ | કલ્લોલ અને કકળાટ ... ... ... | ૨૪ |
| ૬ | એકલ ખાંધ ... ... ... ... | ૩૦ |
| ૭ | દૂધનો દાબડો ... ... ... ... | ૩૫ |
| ૮ | તારિકાની સમન્વયદૃષ્ટિ ... ... ... | ૪૧ |
| ૯ | "વ્યક્તિત્વનો વિકાસ" ... ... ... | ૪૮ |
| ૧૦ | તારિકાની પ્રાભાવિકતા ... ... ... | ૫૩ |
| ૧૧ | સવિનય બંડ ... ... ... ... | ૫૯ |
| ૧૨ | "સ્વતંત્ર ઘર" ... ... ... ... | ૬૪ |
| ૧૩ | તારિકાનું અદર્શન ... ... ... ... | ૭૦ |
| ૧૪ | "મારે ને તારે શું?" ... ... ... | ૭૬ |
| ૧૫ | છાપરાનો મોભ ... ... ... ... | ૮૧ |
| ૧૬ | ઝાઝા હાથ ... ... ... ... | ૮૭ |
| ૧૭ | ઉજાગરે રાત વિતાવી ... ... ... | ૯૩ |
| ૧૮ | કેદમાંથી છૂટેલી તારિકા ... ... ... | ૯૯ |
| ૧૯ | વડીલોને નમસ્કાર ... ... ... ... | ૧૦૪ |
| ૨૦ | મૂંઝવણના ઉકેલની વાત ... ... ... | ૧૦૯ |
| ૨૧ | મૂંઝવણના અનુભવની વાત... ... ... | ૧૧૫ |
| ૨૨ | 'સ્મશાન-વૈરાગ્ય'... ... ... ... | ૧૨૦ |
| ૨૩ | અપરાધી સુવદન ... ... ... ... | ૧૨૫ |

૨૪ ભૂલ કે અપરાધ ?... ... ... ... ૧૩૦
૨૫ તોફાન પછીની શાન્તિ ... ... ... ૧૩૬
૨૬ છૂપી કરજદારીનો સ્ફોટ ... ... ... ૧૪૨
૨૭ સામટી પતાવટ માટે ... ... ... ૧૪૮
૨૮ ત્રિભેટો ... ... ... ... ... ૧૫૪
૨૯ સુસ્મિતાના હૈયાની આગ ... ... ... ૧૬૦
૩૦ વડીલો કંકાસનું કારણ જાણવા મથે છે ... ૧૬૬
૩૧ બે હળવાં દિલ ... ... ... ... ૧૭૩
૩૨ દુઃખને વિસારે પાડવાનું મથન ... ... ૧૭૯
૩૩ વધતી જતી મૂંઝવણ ... ... ... ૧૮૪
૩૪ સ્વામીજીના સ્વાગત માટે ... ... ... ૧૯૨
૩૫ શિષ્યની માંદગી ... ... ... ... ૧૯૮
૩૬ સ્વામીજીનું વ્યાખ્યાન ... ... ... ૨૦૩
૩૭ મંગળાનો પ્રશ્ન ... ... ... ... ૨૦૮
૩૮ મનોમંથન ... ... ... ... ૨૧૪
૩૯ મૃત્યુ પહેલાંનો પત્ર ... ... ... ૨૨૦
૪૦ સુવદનનાં આંસુ ... ... ... ... ૨૨૬
૪૧ સુવદનનો ઉત્સાહ ... ... ... ... ૨૩૨
૪૨ તારિકાની મુલાકાતે ... ... ... ૨૩૮
૪૩ “મને તું તો જોઈએ છે...પણ...” ... ૨૪૪
૪૪ સંકટ-ધર્મ ... ... ... ... ૨૫૦
૪૫ મનુભાઈ... ... ... ... ... ૨૫૭
૪૬ ‘તપોવન’ ... ... ... ... ૨૬૨
૪૭ રાંડ્યા પછીનું ડહાપણ ... ... ... ૨૬૯
૪૮ વેવીશાળ... ... ... ... ... ૨૭૫
૪૯ સંતોષાનુભૂતિ ... ... ... ... ૨૮૦


 

# તપોવન

▲ ▲

## પ્રકરણ ૧

▲

### સુવદન અને તારિકા

સુવદન બેંકના દરવાજાની બહાર નીકળ્યો ત્યારે ભદ્રના ઘડિયાળમાં સાત ટકોરા પડ્યા.

આખો દિવસ આંકડાઓ સાથે માથાફોડ કરીને બહાર નીકળતાં તેને એકાદ કલાક બગીચામાં કે ખુલ્લી હવામાં ફરવાનું મન થતું પણ સમય જ રહેતો નહિ. બેંક સાંજે પાંચ વાગતાં બંધ થતી લેખાતી, પરંતુ બેંકમાં કામ કરનારાઓને માટે રોજ સાત–સાડાસાત વાગતા. અને ઘરનો નિયમ એવો હતો કે પુરુષવર્ગે આઠ વાગતાં જમવા બેસી જવું જ જોઈએ, એટલે બેંકમાંથી નીકળીને તેને સીધાં ઘેર જ જવું પડતું.

આજે પણ તે સીધો ઘર તરફ જ જવા લાગ્યો, પરન્તુ ત્રણ દરવાજા પાસે આવતાં તેણે તારિકાને સાઈકલ પર બેસીને સામી આવતી જોઈ. બેઉની આંખો મળી, તારિકાની આંખોમાં સ્મિત પ્રકટ્યું અને સુવદનના ઓઠ પર સ્મિત આવી ઊભું. તારિકાની સાઈકલ નજીક આવતાં જ તે એકદમ નીચે ઊતરી પડી અને બોલી:
“સુવદન! મઝામાં?”

"તારિકા ! તું અહીં ક્યાંથી? પૂનાથી ક્યારે આવી ?"

"પરીક્ષા પતી ગઈ કે તુરત. ફાધર નોકરીમાંથી રિટાયર થયા તેની તને ખબર નથી ?"

"ના !"

પોલીસની સીટી વાગતી સંભળાઈ. તારિકાનું ધ્યાન તે તરફ ગયું. તેણે સાઈકલ દોરીને ચાલવા માંડયું અને સુવદન તેની સાથે સાથે વાતો કરતો ભદ્ર તરફ પાછો ચાલવા લાગ્યો.

"તેં તો સીનિયરની પરીક્ષા આપી હશે, નહિ ?"

"હા."

"કેવુંક લખ્યું છે?"

"સરસ; પાસ તો જરૂર થઈશ, પણ ક્લાસ આવવાનું ચોક્કસ ન કહી શકાય."

"ત્યારે હવે તું અહીં જ રહેવાની ?"

"હા, સોસાયટીને બંગલે જ. અને તું તો પાના મહેતાની પોળમાં જ રહે છે ને?"

"હા. આપણને મળ્યાને બે–અઢી વર્ષ થયાં હશે, નહિ ?"

"બે–અઢી કેમ ? ત્રણ પૂરાં. મેં ઇંટર પાસ કરીને ગુજરાત કોલેજ છોડી. વચ્ચે મારું એક વર્ષ તબિયતને કારણે બગડયું. વારુ, હવે તારી વાત કર. સુસ્મિતા શું કરે છે?"

"મઝામાં છે."

"અને તું?"

"હું બેંકમાં આસિસ્ટંટ એકાઉન્ટન્ટ છું, સો રૂપિયા મળે છે."

"ઠીક, હું એક વાર સુસ્મિતાને મળવા આવીશ."

"જરૂર આવજે હોં, સુસ્મિતાય તને ઘણી વાર યાદ કરે છે." સુવદન બોલ્યો.

"જૂઠું ન બોલીશ...પણ તને શામાટે સંભળાવું ? તારે ત્યાં આવીને હું એક વાર સુસ્મિતાને જ ઊધડી લેવાની છું......" એમ

કહેતી તારિકા એકદમ સાઈકલ પર સવાર થતી "સાહેબજી" કરી સડસડાટ દોડી ગઈ.

સુવદન તારિકાને તેની પૂંઠ પાછળથી જોઈ રહ્યો. તે અદૃશ્ય થઈ ત્યાંસુધી તે પાછું વાળીને જોતો એ જ સ્થળે સ્થંભી ગયો.

સહજ સ્મિત કરીને સુવદન પાછો ફર્યો અને તેણે ઘર તરફનો રસ્તો લીધો. તે વખતે તેને પોતાનું કૉલેજજીવન અને એ જીવનમાં ભાગ ભજવી ગએલી સહાધ્યાયિનીઓ એક પછી એક યાદ આવવા લાગી.

એમાંની એક તારિકા હતી તથા બીજી સુસ્મિતા હતી, અને બેઉમાંથી તેણે સુસ્મિતાને પસંદ કરી હતી, એટલે પિતાએ પુત્રની પસંદગીને સંમતિ આપીને લગ્ન કરાવી આપ્યું હતું.

સુસ્મિતાને પસંદ કરવામાં સુવદને કોઈ જાતની ઉતાવળ કરી નહોતી. તેણે તારિકા અને સુસ્મિતાના બધા ગુણોની અને લગ્ન-જીવન માટેની યોગ્યતાની સરખામણી કરી હતી. અભ્યાસ, હોશિયારી, સ્વભાવ, કુટુંબસ્થિતિ, આરોગ્ય અને સૌંદર્ય એ બધા વિષયોમાં તેણે બેઉને માર્ક્સ આપ્યા હતા અને સુસ્મિતાના માર્ક્સની સંખ્યા તારિકા કરતાં ચડી હતી એટલે તેણે તેને પસંદ કરી હતી.

અને એવી રીતે જીવનસંગિનીને પસંદ કરવી એ જ માર્ગ તેણે ઉત્તમ જોયો હતો. કૉલેજમાં દાખલ થતી વખતે વધારેમાં વધારે માર્ક્સ મેળવનારા વિદ્યાર્થીઓને જ પસંદગી આપવામાં આવે છે, ગ્રેજ્યુએટ થનારાઓને નોકરીમાં રાખનારાં સરકારી, બીનસરકારી ખાતાંઓ ઉમેદવારોના માર્ક્સ ઉપર જ લક્ષ આપીને તેને આધારે નોકરોની પસંદગી કરે છે, અને નોકર પણ નોકરીની પસંદગી કરતી વખતે નોકરીના ભાવિ લાભો, શેઠ કે ઉપરીનો સ્વભાવ, નોકરીનો વધુ-ઓછો સમય, નોકરીનું નજીકનું કે દૂરનું સ્થાન, એ બધાંના માર્ક્સની ગણત્રી કરીને જ છેવટનો નિર્ણય કરે છે: એ જ રીતે માર્ક્સ અને પરીક્ષાની દુનિયામાં ઊછરેલો કૉલેજિયન લગ્ન પૂર્વે પણ માર્ક્સનું ઇક્વેશન-સમીકરણ મૂકીને જ જીંદગીના એ દાખલાનો છેવટનો જવાબ મેળવી લે તો એમાં કશું અસ્વાભાવિક નથી.

માર્ક્સ મૂકનાર પોતે જ હોય છે એ વાત માત્ર તે ભૂલી જાય છે. બીજી પરીક્ષાઓ પરાયા માણસો લે છે અને માર્ક્સ મૂકે છે, ત્યારે આમાં કન્યાની યોગ્યતાના માર્ક્સ મૂકતા આત્મપરીક્ષાના માર્ક્સ સેળભેળ થઈ જતા હોય છે તેની તેને ખબર રહેતી નથી!

સુવદનના સંબંધમાં પણ તેમ જ બન્યું હતું. ઇંટરની અર્ધવાર્ષિક પરીક્ષામાં સુસ્મિતાના માર્ક્સ તારિકા કરતાં વધારે હતા એટલે અભ્યાસમાં તેણે વધુ અને તારિકાએ ઓછા માર્ક્સ મેળવ્યા હતા. હોશિયારીમાં તારિકાએ વધુ માર્ક્સ પટકાવ્યા પરંતુ સ્વભાવમાં સુસ્મિતા વધી ગઈ. કુટુંબસ્થિતિમાં બેઉ સરખાં ઊતર્યાં અને આરોગ્યમાં તારિકા ઊંચે આવી. પરન્તુ સૌંદર્યમાં સુસ્મિતાએ તારિકા કરતાં બમણા માર્ક્સ મેળવીને તારિકાને પાછળ નાંખી દીધી: બસ, પછી સુવદન અને સુસ્મિતાનું લગ્ન થાય એ જ બરાબર હતું.

માર્ક્સનો સરવાળો કર્યા પછી સુવદન મનમાં હસીને બોલ્યો: "આ માર્ક્સની માથાકૂટ કર્યાં પહેલાં જ મને સુસ્મિતા વધુ ગમતી હતી, છતાં માર્ક્સની ગણત્રી કરી એ એક રીતે ઠીક થયું: મેં બરાબર જોઈ કસી તપાસીને જ પસંદગી કરી છે એટલાપૂરતો હું જીવનમાં આત્મસંતોષ મેળવી શકીશ...હું કોઈ એક જ કારણથી દોરવાઈ ગયો નથી એમ છાતી ઠોકીને કોઈને પણ કહી શકીશ."

પોતાનું તથા સુસ્મિતાનું લગ્ન થયાને અઢીએક વર્ષ થયાં તે દરમિયાન તારિકા સુવદનને આજે પહેલી જ વાર મળી હતી; એટલે બેઉ વચ્ચે એ જૂના પ્રસંગ વિષે કાંઈ વાતચીત નીકળી નહોતી, પરન્તુ હવે તે અમદાવાદ આવી હતી અને સ્વભાવે બોલકણી હોઈ કોઈ વાર પોતાને ટોણો માર્યા વિના એ નહિ રહે એમ સુવદન માનતો હતો. એ વખતે જવાબ આપવા માટે સુવદન પાસે તારિકા અને સુસ્મિતાનું 'માર્ક્સ રજીસ્ટર' કેવું સરસ સાધન બને તેમ હતું! તે વખતે વિષયવાર માર્ક્સની સંખ્યા ઉપર વિવાદ થવાનો સંભવ હતો,

પરન્તુ તારિકા પોતાને બેવકૂફ તો બનાવી નહિ જ શકે એ વિષે તેને ખાતરી હતી.

તારિકા રંગે ઘઉંવર્ણી અને ભરાવદાર વદનવાળી હતી, સુસ્મિતા ઊજળી અને નાજૂક દેહલતાવાળી હતી. અત્યારે સુવદનને લાગ્યું કે તારિકાએ પૂને જઈને રૂપ કાઢ્યું હતું અને અત્યારે જેવી તારિકાને તેણે જોઈ હતી તેવી જ તે ત્રણ વર્ષ પૂર્વે જોવામાં આવી હોત તો પોતે તેને સૌંદર્યને માટે જરૂર પાંચ માર્ક્સ વધુ આપી શકત.

સુવદન ઘેર પહોંચ્યો ત્યારે આઠ વાગી ગયા હતા અને પિતાજી, કાકા, નાનો ભાઈ વગેરે બધા જમવા બેસવા માટે તેની જ રાહ જોતા હતા.

રાત્રે તેણે સુસ્મિતાને ખબર આપીઃ "પેલી તારિકા અમદાવાદમાં આવી છે. તેના ફાધર નોકરીમાંથી નિવૃત્ત થયા."

"એમ? તમને મળી હતી? કાંઈ બોલી?" સુસ્મિતાના ચિત્તમાં પણ જૂનાં સંભારણાં તાજાં થયાં.

"મળી હતી એટલે તો આટલી ખબર પડી."

"હું ધારું છું કે હજી તે પરણી નથી." સુસ્મિતા બોલી.

"મને પણ એમ જ લાગ્યું."

"તમે એને પૂછ્યું નહિ હોય."

"ના, પૂછ્યું નથી પણ મને લાગ્યું નહિ કે તે પરણી હોય."

"શા ઉપરથી એમ લાગ્યું?"

સુવદન હસ્યો અને બોલ્યોઃ "તેણે તો અવનવું રૂપ કાઢ્યું છે...પરણી હોય તો સૌંદર્ય કરમાયા વિના રહે નહિ."

સુસ્મિતાએ સુવદનના વાંસામાં હસતાં હસતાં ધબ્બો માર્યો.

"કેમ, મારું અનુમાન ખોટું છે?" સુવદને પૂછ્યું.

"ખોટું જ નહિ પણ બેવકૂફીભરેલું. તમે કહો છો તેમ જો તેણે ખરેખર રૂપ કાઢ્યું હોય તો તે પરણી હોવી જોઈએ."

"એમ?" સુવદન આશ્ચર્યથી સુસ્મિતાના શુચિ સ્મિતને જોઈ રહ્યો.

ક્ષણ રહીને તે આગળ બોલ્યોઃ "ત્યારે સાચું કહું? મેં તારા શરીર ઉપરથી જે અનુમાન કરેલું તે અનુમાન મેં તારિકાને લાગુ પાડ્યું અને પછી તે પરથી જે જવાબ નીકળ્યો તે તને કહ્યો."

સુસ્મિતા એકદમ ગંભીર બનીને બોલીઃ "ત્યારે તમે એમ માનો છો કે હું કરમાઇ ગઇ છું, ખરું ને?"

"તને એમ નથી લાગતું?"

"લાગે છે, પરન્તુ તમને ય એમ લાગે છે તે વાતની મને અત્યારે ખબર પડી; નહિતો તમે મને એનાં કારણો જરૂર પૂછ્યાં હોત."

"અત્યારે કહે, હું સાંભળીશ."

"મારે કશું કહેવું નથી. મારે જોવું છે કે તમને પોતાની મેળે ક્યારે સમજ પડે છે." એમ કહેતી સુસ્મિતા પોતાના ખાટલામાં સૂતી.

સુવદન એકદમ ઊઠ્યો અને તેણે સુસ્મિતાનો હાથ ખેંચીને તેને બેઠી કરીઃ "કહેને! કહ્યા વિના શી સમજ પડે?"

"હું કહીશ વખત આવશે ત્યારે."

"આજે વખત નથી આવ્યો?"

"ના, મને સૂઈ જવા દો, ઊંઘ આવે છે."

"જો સુસમી! તું પેલી જંગલી સ્ત્રીઓની પેઠે રિસામણાં લે તે મને ન ગમે હો! હું મનામણાંનો પાઠ કોલેજમાં બિલકુલ શીખ્યો નથી!"

સુસ્મિતા હસી.

"બોલ, કહેવું છે કે નહિ?"

"કહીશ, સવારે કહીશ. અત્યારે મને સૂઈ જવા દો; ખૂબ જ થાક લાગ્યો છે."



## પ્રકરણ ૨



# સુસ્મિતાની નબળાઈનાં કારણો

આજે દિવસ શનિવારનો હતો, તેથી સુવદનને બેંકમાં વહેલાં જવું પડયું હતું; અને વળી તે દિવસે મહિનો પૂરો થતો હતો એટલે બેંકનો માસિક હિસાબ તૈયાર કરવામાં ખૂબ મોડે સુધી તેને બેંકમાં જ રોકાઈ રહેવું પડયું.

સુસ્મિતાનું શરીર કેમ કરમાઇ રહ્યું છે તે વિષે તેને પૂછવાની વાત તેને બે–ત્રણ વાર યાદ આવી હતી, પરન્તુ સમય જ મળ્યો નહિ. રાત્રે દસ વાગ્યે તે જમીને પરવાર્યો ત્યારે સુસ્મિતા ઊંઘી ગઇ હતી એટલે સુવદને તેને જગાડી નહિ.

વિશાળ કુટુંબમાં વાત કરવાની નિરાંત મળવાનો સમય જો રાત્રે ન મળે તો પછી કોઇ વાર માત્ર બપોરે મળે. અને રવિવારે બપોરે સુવદન જરા વામકુક્ષી કરીને ઊઠયા, ત્યાં તો તારિકા સુસ્મિતાને મળવા આવી. સુસ્મિતા ઉતાવળે ઉતાવળે ઘરકામથી પરવારીને પોતાના ખંડમાં આવી અને તારિકાને હસતે મ્હોંએ મળી.

સુવદન બોલ્યો: "તારિકા! હવે તારે જે કાંઈ સંભળાવવું હોય તે સંભળાવી દે, સુરમી તારી સમક્ષ હાજર છે; અને એકાંતમાં તેને ઊધડી લેવી હોય તો હું ચાલ્યો જઉં અને તમને એકાંત આપું!"

"શું છે વળી?" સુસ્મિતાએ સાશ્ચર્ય પૂછયું.

"તારિકા તને ખૂબ ઠપકો આપવા આવી છે."

સુસ્મિતા હસી. જાણે એ ઠપકાનું રહસ્ય પોતે કાંઈક સમજતી હોય તેમ તે કાંઈક સંકોચ અને ક્ષોભ પામતી તારિકાની સામે ખુરશી પર ગોઠવાઈ.

તારિકાએ આસપાસ જોયું. પારણામાં ઊંઘતી દોઢેક વર્ષની બેબીને જોઈ. એ તેને માટે નવા સમાચાર હતા. નીચી છતવાળા

અને કાંઈક સાંકડા દેખાતા એ ખંડમાંનાં ખુરસી-ટેબલ, પુસ્તકોનું કબાટ, દિવાલ પર લટકાવેલાં ચિત્રો તથા સુવદન-સુસ્મિતાનો લગ્ન-સમયનો ફોટોગ્રાફ, બેબીને ખોળામાં બેસાડીને સુસ્મિતાએ તાજો પડાવેલો ફોટોગ્રાફ, તેલ-કાંસકો, પાઉડરનો ડબો અને કંકુની શીશીથી છવાયેલું કાંઈક ગંદું દેખાતું એ દંપતીનું ટોઈલેટનું ટેબલ, એ બધાં ઉપર નજર ફેરવી લઈને તારિકા બોલી : " આ સાંકડા ખંડમાંય ઠીક સજાવટ કરી છે."

" એ બધું પછી, પણ તું મને એક વાર સંભળાવી લે, તો મને નિરાંત થાય." સુસ્મિતાએ હસતાં હસતાં કહ્યું.

" એમ ?" તારિકા પણ હસી અને બોલી : " પહેલી વાત તો એ કે તું પરણી ત્યારે મને તેં કંકોતરી કેમ ન લખી એનો જવાબ આપ."

" હું એનો જવાબ આપું તે પહેલાં તું ખુલાસો કર કે તું પરણી છે કે નહિ ?"

" વાહ ! વાહ ! એ સારો સવાલ ! "

" તો એ સવાલનો જવાબ આપ."

" અલી બેવકૂફ ! જે ગુન્હો તેં કર્યો છે તે જ ગુન્હાનું આળ તું મારી પર ઓઢાડવા માંગે છે, કેમ ? પણ એ આળ તું અત્યારસુધી તો મારા પર ચડાવી શકે તેમ નથી."

" ત્યારે હજી તારે પરણવાનું બાકી છે ?"

" બાકી હોવું જ જોઈએ; મારો અભ્યાસ હજી અત્યારે પૂરો થયો. અને તું તો જાણે તારા સુવદનને કોઈ હરી જશે કે બોટી જશે એમ સમજીને અધૂરે અભ્યાસે પરણી ગઈ !-અરે, મારી પાસે જૂઠું બોલીને, કંકોતરી પણ લખ્યા વિના પરણી ગઈ અને ઉપરથી બેબીના જન્મો-ત્સવના પેંડા ખવડાવવાનું મારું લહેણું પણ બાકી રાખ્યું !"

સુવદન અને સુસ્મિતા ખૂબ હસ્યાં. તારિકા બોલીઃ " એમ હસી કાઢયે નહિ ચાલે. મારા લહેણા પર ચક્રવૃદ્ધિ વ્યાજ ચડી રહ્યું

છે અને બે વર્ષે બમણી ને ચાર વર્ષે ચોગણી રકમ થતાં વાર નહિ લાગે..."

સુસ્મિતા તારિકાના મ્હોં આડે હાથ દેતી બોલી: "હવે મૂગી મર!"

"હું મૂગી રહેવાની નથી કે લહેણું વસુલ કર્યા વિના મરવા-નીય નથી."

"વ્યાજ આકરું પડે તે પહેલાં મુદ્દલની રકમ ભરી દેવી એ સલાહભરેલું છે, સુસ્મી! હું આપણા ચકલામાંના બેંકર પાસેથી જ ભરપાઈ કરવાની રકમ લેવા જઉં છું..." એમ બોલતો સુવદન ઊઠ્યો અને તારિકા તથા સુસ્મિતા વિનોદપૂર્વક સારી પેઠે હસ્યાં.

સુવદન પેંડા અને ચેવડો લેવા ગયો એટલે બેઉ સખીઓ એકલી પડી અને વિનોદ પણ કાંઈક ઓસર્યો.

"પરમ દિવસે રાત્રે મને એમણે તું અમદાવાદમાં આવી હોવાની વાત કહી." સુસ્મિતા બોલી: "પણ મેં ધાર્યું કે તું પરણી હશે."

"શા ઉપરથી ધાર્યું?"

"અમસ્થું!" સુસ્મિતા સંકોચાઈ અને તેનો સંકોચ તારિકાના ધ્યાન બહાર રહ્યો નહિ.

"અમસ્થું એમ કોઈ ધારે જ નહિ. સુવદને કાંઈ કહ્યું હશે."

"ના, ના, તે તો એમ કહેતા હતા કે તું પરણી નહિ હોય; પણ સાચું કહું? મશ્કરી નહિ કરે ને?"

"પણ કહે તો ખરી!"

"તેમણે કહ્યું કે તેં રૂપ કાઢ્યું છે એટલે પરણી નહિ હોય, મેં ધાર્યું કે તું પરણી હશે અને તેના પ્રભાવથી જ તું સારી પેઠે ફૂલી-ફાલી હોઈશ!"

"મૂર્ખ તું!" તારિકા કાંઈક શરમાતી અને હસતી બોલી: "તારું ભણતર જ એળે ગયું લાગે છે! 'યુજેનિક્સ' અને 'સેક્સહાઈજીન' નાં પુસ્તકો તો તું બહુએ વાંચતી'તી ને તેમાંથી શીખી તે શું આવું?"

" એ તો એ વાત છે. લગ્ન થયા પછી ઘણી છોકરીઓનાં શરીર ખીલે છે, અને કેટલીક અપરિણીત છોકરીઓનાં શરીર પણ ખીલે છે પણ તે અપવાદ તરીકે. 'હોર્મોન્સ' ના વિકાસ ઉપર જ તેનો મુખ્ય આધાર રહે છે." સુસ્મિતા બોલી.

" આટલું બધું સમજે છે ત્યારે તને પરણવાની ધાડ કેમ આવી'તી, અને લગ્ન થયા પછી છોકરીઓનાં શરીર ખીલે છે, તો તું મને આવી ફિક્કી કેમ લાગે છે તેનો તું જવાબ આપ !"

" એનાં તો ઘણાં ય કારણો છે. ભણતર અને ચોપડીઓમાંથી મેળવેલું જ્ઞાન કાંઈ સંસારજીવનમાં ડગલે ને પગલે ઉપયોગી થતાં નથી, ઉપયોગી થાય તેમ હોય તોય ઉપયોગમાં લઈ શકાતાં નથી. બેબીનો જન્મ થતાં સુધી મારું શરીર બહુ સારું હતું, પણ ત્યારપછી કાંઈક નબળાઇ આવી છે."

" તો દવા લે છે ને ?"

" દવા લેવી પડે એવી કાંઈ માંદગી નથી."

" તો પછી નબળાઈને પોતાની મેળે જ જરા 'એનેલાઈઝ' (પૃથક્કરણ) કરી જોઈએ એટલે તેનાં કારણો જડી આવે. તું જાણે છે ? આપણ-કોલેજમાં ભણેલી છોકરીઓ ઉપર લોકો એક આરોપ મૂકે છે કે તેઓ કોલેજમાં શરીરની ઉપરની ટાપટીપ કરવામાં ચતુર હોય છે પરન્તુ શરીરની અંદરનું આરોગ્ય જાળવતાં તેમને આવડતું જ નથી અને બેદરકારી સેવે છે. આપણે શરીરની રચના અને દરેક અવયવની કામગીરીનું જ્ઞાન ધરાવીએ અને આપણી જાતને માટે તેનો ઉપયોગ ન કરીએ તો પછી એવી ટીકાને પાત્ર જ થઈએ !" તારિકાએ જાણે નાનું સરખું ભાષણ કર્યું.

" કારણો છે, નજીવાં છે, સામાન્ય વાતો જેવાં છે. દાખલા તરીકે પિતાને ત્યાં હું લાડકી કોલેજ ગર્લ હતી, પણ અહીં સંયુક્ત કુટુંબમાંની નાની વહુઆરુ છું અને અમારે ત્યાં લગભગ બધું

કામકાજ બૈરાંઓને હાથે કરવાનું હોય છે તેમાં મારે મારો હિસ્સો પણ આપવો પડે છે." સુસ્મિતાએ એક કારણ કહ્યું.

તારિકાના વદન ઉપર કંટાળો દેખાયો તે સુસ્મિતાએ જોયો અને તેણે આગળ ચલાવ્યું: "બીજું એ કે બેબી દોઢ વર્ષની થઈ પણ હજી પણ ધાવે છે. તેને સારી પેઠે 'કેલસ્યમ' જોઈએ એટલે દૂધ જોઈએ એમ ડોકટર કહે છે, પણ ચોખ્ખું દૂધ મળતું નથી, જે દૂધ મળે છે તે બેબીના ભાગમાં પૂરતું આવતું નથી, એટલે ધાવણ તેને વિશેષ જોઈએ, એની અસર પણ મારા શરીર પર થાય જ ને!"

તારિકા જાણે ખૂબ ગુસ્સે થઈ ગઈ હોય તેવી દેખાઈ. સુસ્મિતાએ વાત લંબાવી: "અને ત્રીજું કારણ તો તું સહેજે અટકળી શકીશ: સ્ત્રી અને પુરુષ વચ્ચેનું 'સેકસ્યુઅલ' અને 'સોસ્યલ' અંતર. બધી સ્ત્રીઓના જીવનમાં એ સ્થિતિ જે અસર કરે છે તેવી અસર સહેજે મારા પર પણ થયા વિના કેમ રહે?"

સુસ્મિતા પ્રત્યેની સહાનુભૂતિને કારણે તારિકા સુવદન ઉપર એટલી ગુસ્સે થઈ ગએલી દેખાઈ કે તે કયારે પાછો ફરે અને પોતે તેને તતડાવી નાંખે એમ તેના મનમાં થતું હતું.

થોડી વાર મૂગી રહીને તે બોલી: "તેં જ કેટલીક ભૂલો કરી છે એમ તને નથી લાગતું સુસ્મિતા? મને લાગે છે કે કાંઈક અપરિપકવ શરીરે તેં લગ્ન કર્યું હોવું જોઈએ. બીજું, આપણા સ્ત્રીવર્ગની કેળવણીને બંધ બેસતી સામાજિક સ્થિતિ સુવદનના કુટુંબની નથી તે પણ તેં જોયું વિચાર્યું નહિ. લગ્ન થયું એટલે બાળક તો થાય જ, એને ઉછેરવા દાઈ કે નોકર ન રાખી શકે એવા કુટુંબમાં ઘસારો તારા શરીરને જ વેઠવો પડે ને? અને ત્રીજી બાબતમાં હું સુવદનને સાફ-સાફ ઝાપટવાની છું કે તારી ઇચ્છા વિરુદ્ધ કેમ વર્તે છે?..."

"ના, ના, એવું નથી, ખાસ એવું નથી......"

"તો પછી શરીર જાળવવાનાં–સંતતિનિયમનનાં સાધનો હું તને આટલી મોડી મોડી–તેં કંકોતરી ન લખી છતાં–પણ લગ્નની ભેટ તરીકે મોકલી આપું?"

સુસ્મિતા હસી અને બોલી: "તું તો જબરી છે!"

"હા, જબરી છું તેથી તો મેં તારા જેવી ભૂલો કરી નથી. લગ્નના બજાર માટે તૈયાર થવાના હેતુથી જ તું કૉલેજમાં આવી હોઇશ, એમ મને લાગે છે; નહિતો પરણવા માટે આવી દોડાદોડી કેમ હોય?" તારિકાએ ટીકા કરી.

સુસ્મિતાને મનમાં લાગ્યું કે સુવદનને તારિકા પરણવાની હતી તેને બદલે પોતે પરણી ગઈ તેથી દાઝે બળીને તારિકા આમ બોલી રહી છે, નહિતો પોતે પરણી ત્યારે પૂરાં વીસ વર્ષની ઉંમરની હતી તે ઉંમર કાંઈ નાની ન લેખાય. તેણે પ્રકટ રીતે જવાબ આપ્યો: "હું તો તારી પેઠે બી. એ. પાસ થતાં સુધી લગ્ન કરવાની નહોતી, પરન્તુ ફાધરના દબાણને વશ થઇને મારે એમ કરવું પડ્યું."

"એ તો બહાનાં! આપણી ઇચ્છા ન પરણવાની હોય તો કોઇનું ય દબાણ કેમ ચાલી શકે? સુવદનને પરણવાની ઉતાવળ હોય તોય શું? તારું મનોબળ જ દૃઢ હોવું જોઇએ."

"એ કશું જ કામમાં આવતું નથી, તારિકા!"

બેબી પારણામાં જાગેલી હોય એમ જણાયું, એટલે તુરત સુસ્મિતાએ તેને બહાર કાઢી, તેનું મ્હોં ધોયું અને બાબાખુરશીમાં બેસાડી હાથમાં રમકડું આપ્યું.

તારિકા તેને કૌતુકપૂર્ણ દૃષ્ટિથી જોઈ રહી. બેબીને સુસ્મિતાનું સૌંદર્ય મળ્યું હતું અને સુવદનનું અંગસૌષ્ઠવ મળ્યું હતું. સુસ્મિતાની આંખોની રમણીયતાએ સુવદનને મુગ્ધ કર્યો હતો અને તેથી તેણે સુસ્મિતાને પસંદ કરી હતી એમ સમજતી તારિકાએ જોયું કે એ જ રમણીય અને તેજસ્વી આંખો બેબીને પણ મળી છે. તેને એ સુઘડ બાલિકા ઉપર વહાલ ઊપજ્યું અને ખુરશીમાંથી તેને ઊંચકીને પોતાના

ખોળામાં બેસાડીને જોઈ રહેતાં તે બોલીઃ "બેબી! તું કોના જેવી થઇશ?! જો, સુસ્મિતા જેવી નિર્બળ મનની ન થઈશ .."

એટલામાં સુવદનને પેડા-ચેવડાનાં પડીકાં લઇને આવેલો જોતાં તારિકા બોલીઃ "અને સુવદન જેવી બેજવાબદાર પણ ન થઈશ!"

અને પછી જે હાસ્યનો વંટોળ ચડ્યો તેમાં બેબી પણ જોડાઈ!



## પ્રકરણ ૩



## સુવદન પર તારિકાનું તહોમતનામું

પેડા અને ચેવડાનો નાસ્તો કરતાં કરતાં તારિકાએ સુવદનને તેની બેજવાબદારી માટે સારી પેઠે ઠપકો આપ્યો. સુસ્મિતાએ જે કાંઈ તહોમતો સુવદન ઉપર મૂક્યાં નહોતાં, તે તહોમતો માટે પણ તારિકાએ તો સુવદનને જ જવાબદાર લેખ્યો!

બેબીના શરીરના વિકાસ માટે તેને કેલ્સ્યમવાળા ખાદ્ય પદાર્થો આપવા જોઇએ, પરન્તુ હજી તો દૂધમાંથી જ કેલ્સ્યમ તેને મળે એ જરૂરી હતું. સુસ્મિતાના ધાવણ દ્વારા તેને કેલ્સ્યમ મળતું હતું પણ તેથી સુસ્મિતાનું શરીર ઘસાતું હતું, અને શરીરને ઘસારો પડવા દઇને બાળકો ઉછેરવાં એ જંગલીપણું હતું માટે બેબીને પૂરતું દૂધ મળે એવી વ્યવસ્થા કરવી એ સુવદનની ફરજ હતી, જે ફરજ બજાવવામાં આજસુધી તે નિષ્ફળ નીવડ્યો હતો ને? તેણે કોઈપણ રીતે પૂરતું દૂધ બેબીને માટે મેળવી આપવું જોઇએ, તેમ ન બને તો તેણે દૂધના વિલાયતી દાબડા આવે છે તે લાવીને તે દ્વારા બેબીને પૂરતું પોષણ આપવું જોઈએ, પરન્તુ સુસ્મિતાનું શરીર શોષાય અને બેબી મોટી થાય તે તો સુસ્મિતા પર એક જાતનો અત્યાચાર હતો અને સુવદન તે માટે જવાબદાર હતો.

સુવદન અને સુસ્મિતાનો સંસાર જોઈને તારિકા બહુ નાસીપાસ થતી હતી અને નિઃશ્વાસ નાંખતી હતી. જૂની ઘરેડના દાંપત્યજીવનની નજીવા સુધારા સાથેની આવૃત્તિ જેવું માત્ર સુવદન–સુસ્મિતાનું દાંપત્યજીવન હતું; તેમાં જે ‘ બેઝિક ’ (પાયાનો) સુધારો હોવો જોઈએ તે દેખાતો જ નહોતો. ગ્રેજ્યુએટ વર અને અંડરગ્રેજ્યુએટ કે ગ્રેજ્યુએટ વધૂનો સંસાર કેવો હોવો જોઈએ તે વિષે તારિકાએ જે કલ્પનાઓ કરી હતી, જેવો આદર્શ સંસાર માણવાના મનોરથો તેણે પોતા માટે રચી રાખ્યા હતા, તે કલ્પનાઓ અને આદર્શની ઝાંખી રેખા પણ તેને સુસ્મિતા–સુવદનના સંસારમાં દેખાતી નહોતી, તે જ તેની નાસીપાસીનું કારણ હતું. સુસ્મિતા જેવી પોતાની સુંદર અને ચતુર સહાધ્યાયિની આવા સંસારના ખાબોચિયામાં સપડાઈ ગઈ તે જોઈને તારિકાને જે દુઃખ થતું હતું તે દુઃખ અત્યારે તો સુસ્મિતા પ્રત્યેની સહાનુભૂતિ સિવાય બીજી કોઈ રીતે તે વ્યક્ત કરી શકે તેમ નહોતું.

પિતૃગૃહની લાડકી કોલેજકન્યા પરણ્યા પછી પતિની અર્ધાંગિની કે જીવનસખી જ બનવી જોઈએ, તેને બદલે તે નાની વહુઆરુ બને તેનો અર્થ શો? તે કોઈ વિશાળ કુટુંબમાંની એક વહુઆરુ બને છે એ જ એના કોલેજજીવનમાંના મનોરથો ઉપર પાણી ફેરવવા બરાબર હોય છે. જેવું મુક્ત જીવન તે કોલેજમાં કે પિતૃગૃહમાં જીવી શકતી હોય તેવું જ મુક્ત જીવન તેને જો પતિગૃહમાં ન જીવવા મળતું હોય તો એ જીવન જ રહ્યું ક્યાં? ગ્રેજ્યુએટ પતિ મળ્યો હોય તોય તેનો શો શુક્કરવાર વળ્યો? પત્ની ઉપર પતિનો અધિકાર હોય એ તો કાંઈક ક્ષંતવ્ય પણ લેખાય, જોકે એ અધિકાર પર પણ હવે અનેક પ્રકારની મર્યાદાઓ મૂકવાની આવશ્યકતા કેટલાક દેશનેતાઓએ અને અગ્રગણ્ય સ્ત્રીવર્ગે જોઈ છે; પરંતુ સાસુ સસરો, જેઠ જેઠાણી, નણંદ ફોઈ ઈત્યાદિ બધાંએ વહુઆરુ ઉપર અધિકાર જમાવવા નીકળી પડે તે ક્યાંનો ન્યાય? એ ન્યાય હતો જૂનાં કુટું-

ઓમાં અભણ વહુઆરુ માટે; પરંતુ આજે તો એ જુલ્મ છે—અત્યાચાર છે; કૉલેજની અગ્નિપરીક્ષામાંથી પસાર થએલી આજની યુવતી કાંઈ બીજાઓની ગુલામી વેઠે નહિ !

એટલું પણ જાણે અધૂરું હોય તેમ સુસ્મિતાને તો ઘરકામ પણ હાથે કરવું પડતું હતું ! બેબી માટે આયા રાખવામાં ન આવે તો બિચારી સુસ્મિતા બેબીની પાછળ ઘરમાં જ બંધાઈ-ગોંધાઈ રહે; ન તેનાથી બહાર ફરવા જવાય, ન કોઈને ત્યાં મળવા જઈ શકાય, કે ન સભા મેલાવડામાં જઈને મનને જરા બહેલાવી શકાય. તેને પોતાનું કૉલેજનું ભણતર તાજું રાખવા માટે કાંઈ પુસ્તકો વાંચવાનું મન હોય તે પણ તે કેવી રીતે પૂરું કરી શકે ? પણ આયા રાખવાની વાત તો દૂર રહી, ઘરમાં ઘરકામ માટે પણ નોકર—ચાકર નહિ, એ તે કાંઈ જીંદગી છે ? રાંધવું, પીરસવું, વાસણ માંજવાં, એંઠવાડ કાઢવો, કપડાં ધોવાં, પથારીઓ કરવી એ બધુંય કામકાજ જે ઘરમાં સ્ત્રીઓને હાથે જ કરવું પડતું હોય, તે ઘરમાં બિચારી સુસ્મિતાની કેવી દશા થતી હશે તેની કલ્પના કરતાં તારિકા રોમાંચ અનુભવતી હતી. એમના ઘરમાં ગમે તેવો રિવાજ હોય, પરંતુ સુવદન કેમ તે ચલાવી લેતો હતો ? શામાટે તે સુસ્મિતાને જોઈતી સગવડ કરી આપવામાં ગફલત કે બેજવાબદારી રાખતો હતો ? પછી શું તારિકા તેને અડાવ્યા વિના રહે ખરી ?

સુસ્મિતા અને સુવદનના દાંપત્ય વિષે તો તારિકા બહુ જાણી શકી નહિ, પરંતુ સ્ત્રી અને પુરુષ વચ્ચેના 'સેકસ્યુઅલ' અને 'સોશ્યલ' અંતરનો ડંખ જો સુસ્મિતાને લાગતો હતો, તો તેટલા પુરતો સુવદન દોષપાત્ર કેમ નહિ? જે જીવનમાં બેઉ સમાન કક્ષાનાં લેખાવાં જોઇએ તે જીવનમાં પુરુષમાં ભોક્તાની ભાવના જાગી અને સ્ત્રીને ભોગ્ય તરીકેની હીણી સ્થિતિનું ભાન થયું, ત્યાં એ સમાનતા હોય જ નહિ, ત્યાં એ અંતરનું દર્શન થવાનું અને ડંખ પણ લાગવાનો. સુસ્મિતા ભલે સુવદનને દોષમુક્ત કરવા મથન કરતી હોય,

પરંતુ એ અંતરનું ભાન જ્યાંસુધી સુસ્મિતાને થતું હતું ત્યાંસુધી સુવદન દોષમુક્ત નહોતો.

આવી અનેક વિષમતાઓની વચ્ચે દબાઈ ચંપાઈને જીવી રહેલી બિચારી સુસ્મિતાની દયા ખાતી તારિકાએ જ્યારે સુવદન પર એ બધા દોષોનું તેને ભાન કરાવનારું તહોમતનામું પૂરું કર્યું ત્યારે તેના દિલમાં ચડેલો ઊભરો શમ્યો.

અને તારિકાએ સ્પષ્ટતાથી કહ્યું: "સુવદન! તું એમ ન માનીશ કે હું અમદાવાદને લંડન બનાવી દેવાના હવાઈ ખયાલથી આ બધું કહું છું. હું સમજું છું કે આ લંડન નથી, મારા કે તારા પિતા કોઈ મોટા ઉમરાવો નથી, આપણા ઘરમાં મહિને હજારો રૂપિયાની બાંધી આવકો ચાલી આવતી નથી, બીજાઓના બંગલા જોઈને આપણે આપણાં ઝુંપડાં તોડી નાંખવાં ન જોઈએ એ શાણી નીતિ મને માન્ય છે; પરંતુ તમે ગ્રેજ્યુએટ થાઓ, ઊંચી કેળવણી લો અને કોઈ ગામડામાં નહિ પણ અમદાવાદ જેવા મોટા શહેરમાં રહો, છતાં નવા અને જુના જીવન વચ્ચે સમન્વય કરી જાણો નહિ તો પછી એ કેળવણીનો અર્થ શો? આવું જીવન તો ઝખ મારવા બરાબર છે! સુસ્મિતાને માટે મને બહુ લાગી આવે છે તેથી મારે આટલું કહેવું પડે છે હોં, બાકી હું કાંઈ આંગણે આંગણે ઉપદેશ આપતાં ફરવાનો ધંધો કરતી નથી."

સુસ્મિતા બોલી: "તું એ ખરું કહે છે, પરંતુ કોલેજજીવન-માં ઘડી રાખેલા મનોરથો સંસારમાં વાસ્તવિક પ્રવેશ થયા પછી ભાગ્યે જ સફળ થાય છે એમ મેં ઘણેખરે સ્થળે જોયું છે."

"એનું કારણ એ છે કે સફળતા માટે પ્રયત્નો થતા નથી. બહારથી તમે ઊંચી કેળવણી લો છો, નવું જીવન જીવવાની વાતો કરો છો, પરંતુ એ બધી મન મનાવવાની વાતો હોય છે; પરણતાંની સાથે સ્ત્રીત્વના જૂના માનસિક સંસ્કારો આપોઆપ ઊભરાઈ

આવે છે અને ઘરેડિયું જીવન જીવવા મંડી જવાય છે. તું ય એવું કરે તે મને કેમ ગમે?"

સુવદન બોલ્યો: "તું જે કાંઈ કહે છે તે કશુંય ખોટું નથી. મનમાં ઘણી વાર એમ થઈ આવે છે કે જીવન અણધાર્યે રસ્તે ઘસડાઈ રહ્યું છે, તે માટેનો અસંતોષ પણ કેટલીક વાર જાગે છે, પરંતુ તું કહે છે તેમ તેમાં સુધારો કરવાનો પ્રબળ પ્રયત્ન જ અમે કરતાં નથી એ વાત સાવ સાચી છે."

પોતાની સમજને સુવદનનું પ્રમાણપત્ર મળવાથી તારિકાને થએલો આનંદ તેના વદન ઉપર પ્રકટી નીકળ્યો. તેણે કહ્યું: "તો પછી પ્રયત્નોનો પ્રોગ્રામ આંકો અને એક પછી એક આઈટેમ (બાબત) અમલમાં મૂકો."

"પ્રોગ્રામમાંનું પહેલું કાર્ય એ કે..."

આગળ બોલતાં સુવદન એકદમ અટકી ગયો. સામેના ખંડમાં કાંઈ અણધારી ધાંટાધાંટ થતી તેને કાને પડી અને તે એકદમ ઊઠીને તે ખંડમાં ગયો.

તેણે જોયું કે કુસુમ કાકી રિસાઈને પોતાનાં બેઉ બાળકોને લઈ બબડતી-ફફડતી પિયર જાય છે. પોતાની માતા-વસંતબા તેને મીઠા ઠપકાથી સમજાવી લેવા મથે છે, પરંતુ તેનો રોષ ઊતરતો નથી.

સુવદને પણ કહ્યું: "કાકી! નજીવી વાતમાં આમ શું કરો છો? અને બાએ એમાં તમને કહ્યું છે પણ શું?"

"મને કહ્યું હોત તો જાણે ઠીક હતું, હું તો આ ઘરની ચાકરડી છું તે બધાંનું વૈતરું કરું અને વેણ પણ સાંખું, પણ ધનવંતના મોટા ભાઇને ધૂળ ધૂળ કરી નાંખ્યા એ મારાથી નહિ સંખાય, સમજ્યા?"

વસંતબાએ નરમાશથી કહ્યું: "મેં તો એવું કશું કહ્યું નથી, ભાઈ! સહેજે કેરી બાબત કહ્યું'તું, તે તમને વસમું લાગતું હોય તો

ભલે, ફરીથી નહિ કહું.....પણ ઘરમાં સૌએ સરખી રીતે તો રહેવું જોઈએ ને?"

"તમારી સરખી રીત શી છે તે હું જાણું છું તો, મારાથી એમ નહિ રહેવાય." એમ કહેતાં કુમુદે ચાલવા માંડયું.

સુવદને તેને સમજાવવા યત્ન કર્યો: "કાકી! સાંજે બાપુજીને કહીને જજો. અત્યારે મારા કાકા પણ ઘેર નથી અને તમે જાઓ તે ઠીક નહિ."

"ઘેર નથી તે શું છે? હું ઘરમાંથી કશું ચોરી જતી નથી......જોઈ લો આ પોટલી, કપડાં ફક્ત છે!"

કુમુદે સુવદનની સામે પોટલી ફેંકી. સુવદન તેથી ગૂંચવાયો અને તેણે પોટલી ઊંચકીને કાકીના હાથમાં આપી—જાણે હવે કાકીને પિયર જવાની રજા આપતો હોય.



## પ્રકરણ ૪



## જુદાં રહેવાનું બહાનું

ઉદાસ બનેલે ચહેરે સુવદન પોતાના ખંડમાં પાછો ફર્યો કે તુરત તારિકાએ ગંભીરતાથી પૂછયું: "શું હતું સુવદન?"

"કાંઈ નહિ!" સુવદન આગળ બોલ્યો: "નજીવી વાત હતી, તેમાં મારાં કાકી રિસાઈને પિયર ચાલ્યાં ગયાં."

"પણ આપણાં કુટુંબોમાં નજીવી વાતનાં મૂળ ઊંડાં હોય છે." તારિકા બોલી.

"સવારે મારા ધીમુ કાકા આફુસની બે કેરીઓ લાવ્યા હતા. એક નાની હતી અને એક મોટી હતી, તેમાંની મોટી કેરી મારાં વિજયા ફોઈની વિમળાએ ઉપાડી લીધી, તે કાકાએ તેના હાથમાંથી ખૂંચવી લઈને પોતાની પુત્રી ધીરુને આપી અને નાની કેરી વિમ-

ળાને આપી. બાએ એ પક્ષપાત નજરોનજર જોયો અને તેમનાથી રહેવાયું નહિ, એટલે તેમણે કાકાને ઠપકો આપ્યો હતો. બસ, એટલી જ વાત !" સુવદને ખુલાસો કર્યો.

તારિકાએ સ્મિત કરીને કહ્યું : " અને મોટી કેરી જો વિમળાની પાસે તેમણે રહેવા દીધી હોત અને નાની કેરી પોતાની પુત્રીને આપી હોત, તો તારાં બાને એ પક્ષપાત ન લાગત, ખરું ને ?"

સુસ્મિતા બોલી : " ના, તારિકા ! એવું નથી હોં ! મારાં સાસુનો ન્યાય વળી જુદો જ છે. જો એ બે કેરીઓ કાકાએ એમના હાથમાં મૂકી હોત તો તેમણે બેઉ કેરીની ચીરીઓ કરીને બધાં બાળકોને વહેંચી આપી હોત."

" પણ દુનિયામાં બધે જુઓ, માણસને પોતાના બાળક પ્રત્યે મમતા હોય છે. તારી સાસુએ એમ કર્યું હોત તો કાકા–કાકી બેઉને ઓછું વસમું ન લાગ્યું હોત." તારિકાએ દલીલ કરી.

સુવદન બોલ્યો: " સાચું છે, એવું ઘણીય વાર બને છે અને પક્ષાપક્ષીને નામે ઝગડા ચાલ્યા કરે છે..."

" અને એ રીતે પોતાનાં બાળકોનો વિકાસ રુંધાય છે એમ ઘરમાંની દરેક માતાને લાગતું હશે, નહિ વારુ ?"

" લાગે ય ખરું, પણ શું કરીએ ? મન મારીને કુટુંબમાં સુવ્યવસ્થા ચાલે એમ તો કરવું જોઈએ ને ?" સુવદને કહ્યું.

તારિકા હસી અને કટાક્ષમાં બોલી: " કાકી રિસાઈને ગયાં એ સુવ્યવસ્થા ખરી !"

" એ તો પાંચ દિવસ રહીને પાછાં આવશે, અને પાછું ગાડું ગબડચાં કરશે."

તારિકા બોલી: " હું માનું છું કે એમ નહિ બને. વધુ ઝગડા થશે કારણકે ઝગડાનું મૂળ તો કાયમ જ રહ્યું હશે."

" એમ થાયે ખરું, પણ બીજો કોઈ ઉપાય નથી. પિતાજી અને બા કુટુંબને વીંખાવા નહિ દેવાનાં આગ્રહી છે. તેમને મન સંયુક્ત કુટુંબમાં જ સર્વનું સમાન હિત અને સમાન વિકાસ છે."

"એ માન્યતામાં રહેલી ભૂલ તેમને વધુ અનુભવથી સમજાશે; અને તને તો આજથી જ એ સમજાવું જોઈએ છે કે તારી બેબીને દૂધ ઓછું મળે છે એથી સમાનતા જળવાય છે પરન્તુ બેબીનો વિકાસ રંધાતો નથી? એ વિકાસ નહિ રુંધાવા દેવાને સુસ્મિતાનું શરીર ઘસારો વેઠે છે એ તારી દૃષ્ટિનો વિષય છે."

સુવદન વિચારમાં પડી ગયો. તારિકાની વાત તો સાચી હતી. સુસ્મિતા ઉપરાંત પોતે પણ એક રીતે પોતાના વિકાસ અને પ્રગતિને રુંધીને બી. એ. પાસ કરી અભ્યાસમાં અટકી ગયો. તેને એ વર્ષ વધુ અભ્યાસ કરી બી. કોમ. થવાનો વિચાર હતો, પરન્તુ પિતાજીની આજ્ઞા વધુ અભ્યાસ ન કરતાં કુટુંબના પોષણમાં હિસ્સો આપવાની હતી એટલે તેને સો રૂપિયાની નોકરીમાં બંધાઈ રહેવું પડ્યું હતું. જો તે બી. કોમ. થયો હોત તો સહેજે બસો રૂપિયાથી શરૂઆત કરીને આજે વધુ નહિ તો માસિક ત્રણસો રૂપિયા તો જરૂર મેળવતો હોત અને...પણ અત્યારે તો સુવદનને માટે એ શેખચલ્લીના જ વિચારો હતા.

વિચારમાં પડેલા સુવદનને જગાડતી તારિકા બોલીઃ "ત્યારે સુવદન ! હું જઉં છું. ફરી વળી કોઈ વાર મળવા આવીશ, પણ તે પહેલાં તારે સુસ્મિતાને લઈને એક વાર અમારે ત્યાં આવવું પડશે, તે વિના હું ફરી આવવાની નથી."

"તમે તો સોસાયટીમાં રહો છો ને?" સુસ્મિતાએ પૂછ્યુંઃ "બહુ દૂર, અર્ધો દિવસ ગાળીએ ત્યારે મળવા આવવાનું બને..."

"ત્યારે આ ઘસડબોરામાંથી કોઈક દિવસ તો એટલો આરામ લે, નહિતો બેઉ છેડેથી બળતી મીણબત્તી કેટલોક વખત ચાલશે?" એમ બોલતી તારિકા ઊઠી.

તારિકા ગઇ, પણ તેના છેલ્લા શબ્દોએ સુવદન અને સુસ્મિતાના દિલ ઉપર ગંભીર અસર કરી. પ્રગતિનું રુંધન અને શક્તિઓનો ઘસારો એ બેઉ પડની વચ્ચે પોતે અને સુસ્મિતા દળાઇ

રહ્યાં હતાં એવો જે વિચાર તેને એ વખતે આવ્યો તે ધીરે ધીરે તેના દિલમાં વજ્રલેપ થવા લાગ્યો.

પરન્તુ કૌટુંબિક સ્થિતિએ જે નવો વળાંક લીધો તેમાં તેનો એ વિચાર દબાયલો જ રહ્યો.

કુમુદ પિયર ગઈ તેથી ધીમંતરામ ધુંધવાવા લાગ્યો. તેનો ધુંધવાટ બહારથી તો કુમુદ ઉપર દેખાતો હતો, પરંતુ ખરી રીતે તેને આ કુટુંબમાંનો ભેગો નિવાસ જ હવે અળખામણો લાગતો હતો. તે સ્પષ્ટ રીતે પોતાના મોટા ભાઈ–સુવદનના પિતા દામોદરદાસને કહી શકતો નહોતો કે પોતે જુદો રહેવા ઇચ્છે છે; પરંતુ તેનો એ મનોભાવ દામોદરદાસ અને વસંતબા સમજી ગયાં હતાં.

દામોદરદાસે એક વાર એકાંતમાં બોલાવીને ધીમંતરામને કહ્યું: "જો ભાઈ! તું ઘરમાંના ઝગડા–કંકાસથી મુંઝાય છે તે હું જાણું છું, અને મને પણ એમ લાગે છે કે તું જુદો રહે તો તને શાન્તિ મળે, જોકે મને તેથી શાન્તિ મળે તેમ નથી. મને હવે થોડા વખતમાં નિવૃત્તિ મળશે એટલે પેનશનને કારણે આવક ઘટશે. સુવદનની આવક હમણાં વધે તેમ લાગતું નથી, એટલે તારા વેપારને લીધે આપણે બધાં સરખી રીતે સુખી છીએ. તું જુદો રહે, તારી આવક બંધ થાય, એટલે કુટુંબના નિર્વાહનો પ્રશ્ન મને અશાન્ત બનાવશે. પરન્તુ જો તને તેથી સુખ ઊપજે તેમ હોય તો હું તને જુદો રહેવા દેવા તૈયાર છું."

"મેં ક્યાં જુદાં રહેવાનું કહ્યું છે?" ધીમંતરામે નીચી દૃષ્ટિ ઢાળીને કહ્યું.

"તેં કહ્યું નથી પણ હું સમજું છું. કુમુદ વહુનો મનોભાવ પણ મારી જાણ બહાર નથી. એટલે જુદાં રહેવું હોય તો મારી ના નથી. પણ આપણે ભણેલાં–ગણેલાં માણસ ઝગડીને જુદાં રહીએ એ સારું નહિ. ઘરનું ખર્ચ ઘણું છે, તેને પહોંચી વળવા વળી કાંઈ યત્ન કરીશું."

" માઠું ન લગાડશો મોટા ભાઈ! ખર્ચ તમે જાણી જોઇને વધાર્યું છે, અને......"

" અને શું ?"

" કાંઈ નહિ!"

" ના, ના, કહે તો ખરો, મને માઠું નહિ લાગે."

" વિજયા બહેનને તમે અહીં ન લાવ્યા હોત તો ન ચાલત? તેના ભરણપોષણનું સાધન તેની પાસે છે. વળી તમે મોટી બહેનના કસ્તુરને ભણવા માટે ઘરમાં રાખ્યો; કોલેજની હોસ્ટેલ છે, તેમાં તે ન રહી શકત? મનુભાઈનાં બાળકો તો આપણે માથે પડ્યાં છે એટલે છૂટકો નથી, પરન્તુ વડોદરેથી કમળાને અને તેના વરને અહીં બોલાવ્યાં છે, તે બધો ખર્ચ વધારવાનો જ માર્ગ છે ને?"

" હવે હું બરાબર સમજ્યો!" દામોદરદાસે કહ્યું. થોડી વાર સુધી તે કશું બોલ્યા નહિ અને વિચારમાં જ પડી ગયા. પછી તેમણે કહ્યું: " એ બધું મેં શામાટે કર્યું અને હજી કરી રહ્યો છું, તે કશું તને આજસુધી સમજાયું નહિ?"

" સમજાયું તો છે; બધાં સાથે રહીએ તો ખર્ચ ઓછું થાય, માંહોમાંહે હેત–પ્રીત વધે, મોટાંઓની પાંખની હૂંફ હેઠળ નાનાંઓ ઊછરી જાય, એ બધી વાતો કાંઇ મારા ખયાલની બહાર નથી, પરન્તુ તમે જુઓ છો કે હેત–પ્રીત વધવાને બદલે ઝગડા થાય છે, ઇર્ષા જાગે છે, અને ખર્ચ ઓછું થતું હોય તો તે સૌનાં મનની શાન્તિને ભોગે થાય છે. સૌની માનસિક શાન્તિને તમે ખર્ચના બચાવના બદલામાં ખોવડાવો છો!" ધીમંતરામે પૂરી ગંભીરતાથી વાત કરી.

" તું એ બધું ઠીક કહે છે. હું તે વિષે વિચાર કરીશ અને મારી ભૂલ થતી હશે તો જરૂર સુધારીશ. પરન્તુ તને જુદાં રહેવાથી જે શાન્તિ મળે તે વધુ વખત ખોવરાવવા હું ઇચ્છતો નથી, એટલે હું ખરા દિલથી કહું છું કે કુમુદને તેને પિયરથી બોલાવ, અને

હમણાં નહિ તો પાંચ પંદર દિવસ પછી તું ખુશીથી જુદો વાસ કર, મને જરાયે ખોટું નહિ લાગે."

"એવી કશી ખાસ ઉતાવળ નથી, પરન્તુ આપણાં મનથી ચોખવટ થઈ હોય તો સારું એટલા માટે મેં કહ્યું. મારી ભાભીને પણ જેમ સમજાવવાં હોય તેમ તમે જ સમજાવજો; હું એમને કશું નહિ કહું."

"કશી ફીકર નહિ. હું ખાતરીથી કહું છું કે તું જુદો રહીશ તો તેને ય ખોટું નહિ લાગે. આપણી શાન્તિ અને સગવડને માટે જુદાં રહીએ એમાં વળી ખોટું લગાડવાનું શાનું?" દામોદરદાસે હળવા દિલથી વાતચીત આટોપી લીધી.

પતિ પાસેથી એ વાત વસંતબાએ જાણી, વસંતબાએ વિજયાને કહી, વિજયાએ સુસ્મિતાને કહી અને સુસ્મિતાએ સુવદનને કહી એટલે ધીમંતરામ અને કુમુદ વહુ હવે જુદો વાસ કરવાનાં છે એ વાત ઘરનાં બધાં મોટેરાંઓમાં પ્રસરી જતાં બહુ દિવસ ગયા નહિ. બધાં માંહોમાંહે એ વિષે વાતો કરતાં, પરંતુ ધીમંતરામને કોઈએ એ વાત સીધી પૂછી નહિ. ધીમંતરામનું દિલ હવે જુદાં રહેવાથી મળનારી શાન્તિને કારણે ઉલ્લાસમાં રહેતું હતું તે સૌ જોતાં હતાં.

સુસ્મિતાએ એક વાર પતિને પૂછ્યું: "કાકા જુદા રહેવા જવાના છે, તેમ આપણે ય જુદાં રહીએ તો?"

સુવદન હસીને બોલ્યો: "તને કુમુદ કાકાની પેઠે ઝગડો કરતાં આવડવું જોઈએ ને!"

સુસ્મિતા બોલી: "ઝગડો એક બહાનું છે, તેમ આપણે ઝગડા સિવાયનું બીજું બહાનું શોધી કાઢીએ તો?"

"હા, શોધજે! તારો લૉજિકનો અભ્યાસ એ કરતાં બીજા કયા વધારે સારા ઉપયોગમાં આવશે? મેં તો કૉલેજમાં લૉજિકને બદલે મેથેમેટિક્સ લીધેલું!"

એ રીતે સુવદને સુસ્મિતાની દરખાસ્તને મશ્કરીમાં ઉડાવી દીધી.



# પ્રકરણ ૫



## કલ્લોલ અને કકળાટ

ત્રણ મજલાના બાપીકા મકાનમાં દામોદરદાસ, મનુભાઈ અને ધીમંતરામ સાથે રહેતા હતા, અને ત્રણે ભાઈઓનાં કુટુંબોને એ મકાન સાંકડું પડે એવો સંભવ પહેલાં તો દામોદરદાસને દેખાતો નહોતો, પરંતુ હવે તો તે ખરેખર સાંકડું પડતું હતું. તેમના પિતા અને બે કાકાઓ એ જ ઘરમાં સાથે રહેતા હતા અને તેમને જે મોકળાશ માણવાની મળતી હતી તે આ ત્રણ ભાઈઓના કુટુંબને મળતી નહોતી તે દામોદરદાસ પોતાની નજરે જોતા હતા. તેનું કારણ તે સમજતા હતા. દરેક ભાઈને પોતાનો સ્વતંત્ર સૂવા–બેસવાનો ખંડ તો જોઈએ જ, પરંતુ ઘરમાં જેમ જેમ નિશાળે જતાં છોકરાં વધતાં ગયાં હતાં તેમ તેમ તેમને પણ જુદા જુદા અભ્યાસ-ખંડો જોઈતા હતા. દામોદરદાસનો બાર વર્ષનો દેવેંદ્ર હાઈસ્કૂલમાં ભણતો હતો તેને પોતાનો ખંડ જોઈએ, એટલું જ નહિ, મનુભાઈનો દસ વર્ષનો મહેશ ગુજરાતી પાંચમી ચોપડી ભણતો હતો, અને બાર વર્ષની મંગળા ગુજરાતી ચોથી ચોપડી ભણતી હતી તેમને બેઉને પણ જુદા જુદા ખંડો જોઈતા હતા. આમ જરૂરીઆતો વધતી જવાને લીધે દામોદરદાસે થોડા વખત ઉપર ત્રીજા માળની ઉપર બે નાની ઓરડીઓ નવી બંધાવી હતી તોપણ ધીમંતરામને, સુવદનને, સુસ્મિતાને ઘરમાં સંકડાશ જ લાગ્યાં કરતી હતી. સંકડાશ તો કોઈને ન ગમે, પરંતુ દામોદરદાસને વિચિત્ર એ લાગતું હતું કે સંકડાશની ફરિયાદ કરનારાંઓ કેવળ કલ્પિત સંકડાશ જ ઊભી કરતાં હતાં. ધીમંતરામને અને સુવદનને પોતાના બેઠકના ખંડોને રાત્રે સૂવાના ખંડો બનાવવા પડે એ ગમતું નહોતું; તેમને બેસવા–સૂવાના જુદા જુદા ખંડો જોઈતા હતા. મંગળા મહેશને પોતાના ખંડમાં વાંચવા

દેવાની ના કહેતી હતી અને દેવેંદ્ર મહેશને પોતાના ખંડમાં સૂવા દેવાની ના કહેતો હતો. દામોદરદાસની મોટી બહેનનો દીકરો કસ્તુર વીરમગામથી અમદાવાદની કોલેજમાં ભણવા આવ્યો હતો તેને તો જુદો ખંડ જોઇએ જ. દરેક જુવાન કે કિશોરને પોતાની સ્વતંત્ર અને નિરાળી દુનિયા જ જાણે જોઇતી હતી અને તેમાં દામોદરદાસને નવા યુગની સ્વતંત્રતાની તાસીર દેખાઇ આવતી હતી, પરન્તુ તે તેમને ગમતી નહિ.

સબજજ કોર્ટમાં દામોદરદાસને શિરસ્તેદાર તરીકે દોઢસો રૂપિયાનો પગાર મળતો હતો. ધીમંતરામનો કાપડનો વેપાર ઠીક ચાલતો હતો અને સહેજે તેને તથા તેના ભાગીદારને વર્ષે અઢી–ત્રણ હજાર પોતપોતાના ભાગના નફાના મળતા હતા. સુવદન સો રૂપિયા લાવતો હતો. એટલી આવકમાં ઘરનું ખર્ચ ચાલ્યાં કરતું હતું; પરંતુ ધીમંતરામ અસંતુષ્ટ રહ્યા કરતો હતો તે દામોદરદાસ જોતા હતા.

વચ્ચેટ ભાઇ મનુભાઇ દસેક વર્ષ ઉપર પત્નીનું મરણ થતાંની સાથે સંસાર છોડી સંન્યાસી બની ચાલ્યો ગયો હતો અને તેનાં બે બાળકો આ કુટુંબમાં ઊછરી મોટાં થતાં હતાં. મંગળા અને મહેશનો બાપ પોતાની જવાબદારીમાંથી છટકીને જતો રહ્યો એટલે એ બેઉ હવે આ બેઉ ભાઇઓને માથે પડ્યાં હતાં એટલે તેમને મોટાં કર્યા વિના કોઇનો છૂટકો નહોતો; પરંતુ ધીમંતરામને એક વાત સાલતી હતી. દામોદરદાસે એ બેઉ બાળકોનાં ભણતર અને લગ્નની જોગવાઇ કરવા માટે તેમનો વીમો ઊતરાવ્યો હતો અને દર વર્ષે ત્રણસો રૂપિયા ભરવા પડતા હતા, તે કુટુંબ ઉપરનો જ બોજો હતો. ધીમંતરામને તે બોજો અત્યારે નિરર્થક લાગતો હતો. ભાઇબહેન બેઉ મોટાં થાય ત્યારે જોગવાઇ કરી લેવાય, અત્યારથી દર વર્ષે એ ડંખતો બોજો ઉપાડ્યા કરવો શામાટે ? એ વીમાનો હપ્તો ભરવાની મુદત જ્યારે આવતી ત્યારે ધીમંતરામ અને કુમુદ બેઉને બહુ જ વસમું

લાગતું. તેથી ઊલટું દામોદરદાસને લાગતું કે ભવિષ્યનો મોટો ભાર કકડે કકડે ઓછો થઇ રહ્યો છે, અને ન કરે નારાયણ ને પોતાની આંખ મીંચાઈ જાય તો એ નમાયાં-નબાપાં બાળકો તદ્દન રખડી પડવા જેવી સ્થિતિમાં નહિ રહે.

વિજયા તો ધીમંતરામને બેવડા બોજારૂપ લાગતી હતી. તે બિચારી ત્રણ વર્ષ પર વિધવા થઇ હતી, અત્યારે માત્ર બાવીસ વર્ષની તેની ઉંમર હતી અને સસરાના ઘરમાં સુખે રહી શકે તેવા સંયોગો નહોતા. તેને સદ્‌ભાગ્યે પતિનો પાંચ હજારનો વીમો તેને મળ્યો હતો અને બેત્રણ હજારના દાગીના તેની પાસે હતા એટલે તેને એક રીતે નિરાંત હતી, નહિતો વૃદ્ધ વયે નવી સ્ત્રી પરણેલો સસરો તેને સુખે રોટલો ખાવા દે તેમ નહોતું. દામોદરદાસ તેની એક વર્ષની બાળકી વિમળા સાથે તેને પોતાને ત્યાં તેડી લાવ્યા હતા અને તેથી તેની મિલકતમાં વધારો થયા કરતો હતો જ્યારે ખર્ચ વેઠવું પડતું નહોતું. તેના ખર્ચ પેટે તેની મીલકતની વ્યાજની આવક ઘરખર્ચ માટે મળવી જોઇએ એ ધીમંતરામને ન્યાય્ય લાગતું હતું, પરંતુ દામોદરદાસ કહેતા કે પોતે જીવે છે ત્યાંસુધી એ વિધવા બહેન ઉપર પાઇનોય બોજો પડે તો પોતાનું ભાઇપણું અને માનવતા બેઉ લાજે.

એ પણ ઠીક, પરંતુ વિજયા ઘરમાં કેટલાંકને ખૂંચ્યા કરે એવી વસ્તુસ્થિતિ ખાસ કરીને દામોદરદાસે અને વસંતબાએ મળીને રચી હતી, તે ધીમંતરામને બિલકુલ ગમતી નહોતી. વિજયા જ્યારથી ઘરમાં આવી ત્યારથી ધીરે ધીરે વસંતબાએ ઘરનો પોતાના હાથમાંનો કારભાર વિજયાના હાથમાં સોંપવા માંડ્યો હતો અને આજે તો વિજયા ઘરમાં સર્વોપરિ અધિકાર ધરાવનારી બની ગઇ હતી. રસોઇથી માંડીને કપડાં-ઘરેણાં સુધીની બધી વાતોમાં તેને પૂછીને જ બધાંને ચાલવું પડતું અને દામોદરદાસ તથા વસંતબા પણ તેનો અભિપ્રાય પૂછીને જ જાણે દરેક વાતમાં ડગલું ભરતાં, તેથી વિજયા

ઇર્ષ્યાનો વિષય બનતી. એમ તો વિજયા ડાહી હતી, પોતાની સ્થિતિ સમજતી હતી, એટલે તે પોતાના અધિકારનો ઉપયોગ બહુ સંભાળીને કરતી. કોઇ વાતનો અભિપ્રાય પૂછનાર પાસેથી પહેલાં તે તેનો મનોભાવ જાણી લેતી અને પછી મિઠાશથી પોતાનો અભિપ્રાય આપતી. કોઇને કોઇ કામ ચીંધ્યા પહેલાં પોતાથી તે થઇ શકે તેમ હોય તો પોતે જ કરી લેતી. ઘરમાંનાં બધાં નાનાં-મોટાં બાળકો ઉપર સમાન મમતા દાખવવા યત્ન કરતી, અને સૌને સરખો ન્યાય મળે તેમ કરવા મથતી. વસંતબાની કેળવણીથી વિજયા ત્રણ વર્ષમાં ઘરની પ્રત્યેક વીગતથી સારી પેઠે માહિતગાર બની હતી, સૌના સ્વભાવને સારી પેઠે પિછાણી શકી હતી અને જેમ બને તેમ શાન્તિથી ઘરનો કારભાર ચાલ્યાં કરે તેમ કરવામાં અને વિચારવામાં તેનો દિવસનો બધો વખત જતો. ગમે તેવી શાણી પણ વિધવા નણંદ સામાન્ય રીતે બોજારૂપ અને અળખામણી જ મનાય છે, તેને અળખામણી થવા દીધા વિના ઘરના સ્થંભ રૂપ બનાવવાના-મનાવવાના દામોદરદાસના તથા વસંતબાના યત્નો પૂરા સફળ થયા નહોતા, પરંતુ તેમને એટલો સંતોષ થયો હતો કે એ યુવાન વિધવાના જીવનરસનો નૈસર્ગિક સ્રોત આ કુટુંબના કાર્યભારમાં વાળીને પોતે એક સિદ્ધિ જ મેળવી હતી, અને તેને પરિણામે યુવાવસ્થાનાં ભયસ્થાનોથી બચી જવા જેવી માનસિક શક્તિ એ વિધવા પ્રાપ્ત કરી રહી હતી.

દામોદરદાસની મોટી બહેન ડાહીબાઇ વીરમગામ રહેતાં. તેમની આર્થિક સ્થિતિ સામાન્ય પ્રકારની હતી. તેમનો પુત્ર કસ્તુર ત્યાંની હાઇસ્કૂલમાં ભણીને મેટ્રિકની પરીક્ષામાં પાસ થયો ત્યારે ડાહીબાઇનો વિચાર તેને કોઇ નોકરીમાં મૂકી દેવાનો હતો. તેને મુંબઇ-અમદાવાદ મોકલીને કોલેજની ઊંચી કેળવણી આપવા જેવા તેમના કુટુંબના સંયોગો નહોતા, જ્યારે કસ્તુરને કોલેજમાં ભણવાનો ઉમંગ હતો. તેની બહેન કમળા તેને વડોદરામાં પોતાને ત્યાં રાખીને

ભણાવવા તૈયાર હતી, પરંતુ દામોદરદાસે એ વાત જાણી કે તુરત તેમણે બહેનને લખ્યું કે "અમદાવાદમાં અમારું ઘર છોડીને કસ્તુરને ભણવા માટે તમે જમાઇને ઘેર વડોદરે મોકલો, એ તે કંઇ સારું કહેવાય?" એમ કહીને કસ્તુરને પોતાને ઘેર રાખવાનો ભાર દામોદરદાસે જાણી કરીને ઊંચક્યો હતો એ વાત ઘરમાં બધાંય જાણતાં હતાં. કસ્તુર ડાહ્યો, મળતાવડો અને કામગરો છોકરો હતો, ઘરનાં નાનાં બાળકોને ઉમંગભેર એકઠાં કરીને ભણાવતો હતો, એ તેના ગુણોને લીધે તે પાછળથી ઘરમાં બોજારૂપ લાગતો મટ્યો હતો, પરંતુ જ્યારે તે પહેલવહેલો આવીને રહ્યો ત્યારે ધીમંતરામ, કુમુદ, સુસ્મિતા અને સુવદનનાં મ્હોં પણ ચડ્યા વિના રહેતાં નહિ.

કસ્તુરનું કોલેજમાંનું વર્ષ પૂરું થયું એટલે તે પરીક્ષા આપીને વેકેશન ગાળવા વીરમગામ ગયો હતો. ઘરમાં તેની ખાલી પડેલી જગ્યા જાણે કોઈ રીતે પૂરવાની જ હોય તેમ દામોદરદાસે કમળા અને તેના વરને થોડા દિવસ માટે આવવાનો પત્ર લખ્યો હતો. કમળાને તાજી સુવાવડ આવી હતી, તે હવાફેર માટે પોતાને પિયર—વીરમગામ જવાની હતી, તેને બદલે તે અમદાવાદ થઇને વીરમગામ જાય એવી દામોદરદાસની ઇચ્છા હતી. એમ તો કમળાને ય દામોદરદાસે અંગ્રેજી ભણાવવા માટે પોતાને ત્યાં રાખી હતી અને તેનું લગ્ન થતાં તેની જગ્યા ખાલી પડી હતી તે જ જાણે કસ્તુરને બોલાવીને તેમણે પૂરી હતી.

કુમુદનાં બાળકો પણ માતાની દૃષ્ટિએ જોતાં શીખ્યાં હતાં એટલે તે વિજયાની વિમળાને અને મનુભાઈની મંગળા તથા મહેશને દબાવતાં, સતાવતાં, પણ વસંતબાની આંખના તાપ આગળ તેઓનું બહુ ચાલતું નહિ અને મંગળા તથા મહેશ બીજાં બાળકોની પેઠે સ્વજનોની વચ્ચે જ ઊછરી રહ્યાં હતાં. દેવેંદ્ર તોફાની છોકરો હતો પરંતુ કસ્તુર ઘરમાં આવ્યાથી તથા તેના સહવાસથી તે કાંઇક સુધરતો જતો દેખાતો હતો અને બાળકો જ્યારે કોઇ કારણે લડી પડતાં

ત્યારે વિમળા–મહેશ–મંગળાનું ઊપરાણું લેતો હતો. આ રીતે જુદી જુદી મનોવૃત્તિઓનું પરસ્પર ઘર્ષણ થતું, તેમાંથી અગ્નિની ચીનગારીઓ પ્રકટતી, પરંતુ તેમાંથી આગ ન ફેલાય તે માટે દામોદરદાસ, વસંતબા, વિજયા અને કાંઈક અંશે ધીમંતરામ પણ સાવધ રહેતાં.

આવાં ઘર્ષણો દામોદરદાસે અનેક વાર જોયાં હતાં, અનુભવ્યાં હતાં અને તેમાંથી ઊડેલી ચીનગારીઓથી તે પોતે પણ દાઝયા હતા, પરંતુ એ ઘર્ષણમાં તેમણે કોઈ વાર મોટો ભય રહેલો જોયો નહોતો. ઘર્ષણથી આગ ફેલાય છે, તો ઘર્ષણથી ખડબચડાપણું દૂર થઈને સુંવાળાશ પણ કયાં નથી આવતી? અને જ્યારે એવી સુંવાળાશ આવે છે ત્યારે ઘર્ષણમાંથી આગ ઝરતી નથી એમ તે માનતા અને જુદા જુદા સ્વભાવોમાં એ સુંવાળાશ આવતી તેમને દેખાતી ત્યારે તેમને કૃતકૃત્યતાનો સંતોષ અનુભવવા મળતો.

ઘરમાં એક નિયમ જ સ્થપાઈ ગયો હતો કે સાંજનું ભોજન ઘરના પુરુષવર્ગે એકી સાથે બેસીને કરવું, અને પછી સ્ત્રીવર્ગે પણ એકીસાથે જ ભોજન કરવું. કોઈ કાંઈ કારણસર જો મોડું આવનાર ન હોય તો બધાં એકબીજાની રાહ જોતાં અને સાથે બેસવાનો જ આગ્રહ રાખતાં. આ ટેવ ઘરમાં સારી પેઠે કેળવાઈ ગઈ હતી. જલ્દી–જલ્દી જમીને રમવા, ફરવા કે કામ પર દોડી જવાને ઉતાવળ કરનારને તેથી થોભવું પડતું અને બહાર રહેલી વ્યક્તિને જમવા માટે વેળાસર ઘેર પહોંચવાની ચીવટ રાખવી પડતી. નિત્યની ટેવને લીધે એ માટે કોઈને ખાસ શ્રમ વેઠવો પડતો હોય એમ લાગતું નહિ અને એમ એ સહભોજનની રીત ઘરમાં ટકી રહી હતી.

પોતાનું વિસ્તૃત કુટુંબ એ રીતે એકી સાથે વસીને કલ્લોલ કરી રહ્યું છે એમ જોઈને દામોદરદાસને ઘણી વાર આનંદના ઓડકાર આવતા; પરંતુ તેથી જ ઊલટું ધીમંતરામને ઘણી વાર એમ લાગતું કે દિવસે દિવસે ઘરમાં કકળાટ વધતો જાય છે, અને હવે તો તે

અસહ્ય બનતો જતો હોઈ તેમાંથી છૂટયા વિના શાન્તિ મળી શકે તેમ નથી.

અને તેણે ઘરમાંથી છૂટવાની માનસિક તૈયારીઓય કરવા માંડી હતી, એટલામાં તાવની સખ્ત બિમારીથી તે પટકાઇ પડ્યો.



## પ્રકરણ ૬



## એકલ બાંધ

શરૂઆતમાં ધીમંતરામને આકરો તાવ આવ્યો નહિ, પરન્તુ ધીમો તાવ ચડ્યો. ત્રણ દિવસ તો સવારે તાવ ઓછો હોય ત્યારે તે દુકાન પર પણ જતો અને ગાદી પર પડ્યો રહી ગુમાસ્તા પાસે જરૂરી કામ કરાવતો. પરન્તુ પછી તેનો તાવ વધવા લાગ્યો અને આખો દિવસ ચડઊતર રહેવા લાગ્યો એટલે દુકાને જવાનું તેને બંધ કરવું પડ્યું.

ડોકટર મુકુંદરાયે મેલેરિયા સમજીને કામ લીધેલું, પણ દસ દિવસે પણ તાવે મચક આપી નહિ એટલે તેણે બીજા પ્રકારના તાવોમાંનો એ કયો તાવ છે તેની ચિકિત્સા કરવા માંડી. તાવ ચૌદ દિવસે ઊતરી જવાની રાહ જોઇને જ્યારે તે ત્રીજા અઠવાડિયામાં પણ પ્રવેશ કરી ચૂકયો ત્યારે ડોકટરે 'ટાઇફોઈડ'ની જાહેરાત કરી.

ટાઇફોઇડ તાવ કેવો ચીકણો હોય છે તે દામોદરદાસ સારી પેઠે જાણતા હતા. ધીમંતરામને જરાએ ઊઠબેસ કરવાની ડોકટરે મનાઈ કરી અને પૂરતો આરામ, પ્રવાહી ખોરાક તથા તાવ આકરો હોય ત્યારે માથે બરફની થેલી સતત ચાલુ રાખવાનું ફરમાન કર્યું.

કમળા અને કિરીટ વડોદરેથી આવ્યાં ત્યારે તેમને ખબર નહોતી કે નાના મામાને તાવ આવે છે. ધીમંતરામને પણ મનમાં થયું કે પોતાનો માંદગીનો ખાટલો ચાલે છે અને વળી આ મહેમાન

આવ્યાં એટલે ઘરમાં કકળાટ વધ્યો, પણ હવે આવેલાં મહેમાનને કાંઈ પાછાં જવાનું કહી શકાય છે?

તેની સાથે કુમુદ પણ બાળકોને લઇને પિયરથી આવી. તે તો મનમાં ગાંઠ વાળીને બેઠેલી કે ધીમંતરામ જુદું ઘર રાખે અને એ ઘરમાં રહેવા જવાનું મુહૂર્ત હોય તેને આગલે દિવસે જ પોતે જૂને ઘેર જશે, તે પહેલાં બિલકુલ નહિ; પરંતુ પતિની માંદગી લંબાણમાં પડી એટલે વગરતેડાવ્યે પણ તેને ઘેર આવવું પડયું હતું.

માંદગીને કારણે ઘરમાં કામ વધ્યું હતું–ઘણું વધ્યું હતું. વખતોવખત બિમારને માટે ચાહ, કોફી, મુસંબીનો રસ, ગ્લુકોઝનું પાણી, ઉકાળેલું પાણી વગેરે તૈયાર કરવાં પડતાં અને રાત ને દિવસ બિમારના ખાટલા પાસે બે માણસોને હાજર રહેવું પડતું. રોજ ત્રણ વાર બરફ તો દેવેંદ્ર જઈને લઈ આવતો, પરન્તુ બરફથેલી ચાલુ રાખવાનું વિજયા અને વસંતબા સિવાય બીજું કોઇ કરે તેમ નહોતું. રાંધવાનો બધો ભાર સુસ્મિતા પર પડ્યો હતો, જોકે હવે તો નાની મંગળા પણ તેને કેટલેક અંશે મદદગાર થતી.

એ વખતે એક બાજુએ કમળા આવી અને બીજી બાજુએ કુમુદ આવી તેથી વસંતબાને બહુ સારું લાગ્યું. સુસ્મિતાનો ભાર કુમુદને લીધે ઓછો થયો અને વસંતબા પરનો ભાર કમળાએ ઓછો કરાવ્યો.

દિવસે તો એમ ચાલતું પણ રાત્રે બહુ મુશ્કેલી પડતી. કમળાને નાની બાળકી હતી તેથી તે બિમારના ખાટલા પાસે બેસી રહી શકતી નહિ અને તેની તબિયત પણ બહુ ઉજાગરા કરવા જેવી નહોતી. દામોદરદાસ, વસંતબા, વિજયા અને કુમુદ વારાફરતી બબ્બેની ટુકડીમાં બિમારની માવજત માટે જાગવાનો ભાર ઉપાડી લેતાં.

અને કિરીટને તો મુરબ્બીની સેવા કરવાની જાણે વણપૂછી એક તક મળી હોય તેમ ધીમંતરામને વખતોવખત આપવાનો ખોરાક તૈયાર કરવા–કરાવવાનું, એ ખવડાવવાનું અને નિયમિત રીતે દવા પાવાનું કામ તેણે ઉપાડી લીધું હતું.

ત્રણ અઠવાડિયાં પૂરાં થયાં પણ તાવે મચક આપી નહિ અને ઉપરથી લોહીઆળ દસ્ત થવા લાગ્યા એટલે દામોદરદાસની ચિંતા વધી. તેમણે ત્રણ હોશિયાર મનાતા ડોકટરોને ભેગા કર્યા, તેમની પાસે ધીમંતરામની તબિયત તપાસવી અને તેમની સામટી સલાહ મુજબ દવા તથા માવજત ચાલુ રહે એવી વ્યવસ્થા કરી. ડોકટરોએ દવા અને માવજત સંબંધી સલાહ આપવાની સાથે એક બીજી પણ સલાહ આપી કે દર્દીને ઘર આગળથી ખસેડીને કાંતો સિવિલ હોસ્પિટલમાં રાખવો અને કાંતો વા. સા. હોસ્પિટલમાં કે કોઈ નર્સિંગ હોમમાં રાખવો.

દામોદરદાસે ચમકીને પૂછ્યું: " એમ શામાટે ? ઘર આગળ શું માવજત થઈ શકે તેમ નથી ? "

ડોકટરે કહ્યું: " થઈ તો શકે; પણ જુઓને, દર્દ ગંભીર સ્થિતિમાં પહોંચ્યું છે, કોઈ પણ વખતે ડોકટરની મદદની જરૂર પડે અને તે વખતે તમે કદાચ મુંઝાઈ જશો. "

" હું નહિ મુંઝાઉં." દામોદરદાસે કહ્યું: " અને આજથી હું નોકરીમાંથી પંદરેક દિવસની રજા લઇને ઘેર રહીશ. "

" વારંવાર ડોકટરની વિઝિટો બહુ ખર્ચાળ થઈ પડે છે, અને તેથી કરકસર કરવાનું ઘણાં માણસોને મન થાય છે. "

" બિમારની માવજત અંગે કરકસર હું કદાપિ કરતો નથી."

" છતાં માવજત માટે જોઇતાં એવાં ઘણાં સાધનો હોય છે કે જે હોસ્પિટલમાં મળે છે, ઘર આગળ તે હોઈ શકતાં નથી, લાવી શકાતાં નથી. "

" જે જોઈશે તે બધાં સાધનો હું મેળવી લાવીશ, પછી શું ? "

" પણ જુઓને દામોદરદાસ ! ટાઈફોઇડના દર્દીની માવજત બહુ કપરી હોય છે. માવજત કરનારાંઓ પણ શ્રમ અને ઉજાગરાથી થાકે છે અને કંટાળે છે; એટલું જ નહિ પણ તેઓ જ કોઇ વાર

માંદાં પડી જાય છે; જ્યારે હોસ્પિટલમાં નર્સોની વ્યવસ્થા હોય છે, તેઓ બધી માવજત નિયમિત રીતે કર્યા કરે છે."

"પણ મારા ઘરમાં દસ નર્સો છે, ડોક્ટર! હું પોતે જ હેડ નર્સ છું અને ઘરનાં બીજાં જેઓને નર્સિંગ બરાબર નહિ આવડે તેમને શીખવીને બરાબર માવજત કરાવીશ. ઉજાગરો કરનારાં, માવજત કરનારાં, વખતોવખત દવા અને ખોરાક તૈયાર કરી આપનારાં અમે ડઝન જેટલાં સ્વજનો છીએ, પછી હું મારા ભાઇને હોસ્પિટલમાં શામાટે મોકલું?"

"તો જેવી તમારી મરજી. અમે તો આવા કેસોમાં બહુધા દર્દીને હોસ્પિટલમાં લઈ જવાની જ સલાહ આપીએ છીએ, અને એમાં સારાં સારાં કુટુંબો પણ કોઇ જાતની નાનમ માનતાં નથી."

"નાનમ–મોટપનો પ્રશ્ન નથી. હું ગરીબ હોઉં તોપણ ઘર–ઘરેણાં વેચીનેય ભાઇની માવજત તો ઘરઆંગણે જ કરવાનું પસંદ કરું. નર્સિંગ કરનાર નોકર અને મમતાળુ સ્વજન એ બેઉની માવજતમાં કાંઇ ફેરફાર તો હોય જ ને?"

"જરૂર હોય; એની કેમ ના કહી શકાય?"

એમ કહી ડોકટરો ચાલ્યા ગયા અને દામોદરદાસે પોતે જ હવે ભાઇની માવજતનું કામ ઉપાડી લીધું. ઘરનાં બીજાંઓ તેમની મદદમાં રહ્યાં.

ધીમંતરામ ખાટલે પડ્યો પડ્યો જોતો હતો કે પોતાને સાજો કરવા ઘરનાં બધાંય કેવી જહેમત ઉઠાવી રહ્યાં હતાં. ડોકટરની એકેક એક સૂચનાનો બરાબર અમલ થતો, બધું કામ વખતસર થતું, ખર્ચની કે શ્રમની કસર જરાય થતી નહિ અને ઘરનું કામકાજ પણ સરળ રીતે ચાલ્યાં કરતું હતું. પહેલાં ઘરમાં નાના–મોટા કંકાસ થતા, પણ આ માંદગીએ પ્રસારેલી ગંભીરતાની વચ્ચે સૌ કોઇ મન મારીને પણ શાન્તિને સરસ રીતે નિભાવ્યે જતાં હતાં.

કુટુંબથી જુદાં રહેવાનો વિચાર હવે માંડી વાળવાનો જ ધીમંતરામે નિશ્ચય કર્યો. માંદગી વીત્યે પોતે પત્નીને પણ સમજાવી લેશે એવી તેને હામ હતી.

પણ એ હામ તો મનમાં જ રહી અને ધીમંતરામ માંદગીને પાંચમે અઠવાડિયે ચાલી નીકળ્યો !

દામોદરદાસ અને ઘરનાં બીજાં સૌ રોઇને બેસી રહ્યાં. કમળા અને કિરીટ નિરાશ થઇને પાછાં ચાલ્યાં ગયાં. ડાહીબાઇ વીરમગામ-થી આવીને ભાઇને હિંમત આપી પાછાં ગયાં.

“ દામોદરદાસ ! તમારી ઉપર તો ખરેખર દુઃખનો પહાડ તૂટી પડ્યો ! ”

“ બબ્બે ભાઇઓનો પરિવાર, બહેન તથા તેનો પરિવાર, અને તમારો પોતાનો પરિવાર એ બધાંનો આધાર હવે તમારા પર રહ્યો, ભાઈ ! બીજું કોઇ હોય તો આવા દુઃખના ભારથી ગાંડો થઇ જાય પણ તમે પીઢ અને સમજુ માણસ છો, તો હિંમત રાખજો ભાઇ !”

“ તમે તો સૌએ મળીને ભાઇની ચાકરી કરવામાં કશી મણા રાખી નથી, પણ ભાઇ ! જ્યાં પ્રભુની ઇચ્છા જ ન્યારી હતી ત્યાં તમે શું કરો, ડૉકટરોય શું કરે અને બીજું કોઇ પણ શું કરે ? હવે તો બધાંને હૂંફમાં રાખીને મોટાં કરો અને સુવદનને પણ ઘર-વહેવારમાં પળોટો.”

“ જુઓ વસંતબા ! ઘર નભે છે ભાયડાની હિંમત પર. તમે ડાહ્યાં છો તો દામોદરભાઇને ભાઇની પાછળ ઝૂરવા દેશો નહિ અને હિંમત રાખજો. મરનારની પાછળ કાંઇ થોડું મરી જવાય છે ? ખાધે-પીધે તેમને સાચવજો, હવે તો તેમના ઉપર જ બધો આધાર રહ્યો ને ? ”

“ દામુ કાકા ! તમારા પર જેવું તેવું દુઃખ પડ્યું નથી, પણ દુઃખમાં હિંમત હારે તે ભાયડો નહિ. મારા દાદા ચાર ભાઇઓમાં સૌથી મોટા હતા. પેલી જૈન દેહેરાસરની પ્રતિષ્ઠા થઇ ત્યારે કોગળિયું

ચાલેલું તેમાં ત્રણ ભાઇઓ મરી ગયા અને પોતે એકલા જીવતા રહ્યા, એ દુ:ખ આગળ તો આજકાલનાં આપણાં દુ:ખ શા લેખામાં છે? મારા દાદાએ પોતાનાં અને ભાઇઓનાં બધાં છોકરાંને પરણાવ્યા પછી સિત્તેર વરસની ઉંમરે લીલી વાડી મૂકીને મૂઆ."

આવાં આવાં આશ્વાસનો દામોદરદાસ શાન્તિથી સાંભળતા અને દુ:ખનો દંશ પોતાના તન-મનના બળને હરી ન લે તે માટે બીજાઓના આવા જ કષ્ટાનુભવોમાંથી પ્રેરણા લઇને સંસારનું ધૂસરું હવે પોતાની એકલ ખાંધ પર લઇ વહેવા મથતા.



## પ્રકરણ ૭



# દૂધનો દાબડો

દામોદરદાસ સવારમાં બીજા માળના બેઠકના ખંડમાં બેઠા બેઠા છાપું વાંચતા હતા, એટલામાં ચોકની બાજુની ઓરડીમાંથી મહેશ બૂમ મારી ઊઠ્યો: "વિમુ! દાબડો પાછો મૂકી દે!"

પણ વિમળા જાણે સાંભળતી જ ન હોય તેમ દાબડો લઇને નાસી જવા લાગી અને મહેશે બીજી બૂમ મારી.

દામોદરદાસે નજર સામેથી છાપું અળગું કરીને પૂછ્યું: "શું છે મહેશ?"

"મારો દાબડો વિમુ લઈ જાય છે. તે મેં મારા ઉપયોગ માટે જાળવી રાખ્યો'તો." મહેશે જવાબ આપ્યો.

"વિમુ! બહેન! લાવ જોઈએ, એ દાબડો ક્યાં છે?" દામોદરદાસે પૂછ્યું.

વિમળા ધીરે-અપરાધીને પગલે દામોદરદાસ પાસે આવી અને દાબડો તેમની સામે ગાદી પર મૂક્યો.

દાબડો ખાલી હતો પણ ઘરમાં પહેલાં કોઈ વાર નહિ જોએલો

એ દૂધનો ખાલી દાબડો જોઈને દામોદરદાસને આશ્ચર્ય થયું. તેમણે મહેશને પૂછ્યું: "તું આ દાબડો ક્યાંથી લાવ્યો?"

મહેશે જવાબ આપ્યો: "મોટા ભાઈના ખંડમાં તે રખડતો'તો, તે મેં જાળવી રાખ્યો છે, તેમાં કાંઈક ભરવા થશે એમ ધારીને."

સુવદન દૂધનો દાબડો કેમ લાવ્યો હશે તેની દામોદરદાસને સમજ પડી નહિ. સુવદન બેંકમાં ગયો એટલે તેમણે તેના ખંડમાં જઈને ચોપાસ દૃષ્ટિ ફેરવી તો તેવો જ બીજો દાબડો કબાટ પર પડેલો જોયો અને ત્રીજો દાબડો કબાટમાં મૂકેલો તે કાચની આરપાર જોઈ શકાયો. તેમને ખાતરી થઈ કે કોઈ કારણે સુવદન દૂધના દાબડા લાવે છે. તેમણે પત્નીને પૂછી જોયું પણ વસંતબાને ય કારણ સમજાયું નહિ.

રાત્રે તેમણે વિજયાને એ વિષે એકાંતમાં પૂછી જોયું તો માલૂમ પડ્યું કે સુવદન એ દૂધ બેબીને માટે લાવતો હતો અને તે વિજયાની જાણ બહાર નહોતું. દામોદરદાસે બહેનને પૂછ્યું: "પણ આ વાત તેં મને કેમ ન કહી?"

"એમાં કહેવા જેવું શું હતું? પોતાની બેબીને માટે કાંઈ વસ્તુની જરૂર હોય તો તે સુવદન લાવે તેમાં તમારી આગળ તે કહેવાની જરૂર મને ન લાગી." વિજયાએ કહ્યું.

"એ તો બરાબર, પરંતુ આપણે ઘેર રોજ દૂધ આવે છે, છતાં દાબડાનું દૂધ ખાવાની જરૂર શી, એ મને સમજાતું નથી."

"દૂધ સારું આવતું નથી એમ તો એક વાર સુસ્મિતા મને કહેતી'તી."

"ઠીક...ક." દામોદરદાસે વિજયાની સાથેની વાત એટલેથી પૂરી કરી.

બીજે દિવસે તેમણે સુવદનને એ વિષે પૃચ્છા કરી. સુવદને જવાબ આપ્યો: "બાપુજી! ડૉક્ટરની સલાહથી એ દૂધ મારે લાવવું પડે છે."

"હા, પરંતુ ડૉક્ટરે એ સલાહ શા કારણથી આપી તે તો આપણે સમજવું જોઇએ ને?"

"આપણે ત્યાં જે દૂધ આવે છે તે સારું આવતું નથી, તેમાં ભેળસેળ હોય છે."

"એનું તો બીજું શું કરીએ? સારા ને ચોખ્ખા દૂધ માટે પૂરતી કાળજી રાખીએ છીએ, બેત્રણ વાર તો દૂધવાળાને બદલાવ્યા, પણ થોડા દિવસ ઠીક આપે છે અને ફરી પાછું હતું તેનું તે બને છે. મનેય લાગે છે કે દૂધ જોઇએ તેટલું સારું નથી આવતું, પરંતુ એ તો અમદાવાદમાં જેમ બીજાંઓ ચલાવી લે છે તેમ આપણેય ચલાવી લેવું રહ્યું." દામોદરદાસે વસ્તુસ્થિતિની સ્પષ્ટતા કરી.

સુવદન બોલ્યો: "એ તો હું સમજું છું; પરંતુ જેટલું દૂધ લેવાય છે તેટલામાંથી બેબીને માટે પૂરતું દૂધ મળતું નથી એ પણ એક કારણ છે. ડૉક્ટર કહે છે કે એને દૂધમાંથી પૂરતું કેલ્સ્યમ મળતું નથી."

"એમ હોય તો થોડું દૂધ વધારે લઇએ." દામોદરદાસે માર્ગ કાઢ્યો.

સુવદને દલીલ કરી: "ભેંસનું દૂધ બાળકને પચતું નથી; તે માટે તો ગાયનું દૂધ જોઈએ."

"હા, તો બાળકો માટે ગાયનું જુદું દૂધ આપવાનું દૂધવાળાને કહીશું." દામોદરદાસે તોડ કાઢ્યો.

બીજા દિવસથી ઘેર બાળકો માટે ગાયનું દૂધ આવવાનું શરુ થયું, પરંતુ એ દૂધ કસ વગરનું હતું એમાં શંકા નહોતી. સુવદનને શંકાય પડી કે ભેંસના દૂધમાં પાણી ભેળવી તેને પાતળું કરીને એ દૂધવાળાઓ તેને ગાયના દૂધને નામે ઘરાકોને ધાબડતા હશે.

પિતાજી પાસે વારંવાર એ વિષે ફરિયાદ કરવા જતાં સુવદનને સંકોચ થવા લાગ્યો. તેણે વચ્ચે થોડા દિવસ બેબીને દાબડાનું દૂધ આપવાનું બંધ કરેલું, તે પુનઃ તેણે શરુ કર્યું.

દામોદરદાસે પુનઃ એ વાત જાણી પણ ખરી; તેમને ય ઘેર આવતા ગાયના દૂધ માટે સંતોષ તો ન જ થયો, એટલે તેમણે તે માટે સુવદનને કશું કહ્યું નહિ.

થોડા દિવસ એમ ને એમ ચાલ્યું, અને એક દિવસ ઘરનાં સૌ કોઈના આશ્ચર્ય વચ્ચે દામોદરદાસે એક દૂઝણી ગાય લાવીને ઘેર બાંધી.

ગાય ઘરમાં એક કોયડારૂપ બની ગઈ. અમદાવાદમાં ધનિકો પણ મોટર કે ગાડીઘોડા વસાવી શકે છે, પરન્તુ દૂધ માટે ગાય વસાવી શકતા નથી, પરંતુ દામોદરદાસે ગાય વસાવી અને પોળમાં ચકચાર ચાલી. કેટલાકને હસવું આવ્યું અને કેટલાકને આશ્ચર્ય થયું. જેઓને ગાયની ઉપયોગિતા સમજાઈ તેઓ પણ એટલું જોવા આતુર હતા કે દામોદરદાસ ગાયની ઊઠવેઠનો કોયડો કેવી રીતે ઉકેલે છે.

પણ અમદાવાદમાં ઘર આંગણે દૂઝણું ઢોર બાંધવું એ તેઓને માટે જ કોયડો છે કે જેઓ સ્વાશ્રયને જીવનમાં ઉતારી શકતાં હોતાં નથી. ઢોર એમને માટે મૂંઝવણરૂપ બને છે કે જેઓને સાધારણ ઘરકામમાં પણ નોકર–ચાકરની જરૂર પડે છે. દામોદરદાસે ઘરમાં નોકર રાખ્યો નહોતો અને રાખવાની ઈચ્છા પણ કરી નહોતી; એટલે ઘરનાં બધાં ય માણસો નાનું–મોટું કામ હાથે કરવાને ટેવાયેલાં હતાં. અલબત્ત, સુસ્મિતા જેવી નવોઢાને ઘરકામ કેટલીક વાર મૂંઝવતું અને બોજારૂપ લાગતું, પરંતુ ધીરેધીરે તેને પણ હવે કામથી ટેવાઈ જવું પડયું હતું.

પરંતુ એ સ્વાશ્રયી ગૃહજનોને ય ગાય તો એક નવા બોજા રૂપ જ લાગી. ડહેલીનો મેડો અને પાછલા ભાગનો મેડો એ બેઉની વચ્ચે વિશાળ ખુલ્લો ચોક હતો, તેમાં ગાયને રાખવાની સગવડ દામોદરદાસે મનમાં ધારી રાખ્યા પછી જ ગાય આણી હતી, પરંતુ ગાયથી આંગણામાં ગંદકી ન થાય એ ખાસ જોવાનું હતું અને તે માટેની જવાબદારી વસંતબાએ માથે રાખી હતી એટલે એ બાબતની

ચિંતા રહી નહોતી. ગાય દોહતાં ઘરમાં કોઈને આવડતું નહોતું એટલે એ માટે એક રબારી સાથે બંદોબસ્ત કરવામાં આવ્યો અને પછી જે કામ રહ્યું તે ગાયને નિયમિત રીતે ઘાસ નીરવાનું, ખાણ આપવાનું અને પાણી પાવાનું. એ કામ વિજયા અને સુસ્મિતા વહેંચી લેશે એમ દામોદરદાસે ધારેલું, પરંતુ તેમની એ ધારણા નિષ્ફળ નીવડી.

કુમુદ પોતાનાં બાળકો સાથે પિયર રહેતી એટલે ઘરનું રસોઇ વગેરેનું બધું કામ વિજયા અને સુસ્મિતાને માથે જ હતું; તેમાં તે ગાયનું કામ ઉપાડી શકે તેમ દામોદરદાસને લાગ્યું નહિ. ચીવટ રાખવામાં આવે તો એ કામ ભારે નહોતું, પરંતુ જ્યાં થોડી સરખી ચીવટ રાખવી એ પણ અણમાનતા મનને એક બોજારૂપ લાગતું હોય ત્યાં એ કામ ઉત્સાહથી તો થઈ શકે જ ક્યાંથી? દૂધ અંગેની અગવડ ટળી હતી, પરંતુ તેના મૂલ્ય તરીકે થોડી કાળજી, થોડી ચીવટ કે થોડો શ્રમ વધુ ઉઠાવવો, એ પણ આકરું લાગતું હોય ત્યાં ઘરનો વડીલ લાચાર બને તેમાં નવાઈ શી?

દામોદરદાસે એક વાર એ સંબંધે વિજયાને કહી જોયું. વિજયાએ કહ્યું: "મોટા ભાઇ! ગાયને માટે ખાણ તો હું જ તૈયાર કરું છું ને, પણ ચીવટ રાખીને તેને ખવડાવવાનું કે ઘાસપૂળો નીરવાનું એ બધું ધ્યાન હું રાખી શકતી નથી. હું તો આખો દિવસ છોકરાંનાં કપડાં ધોવા–ધોવડાવવાના કામમાંથી જ નવરી પડતી નથી..."

વિજયાની લાચારીની કથા વધુ સાંભળવાની અનિચ્છાથી દામોદરદાસ વચ્ચે જ બોલ્યા: "બરાબર બરાબર, મને તો એ બાબતનો ખયાલ જ નહોતો. તને નવરાશ ન મળી શકે તે હું સમજી ગયો."

વિજયાને કરાયલી સૂચના સુસ્મિતા સાંભળતી હતી પરન્તુ એ ભાર મૂગાં મૂગાં પોતે ઉપાડી લેવાનો વિનય તેણે બતાવ્યો નહિ એટલે દામોદરદાસે જાતે જ તોડ કાઢતાં પત્નીને કહ્યું: "જો, દૂધ માટેની અગવડ ટળી, પણ તે આપણા હિસાબે ને જોખમે છે!"

"એ તો હું સમજી જ છું. એ ભારની ચિંતા હવે તમે ન કરશો, હું જ તે ઉપાડી લઈશ. મારે તો જોવું'તું કે ચોખ્ખા દૂધના

ગુણો સમજનારાંઓ ઘર આંગણેની ગાયના ગુણો સમજે છે કે નહિ!"

વસંતબાના એ માર્મિક શબ્દો સાંભળીને દામોદરદાસને હસવું આવ્યું.

તેમણે કહ્યું: "જો, હું હોઉં ઘેર હોઈશ ત્યાંસુધી તારે કશું કરવું નહિ પડે, પણ હું કચેરીમાં જઉં ત્યારપછી ગાય અંગેનું કામકાજ તારે કરવાનું રહેશે. એટલી ઉપાધિ વહોરતાં ય છોકરાં ચોખ્ખું દૂધ ખાશે તો સારું જ છે ને?"

અને એ રીતે ઘરમાં ગાય ઠેકાણે તો પડી, પરંતુ સુવદન અને સુસ્મિતા બેઉને ગાય વસમી લાગતી હતી. માતાપિતા ગાયનું વહીતરું કરે, પિતાજી દર અઠવાડિયે ઘાસ લેવા જાય અને રવિવારે ગાયને ન્હવડાવે, માતા ગાયનું છાણવાસીદું કરે, એ બધું એ પતિ–પત્નીને ભોંઠપ ઊપજાવનારું લાગતું હતું. પોળમાં અને ન્યાતમાં એ કારણે બેઉની નિંદા થતી હતી અને તે નિંદા તેમને કાને ય આવતી હતી. આથી તેમને ગાય અળખામણી લાગતી અને નિંદાય અળખામણી લાગતી. છતાં એ કાર્યભાર જાત ઉપર ઉપાડી લેવાની વૃત્તિ તેમને થતી જ નહિ! તેઓને મન તો એ જ ઇષ્ટ હતું કે ગાય ઘેરથી જવી જોઇએ, નહિતો નોકર રાખીને કામ લેવું જોઇએ; પરંતુ ન તો તેનું કામ માતાપિતા કરે કે ન પોતે પતિ–પત્ની કરે, તો જ તેમને સંતોષ થાય તેમ હતું. અને ગાયને નિરુપયોગી પ્રાણી લેખીને ઘેરથી કાઢવાની દલીલો કોલેજમાં મેળવેલા વિશાળ જ્ઞાન છતાં તેમને સૂઝતી નહિ!

તારિકા બી. એ. ની પરીક્ષામાં પસાર થઈ અને તેની ખુશાલીમાં સુવદન તથા સુસ્મિતાને પોતાને ત્યાં જમવા નોતરવા આવી ત્યારે તો તેમને ઘેર ગાય બાંધેલી જોઈને તે સુવદન અને સુસ્મિતા પાસે ખૂબ હસી અને ગાયને "દૂધનો જીવતો દાબડો" કહીને સુસ્મિતાની તેણે ખૂબ મશ્કરી ઉડાવી.



## પ્રકરણ ૮



# તારિકાની સમન્વય-દૃષ્ટિ

સુવદન અને સુસ્મિતા તારિકાને ત્યાં પહોંચ્યાં, ત્યારે બાર વાગ્યા હતા અને તારિકા તેમની કાગને ડોળે રાહ જોઈ રહી હતી. તેની બીજી સખીઓ મંજુલા, મધુરી અને મંદારિકા કયારનીય આવી ગએલી હતી, રસોઈ તૈયાર થઈ ગઈ હતી અને જમવા બેસવાનું મોડું થતું હતું.

આવતાં વેંત તારિકાએ સુસ્મિતાને ઊધડી લીધી: "આટલું બધું મોડું ? રસોઈ ઠરી જાય છે અને રોજ દસ વાગતાં જમવાની ટેવવાળા મારા પિતાજી પણ ભૂખ્યા બેઠા છે. કોઈક દિવસ પણ તું નિયમિત ન રહી શકે ?"

"શું કરું ? મારે કરવાના કામમાંથી હું પરવારું ત્યારે જ નીકળી શકું ને ?" સુસ્મિતાએ જવાબ આપ્યો.

"હાં, હાં ! સાંભર્યું. હવે તો તમારે ત્યાં ગાય આવી છે એટલે છાણાં થાપવાનાં હશે, ખરું ને ?" તારિકા ગંભીરતામાંથી હાસ્યમાં સરી.

"છાણાં તો અમે નથી થાપતાં; છાણ રબારીને આપી દઈએ છીએ."

"એ તો ખોટનો સોદો, સુવદન ! દાબડાના દૂધને બદલે ગાય વસાવી, પણ ગાયનો પૂરો લાભ તમે લોકો કેમ લેતાં નથી ? ગાયના છાણમાં ફોસ્ફેટ્સ અને નાઈટ્રેટ્સ હોય છે, એટલે છાણમાંથી એ પદાર્થો કાઢવાનું કારખાનું ઘેર શરૂ કરો તો ખૂબ લાભ થાય !"

એ સાંભળતાં જ આખું મંડળ હસી પડયું.

"કેમ, ખોટું કહું છું ? કરકસર કરવી, કચરો પણ નકામો ન જવા દેવો, બધુંય કામ હાથે કરીને જેટલો મળે તેટલો લાભ ઉઠાવવો, એ તો આપણો પરંપરાનો રિવાજ છે !" તારિકાએ સુવદનના ઘરની રીતભાતો ઉપર જ એક આડકતરી ટકોર કરી.

રાવસાહેબ તાપીદાસ રેવન્યુ ખાતાની નોકરીમાંથી નિવૃત્ત થઇને હવે વતનમાં આવી રહ્યા હતા અને ગામમાં એક નાનું ઘર હતું તે ભાડે આપીને એલિસબ્રિજની એક સોસાયટીમાં બંધાવેલા પોતાના બંગલામાં નિરાંતે રહેતા હતા. તેમને છસો રૂપિયા પેન્શન મળતું હતું. તેમનો દીકરો તનસુખ એલ. એલ. બી. થઈને માળવાના એક દેશી રાજ્યમાં ન્યાયાધીશ તરીકેની નોકરી કરતો હતો. તેમને બે જ વિદ્યમાન સંતાનો હતાં, તેમાં તારિકા નાની હતી.

તારિકા બાર વર્ષની હતી ત્યારે તેની માતા મૃત્યુ પામી હતી, એટલે તે પિતાના લાડમાં સારી પેઠે ઊછરી હતી. પુત્ર ઠેકાણે પડચો હતો એટલે તારિકાને સારી પેઠે ભણાવીને તેને સુખી કરવાના કોડ રાવસાહેબને હતા. હવે તે બી. એ. માં પાસ થઈ હતી, એટલે રાવસાહેબ ખૂબ આનંદમાં હતા.

"આવ, આવ, સુવદન! મને ઓળખે છે ને?" સુવદન વરંડામાં આવતાં જ તાપીદાસે તેને સત્કાર્યો.

"તમને ન ઓળખું કાકાશ્રી? આ જ બંગલામાં હું આપને ત્યાં બે–ત્રણ વાર ચાહ પી ગયો છું!" સુવદને જવાબ આપ્યો.

તાપીદાસને પણ એ પ્રસંગો સાંભરતા હતા. તે વખતે તારિકાની ઇચ્છા સુવદનને પરણવાની હતી, તારિકાએ એ વાત પિતાને કહી હતી, એટલે તાપીદાસે સુવદનને બે–ત્રણ વાર ઘેર બોલાવી તેની સાથે થોડો પરિચય કર્યો હતો. તાપીદાસે દામોદરદાસ સમક્ષ એ વિષેની દરખાસ્ત પણ મૂકી હતી, પરન્તુ સુવદનની જ પસંદગી સુસ્મિતા ઉપર પડી હતી એટલે એ સંબંધ બંધાયો નહોતો.

તાપીદાસે કહ્યું: "હમણાં તારા કાકા ગુજરી ગયા ખરું? મારી ઇચ્છા દામોદરદાસને મ્હોંએ આવવાની હતી, પરન્તુ હમણાં મારી તબિયત સારી રહેતી નથી એટલે આવી શકયો નહિ."

"હા, મારા કાકા ટાઈફોઇડથી ગુજરી ગયા. તમને શું વર્તાય છે?"

"ખાસ કશું નહિ. ઉંમરની અસર છે. પણ હવે કપડાં ઉતાર, રસોઈ તો ક્યારનીય તૈયાર થઈ ગઈ છે." એમ કહેતા તાપીદાસ ભોજનખંડ તરફ ચાલ્યા.

એક બાજુએથી તાપીદાસ તથા સુવદન અને બીજી બાજુએથી તારિકા તથા તેની સખીઓ બધાં એકીસાથે ભોજનખંડમાં દાખલ થયાં.

સુવદને દાખલ થતાં જ જોયું કે અહીં પાટલા પર બેસીને નહિ પણ ખુરશી પર બેસીને ટેબલ પર પીરસવામાં આવનારાં ભાણાંમાંથી જમવાનું હતું. તેણે સુસ્મિતા તરફ જોયું. તેને કાંઇક સંકોચ અને ક્ષોભ થતો હોય એ તેના વદન પરથી જણાયું. તાપીદાસ જેવા વૃદ્ધ વડીલની સામે બેસીને ટેબલ પર જમવું પડશે એ તેની મૂંઝવણનું કારણ હતું. પોતાને એવી રીતે જમતાં ફાવશે કે નહિ એ પ્રશ્ન હતો. બેબીને પોતે ક્યાં અને કેવી રીતે ગોઠવશે તેની તેને ચિંતા થતી હતી.

સુસ્મિતાની મૂંઝવણ તેના વદન પરથી કળી જઇને તારિકા હસી. તે બોલી: "સુસ્મિતા! ન્યાત બહારનાંઓ માટે પણ ગોઠવણ રાખી છે હોં!"

"ન્યાત બહારનાં" એટલે શું તે બધાંય સમજી ગયાં અને સૌની સાથે તાપીદાસ પણ હસ્યા.

લાંબા મેજની બાજુએ એક નાનું નીચું મેજ હતું, અને તેની પાસે લગોલગ બે ખુરશીઓ હતી તે સુસ્મિતા તથા તેની બેબી માટે હતી એમ સૂચવતાં તારિકાએ એ માતા–પુત્રીને ત્યાં ગોઠવી દીધાં.

પછી ભટે મેવા લાવસી અને બીજી વીસેક વાનીઓથી ભરેલા ટાટ મેજ પર ગોઠવી દીધા અને બધાં જમવા લાગ્યાં.

સુવદને વાત ઉપાડી: "ત્યારે તમે ભોજન માટેની આ પદ્ધતિ પસંદ કરી છે, એમ કે?"

તાપીદાસે કહ્યું: "હા, બે વર્ષથી અમે પાટલાને વિદાય કરીને ખુરસી ટેબલ અપનાવ્યાં છે. અલબત્ત, તારિકાની તે પસંદગી છે, પરંતુ અનુભવથી મને પણ લાગ્યું છે કે તેથી ભોજનના પાચનને

ઠીક મદદ મળે છે. વૃદ્ધ પુરુષને પાચનની કિંમત વિશેષ હોય ને ?"

અને પછી તારિકાએ જ એ વાતચીતના પ્રસંગને ઉપાડી લીધો.

"આ પણ ગૃહજીવનમાં એક સમજવાનો પ્રકાર છે. ભોજન આપણી પદ્ધતિ મુજબનું, પરન્તુ જમવાની આરોગ્યપ્રદ રીત પરદેશી, એ બેઉનું અનુકૂળ મિશ્રણ મેં નિપજાવ્યું છે. જુઓ, બધાં કપડાં પહેરીને કોઇને જમવા બેસવું હોય તો આ રીતે જમી શકાય, પાટલા પર તે ન ફાવે. છરી અને ચમચાની મદદથી જમતાં હાથ એઠા કરવાની જરૂર ન પડે, અને છેલ્લે હાથ ધોવા ન હોય તો નેપકીનથી લૂછી નાંખવાથી ય ચાલે."

સુવદન બોલ્યો: "છરી ચમચાથી પરદેશીઓ જમે છે કારણ કે તેઓ મોટે ભાગે હાથે મોજાં પહેરી રાખે છે. આપણે તો હાથે જમવાને જ ટેવાયેલા હોઇએ છીએ."

તારિકા બોલી: "એ જમવાની રીત ગંદી તો છે જ એમ મારે કહેવું જોઇએ. વળી હાથના નખમાં ઝેર રહેલું હોય છે એટલે હાથને બદલે છરી ચમચાથી જમવામાં લાભ રહેલો છે. મેં ઘણી વાર જોયું છે કે આ પદ્ધતિથી આપણા સમયનો પણ બચાવ થાય છે."

તાપીદાસે વચ્ચે કહ્યું: "કપડાં ઉતારવાં ન પડે કે હાથ ધોવા ન પડે એથી સમયનો બચાવ થાય એમ તું કહી શકે, પરન્તુ એ દલીલ બરાબર નથી. એથી સમયનો કેટલોક બચાવ થાય ? વળી સમયનો બચાવ ભોજનસમયે કરવો એ સારું નથી. તેથી ખાધેલું બરાબર પાચન થતું નથી, અને મારા જેવા વૃદ્ધોને માટે તો જરૂર એમ જ બને. હું તો મેજ પર કે પાટલા પર નિરાંતે જમવાના જ મતનો છું."

પિતાની સાથેના મતભેદથી તારિકાને દલીલોનું વધુ શૂર ચડયું અને તે બોલી: "જીવનમાં સમયની કિંમત આપણે કાંઈ પણ સમજતાં હોઇએ તો બધીય પ્રવૃત્તિઓમાંથી સમયનો બચાવ તો કરવો જોઈએ.

તમે તો જમ્યા પછી તુરત સૂઈ જાઓ છો; એવું એદીપણું મને તો ગમે નહિ."

પિતાની સામે પુત્રીએ ટકોર કરી તેથી બધાંના વદન પર સ્મિત પ્રસર્યું. તાપીદાસે પણ સ્મિત કરીને કહ્યું: "હું તો એટલું જાણું કે જમ્યા પછીની વામકુક્ષીથી ભોજન સારી રીતે પચે છે."

"એ ફાવે તમારા જેવાને. સુવદન જમીને વામકુક્ષી કરવા રહે તો બેંકની નોકરી જ ગુમાવી બેસે."

તારિકાના વદન પર વિજયનું તેજ હતું. તેણે સુવદન સામે જોયું. સુવદને તેના મુખમાંથી પોતાનું નામ નીકળેલું સાંભળ્યું તે ક્ષણથી જ તે તેને હસતી આંખે જોઈ રહ્યો હતો.

તારિકાની બુદ્ધિમત્તાએ તાપીદાસને ઘણીયે વાર મહાત કર્યા હતા, તેમ બહુધા તે પોતાના બધાય પરિચયીઓ ઉપર વિજય મેળવીને જ જંપતી. વાચન, વિદ્યા અને બુદ્ધિના યોગે કરીને તેણે પોતાના જે વિચારો દૃઢ કર્યા હતા તેમાં જીવનમાંની સમન્વય-દૃષ્ટિને મુખ્ય સ્થાન હતું. જે વખતે પશ્ચિમનું જ્ઞાન, ત્યાંની જીવનસરણી, ત્યાંનો વિચારપ્રવાહ આપણા પર આક્રમણ કરી રહ્યાં હતાં, તે વખતે તેમાંથી અનુકૂળ પડે તે તત્ત્વોને આપણા જીવનમાં આપનારી શ્રેણી જોઈએ એ તેની સમન્વય-દૃષ્ટિનું મુખ્ય ધ્યેય હતું; એટલું જ નહિ પણ તે પોતાની દિનચર્યાનો અને જીવનનો કાર્યક્રમ પણ એ સમન્વય-દૃષ્ટિથી જ નિશ્ચિત કરતી અને તેને અનુસરવા તત્પર રહેતી. એ દૃષ્ટિની ઉપકારકતા ઉપર તેને વિશ્વાસ હતો. આ વિશ્વાસથી પ્રેરાયલી તારિકા ઘણી વાર મિત્રો ને સખીઓમાં ઉત્સાહી ઉપદેશક પણ બની જતી.

ભોજન પછી રાવસાહેબ વામકુક્ષી કરવા ગયા અને બીજાં બધાં દિવાનખાનામાં પાન આરોગતાં બેઠાં ત્યારે તારિકા ઉપદેશકના જ રંગમાં આવી ગઈ.

"આપણા લોકોનો જીવનનો ક્રમ જ એવો છે કે તેથી આપણી શક્તિઓનો હ્રાસ થાય છે, અથવા તો ક્ષુલ્લક કાર્યો પાછળ ખૂબ શક્તિ

વેડફાય છે અને ઉપયોગી કાર્યો કરવા માટે પછી સમય રહેતો નથી. એક જ દાખલો આપું. અમારે ત્યાં રસોઈયો છે તેની પાછળ અમે માસિક ચાળીસ રૂપિયા ખર્ચીએ છીએ. તેને બદલે હું રસોઈ કરું તો મારો બધો દિવસ જાય. તેથી જ ઊલટું જો મારે મારા સમયનાં નાણાં ઊપજાવવાં હોય તો હું સો રૂપિયા પેદા કરી શકું કે નહિ? એથી માસિક સાઠ રૂપિયાનો લાભ થએલો લેખાય. પરન્તુ જીવનમાં બધી વસ્તુઓનું મૂલ્ય નાણાંથી અંકાતું નથી. આજે હું બી. એ. પાસ કરી ચૂકી છું. પરન્તુ તે પહેલાં રસોઈ કરવાનું કામ ભટને સોંપીને હું ભણી, મેં જ્ઞાન મેળવ્યું, મારો વિકાસ થયો; હવે જુઓ કે માસિક ચાળીસ રૂપિયાને ભોગે મેં જ્ઞાન અને બુદ્ધિનો જે વિકાસ સાધ્યો, જીવનનો જે આનંદ પ્રાપ્ત કર્યો, સંસ્કારો ખીલવ્યા, એ બધાં કેટલાં મૂલ્યવાન છે! જેવું મારું જીવન છે તેથી જ ઊલટું સુસ્મિતાનું જીવન છે. તેના બધી જાતના વિકાસની શક્યતાઓને ભોગે તે સુવદનનો ગૃહસંસાર ચલાવે છે. મને તો ખરેખર તેની દયા આવે છે."

પોતાનો દાખલો અપાયો તે સાંભળીને સુવદનનું મ્હોં લેવાઈ ગયું.

તારિકાની વાગ્ધારા આગળ ચાલી: "દરેક મનુષ્ય એક વ્યક્તિ છે. તેના વ્યક્તિત્વનો વિકાસ એ સમાજની મોટી સમૃદ્ધિ છે. પરન્તુ એ વ્યક્તિત્વનું બલિદાન આપણા પરંપરાના જીવનમાં અપાય છે એટલે માણસ પોતાના વિકાસની સિદ્ધિ કરી શકતો નથી. ખાવા–પીવા ને ઊંઘવા પાછળ જ આપણે કેટલો બધો સમય વેડફી નાંખીએ છીએ! એ સમયની નીકને આપણે વ્યક્તિત્વના વિકાસની દિશામાં વાળીએ તો મનુષ્ય કેવડી મોટી સિદ્ધિ પ્રાપ્ત કરી શકે તેમ છે તે તેને આપોઆપ સમજાય. આપણું રસોડું આપણા જીવનવિકાસ આડેનો એક પુસ્તો છે. તેથી ઊલટું પરદેશમાં સામુદાયિક રસોડાં કે ભઠિયારખાનાં ભોજનના પદાર્થો તૈયાર આપે છે અને તેથી બીજાં કાર્યો–ફાયદાકારક કાર્યો માટે સમય ફાજલ પાડી શકાય છે. જ્ઞાતિભેદને લીધે આપણે ત્યાં ઘરઘરનાં રસોડાં જુદાં હોય છે,

પરન્તુ હવે જ્ઞાતિભેદ નાશ પામવા લાગ્યો છે, હોટેલો-વીશીઓ-લોજોમાં તૈયાર પદાર્થો મળે છે એટલે આપણે રસોડાંનો ધ્વંસ કરવા જેવી પ્રગતિને ઉંબરે ઊભાં છીએ. હજી વાર થશે, પણ એ દિશામાં થતી પ્રગતિ મને તો બહુ ગમી છે. કદાચ મારી સુસ્મિતા જેવી સખીઓ ઉપરની મારી ખૂબ જ લાગણી હોવાને લીધે પણ મને એ પ્રગતિ વધુ ગમતી હોય!"

અને બધાંમાં હાસ્યનો ગુંજારવ ચાલ્યો.

"આવા તો બીજા ઘણાય દાખલા આપી શકાય કે જેમાં આપણી શક્તિનો દુર્વ્યય થતો બચાવીને તે શક્તિને આપણે વધારે સારા અને પ્રાગતિક કાર્યોમાં વાપરી શકીએ. દૂધને માટે ગાય-ભેંસ રાખવી, કપડાં ધોવા માટે આપણો પોતાનો મૂલ્યવાન સમય ગાળવો, નાનાં બાળકોને ઉછેરવા કે રમાડવા માટે કેળવાયલી સ્ત્રીઓએ ઘરના કેદખાનામાં આખો દિવસ ગોંધાઈ રહેવું, વૃદ્ધો કે અપંગોને જાળવવા તથા પોષવા માટે જુવાનોએ બહુવિધ બલિદાનો આપવાં, એકાદ છોકરાને ભણાવવા માટે શહેરમાં ઘર રાખીને રસોડું માંડવું, ઈત્યાદિ કામો પાછળ આપણે આપણી શક્તિને ખૂબ જ વેડફીએ છીએ એમ તને નથી લાગતું સુવદન?"

"તેં તો ભણતાં ભણતાં ખૂબ વિચારો કર્યા લાગે છે! આવું બધુંય જાણે હું જાણું તો છું, પણ તે વિષે વિચાર કરવાને મેં સમય જ લીધો નથી."

"હવે વિચાર કરીને ય તેનો તું ક્યાં ઉપયોગ કરી શકે તેમ છે? ખરેખર, તું પાકી કેદમાં પુરાયો હોય એમ મને લાગે છે, અને તારી તથા સુસ્મિતાની મને ખૂબ દયા આવે છે! આપણે કોલેજમાં ભણ્યાં તે શું આવી જિંદગી માટે?"

એ ક્ષણે પોતાની જિંદગી પ્રતિનો એક પ્રકારનો અસંતોષ વાયુલહરિની પેઠે સુવદનના ચિત્તમાંથી પસાર થઈ ગયો.



# પ્રકરણ ૯



## " વ્યક્તિત્વનો વિકાસ "

તારિકાની બધી વાતો સૌ કોઈ મૂગાં મૂગાં સાંભળી રહ્યાં હતાં. તેની વાતો અંતરમાં અનેરા અભિલાષો જગાડનારી હતી. કાંઈ જુદા જ જીવનનાં સ્વપ્નો તેથી ઊપજતાં હતાં.

સુસ્મિતાને પોતાની વર્તમાન સ્થિતિ પ્રત્યે વધુ અસંતોષ ઊપજતો હતો. મધુરીને કોઈ એવા પતિની ઝંખના જાગવા લાગી હતી કે જે તારિકા કહેતી હતી તેવા પોતાના વ્યક્તિત્વના વિકાસની બધીય સગવડ કરી આપવા જેવો ઉદાર અને ધનવાન પણ હોય. હજી તે મેટ્રિકમાં ભણતી હતી પરન્તુ તેને કોલેજમાં જઈ ને વધુ અભ્યાસ કરવાનો ઉમંગ હતો મંજુલા ઇંટરમાં નાપાસ થઈ હતી, પરન્તુ તારિકાની વિચારસરણીએ તેના પર એવો જાદૂ કર્યો હતો કે તે ઘેર જઈ ને માતાપિતા સાથે ઝગડવા તૈયાર થઈ હતી અને પોતાને ઇંટરમાં બીજું વર્ષ ભણાવવા તેમ જ ઠેઠ બી. એ. સુધી પહોંચાડવા માટેની રઢ લેવાનો નિશ્ચય કરી ચૂકી હતી. પિતાજી ખર્ચ કરવાની અશક્તિ બતાવે તો પોતે પોતાની બંગડીઓ, નેકલેસ અને કાનનાં એરિંગ વેચીને પણ એ ખર્ચને પહોંચી વળવા માટેનો માર્ગ કરી તે આપવા ઇચ્છતી હતી. પરંતુ મંદારિકા—બી. એસ. સી. ના પહેલા વર્ષમાં જ નિષ્ફળ જવાથી અભ્યાસને અટકાવી ચૂકેલી મંદારિકા તો તારિકાના વિચારો મૂગી મૂગી સાંભળી જ રહી હતી. તે કશું બોલતી નહોતી. મધુરી અને મંજુલા તારિકાના પ્રવચનમાં કોઈ વાર હાએ હા પુરાવતી અને કોઈ વાર કશું પૂછતી, પરન્તુ મંદારિકા તો મૂગી જિજ્ઞાસુ વૃત્તિથી બધું સાંભળ્યા જ કરતી હતી.

" મંદા ! તું કેમ કશું બોલતી નથી ? " તારિકાએ પૂછ્યું.

" *હું શું બોલું ? તારી પેઠે મેં કાંઈ જીવનના લાંબા વિચારો કર્યા નથી કે વ્યક્તિત્વના વિકાસની તરેહવાર કલ્પનાઓ કરી નથી.* "

મંદારિકાએ જવાબ આપ્યો: "પણ તારી વાતો સાંભળ્યા પછી મને એક વાત પૂછવાનું મન થયું છે કે Individualism એટલે વ્યક્તિત્વનો વિકાસ પરદેશી રીતે જ થઇ શકે કે આપણી દેશી રીતે એ વિકાસ થઈ શકતો હશે?"

અત્યારસુધી મૂગી બેસી રહેલી એ છોકરીનો પ્રશ્ન સુવદનને ચમકાવનારો બન્યો. તેણે તેના તરફ જોયું.

તારિકાએ પોતાનું પ્રવચન હવે એ વિષય તરફ વાળ્યું: "ન 'ડિવાઇડ' થઇ શકે-અવિભાજ્ય રહે તે 'ઇનડિવિડયુઅલ' અર્થાત્ વ્યક્તિ અને તેની જ વિશિષ્ટતાનો વિકાસ તે વ્યક્તિત્વનો વિકાસ. એવા વિકાસ માટે જે કાંઈ પરદેશી જીવનમાં અનુકૂળ હોય તે તેમાંથી લેવું અને જે કાંઈ દેશી જીવનમાં અનુકૂળ હોય તે તેમાંથી લેવું: એ બેઉ અનુકૂળ તત્ત્વોનો સમન્વય કરીને આપણે આપણો માર્ગ ધડી લેવો એમ મારું કહેવું છે. અલબત્ત, એટલું મારે કહેવું જોઈએ કે એ દિશામાં પરદેશીઓએ જેટલો વિચાર કર્યો છે, જેટલા પ્રયોગો કર્યા છે અને જેવા નિર્ણયો તારવ્યા છે, તેટલા વિચારો, પ્રયોગો અને નિર્ણયો આપણા દેશીઓએ કર્યાં નથી, એટલે જેટલી પ્રેરણા પરદેશમાંથી મળી શકે તેમ છે તેટલી પ્રેરણા દેશમાંથી મળી શકે તેમ હું માનતી નથી."

મંદારિકાએ દલીલ કરી: "એકના વ્યક્તિત્વનો વિકાસ બીજાના વ્યક્તિત્વના વિકાસનો અવરોધક બને તો?"

"વ્યક્તિ એટલે એક 'યુનિટ': એના વર્તુળની બહાર તે દૃષ્ટિ કરે તો તેનું વ્યક્તિત્વ જ રહેતું નથી, અને પછી તેના વિકાસનો પ્રશ્ન પણ ઉપસ્થિત થતો નથી."

મંદારિકાએ આગળ દલીલ કરી: "સાયન્સની પરિભાષામાં જે મૂલ દ્રવ્ય હોય છે તે બીજા દ્રવ્ય સાથે મિશ્રિત થયા વિના નવો પદાર્થ નીપજાવી શકતું નથી, એટલે પદાર્થ નીપજાવવા માટે બેઉ દ્રવ્ય વ્યક્તિઓને પોતાનાં વર્તુળો તોડીને મળવું પડે છે, તેવું માનવવ્યક્તિઓ માટે નહિ?"

મંજુલાએ ટહુકો કર્યો: "સીધી જ વાત કર ને કે પતિ–પત્નીનાં વ્યક્તિત્વ જુદાં માનવાં કે એક?"

મંદારિકાએ હસીને કહ્યું: "ભલે ત્યારે તેમ."

તારિકાએ જવાબ આપ્યો: "પતિ–પત્નીનાં વ્યક્તિત્વ જુદાં પણ દંપતીધર્મ સંયુકત. બેઉનાં વ્યક્તિત્વના વિકાસનો તેમને પૃથક્ પૃથક્ અધિકાર છે, એટલે એક બીજાએ પરસ્પરને વિકાસને અંગે અવરોધક બનવું ન જોઈએ. વ્યક્તિત્વનું રુંધન થવાને પરિણામે અનેક સ્ત્રી પુરુષો જ્યારે મનુષ્યત્વનો પણ ઉપયોગ કરતાં અટકી ગયાં, દાંપત્યમાં કલેશો ઊભા થવા લાગ્યા, શોષક–શોષિતના વર્ગો પેદા થવા લાગ્યા, ત્યારે ઇંગ્લાંડ અને અમેરિકાના વિચારકોએ જે નવી દૃષ્ટિ દુનિયાને આપી છે તે આ જ છે. અરે, આપણે ઘર-આંગણે જ જુઓને! એ દેશો જે ભયંકર દશા ભોગવી ચૂક્યા છે તે દશા આજે આપણે ભોગવીએ છીએ તે વ્યક્તિત્વદૃષ્ટિનો અભાવ માત્ર છે."

જીવનને સ્પર્શતા નવા વિચારો જ્યારે મનુષ્યને કાને પડે છે ત્યારે તે વિચારોને ગ્રહણ કરતાં તેની દૃષ્ટિ પહેલાં પોતાની જાત તરફ જ વળે છે. પોતા ઉપર એ વિચારોનો અમલ કેવી અસર કરે તેનો વિચાર તેને સૌથી પહેલો આવે છે. એ અસર સારી કે ખરાબ હોવાના નિર્ણયનો આધાર તેના મનના ઘડતર ઉપર રહે છે.

તારિકાના જે વિચારો ઘડાઈ રહ્યા હતા તે વિચારો તેને પોતાને ઉત્તમ લાગ્યા હતા. તેના મનના ઘડતરે તેને સમજાવ્યું હતું કે દાંપત્યમાંય વ્યક્તિત્વનો પૃથક્ વિકાસ મૂલ્યવાન અને આવશ્યક હોય છે. તેથી ઊલટું મંદારિકાના મનનું ઘડતર હતું. એ ઘડતર તેને એમ કહી રહ્યું હતું કે પતિ–પત્નીના પૃથક્ પૃથક્ વ્યક્તિત્વનો સમન્વય અને તેમાંથી ઉદ્ભૂત થએલી એકરસતા એ જ દાંપત્ય. એવા દાંપત્યમાં કોઈ એકે પોતાના વ્યક્તિત્વને બીજાના વ્યક્તિત્વમાં વિસર્જન કરવામાં જ મનુષ્યત્વ રહેલું છે.

મંદારિકા એક મધ્યમ સ્થિતિના નાના કુટુંબમાં ઊછરી હતી. તેના પિતા મરણ પામ્યા હતા, માતા વૃદ્ધ હતી, ભાઇની કમાણી મર્યાદિત હતી, અને ભોજાઇનો સ્વભાવ એવો હતો કે મંદારિકાને ખૂબ દબાઈને તેની સાથે બોલચાલ જેટલો વહેવારે નિભાવવો પડતો હતો. સોસાયટીમાં તેના પિતા એક નાનું મકાન બાંધીને ગુજરી ગયા હતા, તેમાં તેઓ બધાં રહેતાં અને તેનો એક ભાગ ભાડે આપ્યો હતો, તે તેમની આજીવિકામાં ઉપયોગી થતો હતો. મંદારિકા આટલું ભણી શકી તે કાંઇક પિતાની લાગણીથી અને કાંઇક માતાની કરકસરથી. તારિકાની વાતો તેને આકર્ષક લાગી હતી પરંતુ જે જીવનચર્યા મંદારિકાએ આજસુધી ગાળી હતી તેમાં તારિકાની વિચારસરણીનો અમલ કેવી રીતે બંધબેસતો થઇ પડે તે તેને સમજાતું નહોતું. બી. એસ. સી. ની પરીક્ષા પાસ થતાં સુધીમાં હજી તેને બીજાં બે વર્ષ ભણવું પડે, અને એ ભણતરદ્વારા પોતે પોતાનો વિકાસ કરવા ઇચ્છે તોપણ ભાઇની ઇચ્છા, માતાની વૃદ્ધાવસ્થા અને પૈસાની જોગવાઇ એ ત્રણેનો સમન્વય કેવી રીતે થઇ શકે તે તેની સમજની બહાર હતું. પોતાના વ્યક્તિત્વને પ્યારું ગણીને તે ભણવા ઇચ્છે તોપણ માતાની અવસ્થા તેને તેમ કરવા દે નહિ, ભાઇની આવક પહોંચી શકે નહિ અને ભાભીનો કકળાટ તો અવરોધક જ બને. આ વિચારમાળા તેના મસ્તિષ્કમાં ફરવા લાગી અને વ્યક્તિત્વના વિકાસનો વિચાર પીગળી ગયો.

"મંદા ! હવે તારી ગૂંચવણ ઊકલી ગઇ ?" એમ તેને તારિકાએ પૂછ્યું એટલે મંદારિકાએ પોતાના વ્યક્તિત્વના વિકાસ આડેની બધી ગૂંચવણો તેને કહી સંભળાવી. તુરત તારિકા બોલી: "વસ્તુતઃ એ ગૂંચવણો જ નથી, અને ગૂંચવણો હોય તો તેને નિવારવાનું જે દૃઢ મનોબળ જોઇએ તે તારામાં નથી. જો સાંભળ, તારી જગ્યાએ હું હોઉં તો શું કરું ? વૃદ્ધ માતાની સંભાળ ભાભી લઈ શકે એટલે તે તારા અભ્યાસમાં અંતરાય કરી શકે નહિ.

ભાઈ—ભોજાઇના કકળાટથી દૂર રહેવાને તારે કોલેજના કન્યાછાત્રાલયમાં જઇને રહેવું જોઇએ. તું કહીશ કે ખર્ચ બહુ થાય તેને કેવી રીતે પહોંચી વળવું, પરન્તુ જો તું માને કે નાણાં કરતાં વ્યક્તિત્વનો વિકાસ ખરેખર વધુ મૂલ્યવાન છે, તોપછી નાણાં કોઈ પણ રીતે ઊભાં થઈ શકે. ઘરેણાં વેચો, બંગલા વેચો, કરજ કરો, પણ જ્ઞાનવૃદ્ધિ માટેની તકનો પૂરેપૂરો લાભ લો; એ તક ચૂકયા તો તે ફરીથી મળવાની નથી અને વ્યક્તિત્વના વિકાસ માટેનાં બારણાં બંધ થઈ જશે તે સુસ્મિતાની પેઠે તારે માટે પણ ફરી કોઇ વાર ઊઘડશે કે નહિ તે નક્કી કહી શકાય નહિ."

ઇતર સંયોગોને લીધે કોઇ વિદ્યાર્થી કે વિદ્યાર્થિનીને અભ્યાસમાં આગળ વધતાં અટકવું પડે એ ભલે, પરંતુ જ્ઞાનવૃદ્ધિ માટેની તકની મૂલ્યવત્તાની બાબતમાં તો કોઇનો પણ કેમ મતભેદ હોઇ શકે? તારિકાની વાત મંદારિકાને એકદમ ગળે ઊતરે તેવી—વહેવારુ આચરણમાં મૂકવા જેવી લાગી નહિ, પણ તે ક્ષણે તેનેય એમ તો મનમાં થયું કે પોતે અભ્યાસની એક ઉમદા તક ગુમાવી રહી છે.

સુસ્મિતાને પણ અભ્યાસ અટકાવવા માટે જાણે પસ્તાવો થઇ રહ્યો હોય તેમ તેના વદન ઉપર ખિન્નતા પ્રસરી.

મંજુલા અને મધુરીના અભ્યાસ માટેના વિચારો વધારે દૃઢ બન્યા.

વાતોમાં ખૂબ વખત વીતી ગયો અને બે વાગી ગયા એટલે બધાં જવાને તૈયાર થયાં. મંજુલા, મધુરી અને મંદારિકાને તારિકાએ જવા દીધાં પરન્તુ સુસ્મિતાને રોકી રાખી.

"તારે તો બહુ દૂર જવું છે, તો તાપ ઓછો થાય એટલે નિરાંતે ચાહ પીને જજે. પાછી ઘરના રગડામાંથી તું કયારે છૂટવાની છે?"

વ્યક્તિત્વના વિકાસના તાજા સાંભળેલા મહામંત્રની પ્રેરણા વચ્ચે 'ઘરનો રગડો' સુસ્મિતા અને સુવદન બેઉને એકસરખો કંટાળાજનક લાગ્યો, અને તેઓ રોકાઇ ગયાં.

 

## પ્રકરણ ૧૦



## તારિકાની પ્રાભાવિકતા

આજના તારિકાના પરિચયથી અને તેની વાતોથી સુવદનનું ચિત્ત ખૂબ પ્રભાવિત થઈ ગયું. તારિકામાં આટલું જ્ઞાન, આટલી સમજ, વિચારોની આટલી નવીનતા ભારેલી પડી હશે તેનો ખયાલ તેને અત્યારે જ આવ્યો. કોલેજમાં અભ્યાસ કરતી વખતે તેને તારિકાના ચાતુર્યનો ખયાલ હતો અને સુસ્મિતા કરતાં તારિકાને ચાતુર્ય બદલ તેણે વધુ માર્ક્સ આપ્યા હતા, પણ સુસ્મિતા કરતાં તારિકાને અભ્યાસના ઓછા માર્ક્સ આપવામાં પોતે ભૂલ કરી હતી એમ હવે તેને લાગતું હતું. કોલેજની પરીક્ષામાં વધુ–ઓછા માર્ક્સ ઉપરથી તે દોરવાઈ ગયો હતો, પરન્તુ એવી પરીક્ષા અભ્યાસની વાસ્તવિક સ્થિતિ બતાવતી હોતી નથી. કરેલા અભ્યાસને જીવનદૃષ્ટિએ ઉપયોગમાં લેતાં તારિકા શીખી હતી તેમ સુસ્મિતા શીખી નહોતી, એવું હવે તેને સમજાતું હતું.

સુસ્મિતાના શાંત તથા કહ્યાગરા સ્વભાવની તેણે ઊંચી કિંમત આંકી હતી અને તારિકાના તેજસ્વી સ્વભાવની તેણે ઊતરતી કિંમત આંકી હતી, એ પણ પોતાની એક ભૂલ હતી એમ હવે તેને સમજાતું હતું. કેવળ કહ્યાગરાપણું એ તો એક પ્રકારની 'સ્લેવિશ મેંટૅલિટી '–માનસિક ગુલામી કહેવાય, સ્વભાવની તેજસ્વિતા એ જ સાચું વ્યક્તિત્વ લેખાય, અને એ દૃષ્ટિએ તારિકા સુસ્મિતા કરતાં ચડી જાય તેવી હતી એમ તે જોતો હતો. તેનું વકતૃત્વ તેની સખીઓ પર અને પોતા પર પણ કેવો પ્રભાવ પાડતું હતું ! નિસ્તેજ ફ્લેકસીબલ–જેમ વાળીએ તેમ સ્હેજમાં વળી જાય તેવી સ્ત્રી ભલે પોતાના જેવા સંયુક્ત કુટુંબમાં શાન્તિ જાળવી રાખવામાં મદદગાર બની શકતી હોય, પરંતુ તેના કરતાં તેજસ્વી સ્ત્રી જીવનમાં જરૂર

રસદાયક થઇ પડે એવો અભિપ્રાય સુવદનના ચિત્તમાં આકાર લેતો હતો.

તાપ સખ્ત હતો એટલે તારિકાએ વિજળિક પંખો ચાલુ કર્યો. સુસ્મિતા બેઠીને પાસામાં લઈને એક સોફા પર આડી પડી, તે જોઈને તારિકાએ સુવદનને સૂચવ્યુંઃ "તું મારા અભ્યાસખંડમાં જઈને બેસે તો સુસ્મિતા નિરાંતે ઊંઘી શકે."

"તેને ઊંઘવું હોય તો હું ક્યાં ના કહું છું?" એમ બોલતો સુવદન તારિકાના અભ્યાસખંડમાં ગયો.

તારિકાનાં અભ્યાસનાં પુસ્તકો જોઈને સુવદન દંગ થઈ ગયો. આ કોઈ વિદ્યાર્થિનીનો અભ્યાસખંડ નહિ, પણ પ્રોફેસરનો 'સ્ટડી-રૂમ' હોય એવો ખયાલ તેને આવ્યો.

તારિકાએ કેટલાં બધાં પુસ્તકો એકઠાં કર્યાં હતાં! એ બધાં અભ્યાસનાં હોય એમ તેને લાગ્યું નહિ. 'શેલ્ફ' ઉપરથી કાઢીને કેટલાંક પુસ્તકો તેણે જોયાં. અહો! એમાં તો શારીર વિજ્ઞાન, ગૃહ-વિજ્ઞાન, જાતીય વિજ્ઞાન, પ્રજનનવિજ્ઞાન ઇત્યાદિનાંય ઘણાં પુસ્તકો હતાં.

આટલા વિશાળ વાચન પછી તારિકાએ જે જીવનદૃષ્ટિ કેળવી હોય અને નિર્ણયો કર્યા હોય તે યથાર્થ જ હોય, એવી છાપ સુવદનના મન ઉપર પડ્યા વિના રહી નહિ.

જુદાં જુદાં પુસ્તકો કાઢીને સુવદન તેનાં પાનાં ફેરવતો હતો એટલામાં આસ્તેથી ડોકિયું કરીને તારિકા બોલીઃ "શાની જડતી લઈ રહ્યો છે, સુવદન?"

"તારા અભ્યાસનીસ્તો!" સુવદને જવાબ આપ્યોઃ "અભ્યાસ ઉપરાંત આટલું બધું વાંચવાનો સમય તું કેવી રીતે મેળવી શકી હોઈશ તેનો મને તો વિચાર થયાં કરે છે."

તારિકા બોલીઃ "મેં તને કહ્યું તો છે કે જ્ઞાનપ્રાપ્તિ માટે જીવનની એકકે એક ક્ષણનો મેં ઉપયોગ કર્યો છે; એક પણ 'એવેઇલેબલ મિનિટ'નો (મળી શકતી ક્ષણનો) ઉપયોગ કર્યા વિના હું રહી નથી."

"ખરું કહું, તારિકા? તારા ભાવિ પતિની મને ઇર્ષ્યા થયા વિના નહિ રહે!" સુવદન કાંઈક લાગણીભેર બોલી ગયો.

તારિકા મ્હોં મલકાવીને બોલી: "બેવકૂફ ક્યાંકનો! એમ જેની-તેની ઇર્ષ્યા કર્યા કરીશ, તો તારી સુસ્મિતાનું શું થશે?"

"હું તો સહજ વાત કરું છું; શું સુસ્મિતા પરનો મારો પ્રેમ તેથી ઓછો થઈ જવાનો છે? પત્ની પ્રત્યેની મારી ફરજ હું સમજું છું; પૂછી જોજે, મેં કોઇ વાર તેની જરા જેટલીય અવગણના કરી છે?"

"તો પછી બીજાની ઇર્ષ્યા તારે શામાટે કરવી જોઈએ? જો તેં ધાર્યું હોત તો તું તારી જાતની જ ઈર્ષ્યા કરવાની સ્થિતિમાં ક્યાં નહોતો?" તારિકાએ ટોણો માર્યો.

"એ વાત હવે સંભારવામાં શો સાર? એ તો જે બની ગયું તે બની ગયું!" સુવદન પાછલી વાત ઉપર ઢાંકણ ઢાંકવાના ઉદ્દેશથી બોલ્યો.

"અલબત્ત, બની ગયું તે બરાબર બન્યું છે–કશું જ ખોટું થયું નથી; પણ હું તને કાંઇ પૂછું તો તેનો તું સાચો જવાબ આપે ખરો?" તારિકાએ પુનઃ મ્હોં મલકાવીને પૂછ્યું.

"શામાટે નહિ?"

"કદાચ તું સંકોચાય."

"હું જવાબ આપતાં સંકોચાઉં એવું તારે શું પૂછવાનું છે વળી?" સુવદનમાં જિજ્ઞાસા પ્રકટી.

"ખરી રીતે સંકોચાવાનું કશું કારણ નથી, કેમકે હું તો જે કાંઇ પૂછવા ઇચ્છું છું તે મારા વાચન અને અભ્યાસને અંગે જ છે. તેં આ પુસ્તકો ઉપરથી જોયું હશે કે 'સાઇકો–એનેલિસિસ' (માનસ પૃથક્કરણશાસ્ત્ર)માં મને ખૂબ રસ છે."

"એ તો હું જોઇ–જાણી શક્યો છું."

"એટલે જ હું પૂછું છું કે હું અને સુસ્મિતા બેઉ તને પરણ-

વાનાં ઉમેદવાર હતાં, અને કયાં કારણોથી પ્રેરાઇને તેં સુસ્મિતાને પસંદ કરી ?"

સુવદન હસી પડ્યો. તેણે સામો પ્રશ્ન કર્યો: "એ જાણીને તું શું કરીશ ?"

"અભ્યાસ અને અવલોકન અંગેનો એ પ્રશ્ન છે. હું ઘણાંય અંતરંગ મિત્રોને જેવા પ્રશ્નો પૂછું છું, તેવા જ પ્રકારનો આ પણ પ્રશ્ન છે; માત્ર તેમાં હું અંગત રીતે સંડોવાઉં છું એટલું વિશેષ છે."

"અને એવા પ્રશ્નોના સાચા જવાબો તને મિત્રો આપે છે ? તેઓ સંકોચાતા નથી, કે પોતાની જાતને છુપાવવા જૂઠું બોલતા નથી ?"

"કોઇ સંકોચાય છે અને કોઇ કાંઇ છુપાવે પણ છે, કોઇ જૂઠું બોલે છે; પરન્તુ હું એનું પૃથક્કરણ મારી રીતે કરી લઉં છું."

"ત્યારે હું જૂઠું બોલું તો તું મને પકડી પાડે ખરી ?"

"જરૂર પકડી પાડું–પણ તારું જૂઠાણું તારે મ્હોંએ ખુલ્લું પાડીને તને શરમાવું નહિ, હોં !"

"તો તારી પાસે જૂઠું ન બોલવું જોઈએ. સાચું જ કહું છું કે મને તારા કરતા સુસ્મિતાનાં અભ્યાસ, સ્વભાવ અને સૌંદર્ય તે વખતે વધારે આકર્ષક લાગેલાં."

"'તે વખતે વધારે આકર્ષક લાગેલાં' એટલું બોલીને અટકી કેમ ગયો ?"

"એમ તું મારી ઊલટતપાસ કરે તો હું જવાબ નહિ આપું, તારિકા !"

"તો પછી અધૂરો જવાબ આપવો એ પણ એક પ્રકારે જૂઠો જવાબ આપવા બરાબર જ નથી શું ?"

"તે તું ગમે તેમ માન." એમ કહેતાં સુવદન સ્મિતને દબાવી શક્યો નહિ.

"તો હું એમ માની લઉં કે તું પૂરો જવાબ આપતાં સંકોચાય છે ?" તારિકાએ પ્રશ્ન કર્યો.

"તને તારી પ્રશંસા સાંભળવાની ભૂખ લાગી છે કે શું?" સુવદને સામે પ્રશ્ન કર્યો.

"કેવો પકડાઈ ગયો!" એમ બોલતાં જ તારિકા ખડખડ હસી.

સુવદનને પણ લાગ્યું કે પોતે ખરેખર પકડાઇ ગયો હતો. તે ફિક્કું હસ્યો.

"હવે આગળ કાંઇ પૂછું?"

"પૂછી લે ત્યારે."

"સુસ્મિતા અને મારા હૃદયના 'અર્જ'ની–ઉષ્માની કાંઇ સરખામણી કરેલી ખરી કે?"

"હેં!...ના, એ વિષેનો તો મને ખયાલ જ નહોતો."

"હવે બસ. મારે કરવાની હતી તે 'એનાલિસિસ' પૂરી થઇ."

એમ કહેતી તારિકા હસતી હસતી ચાલી ગઇ. સુવદને તેને પાછી બોલાવવા માંડી: "તારિકા, પાછી આવ, મારી તપાસની પ્રશ્નાવલિ બાકી રહી ગઈ."

પણ તારિકાએ જાણે એ સાંભળ્યું જ નહિ. તે તો સીધી રસોડામાં ગઇ અને ચાહને કેટલી વાર છે તે ભટજીને પૂછવા લાગી.

તારિકાના પ્રશ્નોએ સુવદનને વિચારમાં પાડી દીધો.

દાંપત્યજીવનમાં પ્રેમનું જે મહત્ત્વનું સ્થાન છે તે વાત તો તે પત્નીની પસંદગી કરતાં ભૂલી જ ગયો હતો. પ્રેમનું બીજું નામ હૃદયની ઉષ્મા, તે માપવાનું કોઇ યંત્ર હોતું નથી, પણ જો એ વાત પોતાના લક્ષમાં હોત તો એ મુદ્દા પર પણ પોતે વિચાર જરૂર કર્યો હોત તેમ તેને લાગ્યું. હવે તેને સમજાતું હતું કે સુસ્મિતા કરતાં તારિકાની પ્રેમની ઉષ્મા પોતા પ્રત્યે વધારે હતી, અત્યારે પણ તે તેમ જોઇ શકતો હતો.

પરંતુ હવે એ વિષે વધુ વિચાર કરવો એ જ ખોટું હતું. નવા અનુભવો થાય, નવા પરિચયો થાય, નવા વિચારો જન્મે, નવીન દૃષ્ટિ પ્રાપ્ત થાય કે કાંઇ ભૂલો પણ સમજાય, તેથી કાંઇ દાંપત્યને કલુષિત કરાય?

"અને તેમ પણ સુસ્મિતા મારે માટે યોગ્ય જ પત્ની છે, એમાં શંકા નથી. સંયુક્ત કુટુંબમાં સુસ્મિતા દબાતી ચંપાતી પણ ભળી શકી છે, અને તારિકા કાંતો ભળી શકત નહિ અને કાંતો કુટુંબને તેને માટે નવો આકાર લેવો પડત—નહિ, તારિકા પોતે જ આખા કુટુંબને નવો આકાર આપત ત્યારે જ જંપત. એ એટલી તેજસ્વી છે. કુટુંબની વાત દૂર રાખીએ, તોપણ સુસ્મિતા મારી સાથે એકરસ થવાને કેવી મથે છે! તારિકા તેમ કરી શકે ખરી? પ્રેમની જ્વલંત ઉષ્માથી વ્યાપ્ત હૃદય કદાચ તેમ કરી શકતું હોય, છતાં... છતાં...સુસ્મિતા ઠીક છે, મારા બધા સંયોગો જોતાં તારિકા કરતાં તે વધુ ઠીક છે...પણ બેવકૂફ સુવદન! આ વિચારો અત્યારે શામાટે કરે છે? તે માટેનો કાળ તો હવે ગયો છે, અને તે માટે તને પસ્તાવાનુંય કશું કારણ નથી."

એટલામાં તારિકાની બૂમ આવી: "સુવદન! ચાહ પીવા આવ!"

સુવદન ઊઠીને બેઠકના ખંડમાં ગયો. તાપીદાસ પણ આવી ગયા હતા અને ચાહ પીરસાઇ ગઇ હતી.

ચાહ પીતાં પીતાં તારિકાએ કહ્યું: "સુવદન! તારે જવું હોય તો જા, સુસ્મિતા એક દિવસ અહીં રહેશે."

"એમ તે થાય?"

"કેમ ન થાય? બિચારીને એકાદ દિવસ તો ઘરના રગડામાં-થી છૂટવા દે અને અહીંની શાંત—ખુલ્લી હવામાં આરામ લેવા દે!"

સુવદને સુસ્મિતા સામે જોયું. તે કશું બોલી નહિ એટલે તેનો વિચાર રહી જવાનો હશે એમ સુવદને માન્યું. "બેઉએ પહેલાં નક્કી કરીને જ મને પૂછ્યું લાગે છે!" તેણે કહ્યું.

સુસ્મિતાના વદનમાં સ્મિત પ્રકટ્યું. સુવદને તેની ઇચ્છાને સ્વીકારી લીધી અને પોતે ચાહ પીને ચાલતો થયો.

 

# પ્રકરણુ ૧૧



## સવિનય બંડ

ધીમંતરામનું મૃત્યુ થવાથી દામોદરદાસ ઉપરનો ભાર તથા જવાબદારી વધ્યાં હતાં અને તેને પહોંચી વળવાને તે પોતાની હમેશની ધીરજ તથા સહિષ્ણુતા સાથે તૈયાર જ હતા. પહેલાં તો કુમુદ રિસાઈને ગઈ હતી અને ધીમંતરામ પણ અકળાઈને જુદો રહેવા તૈયાર થયો હતો, પરન્તુ હવે તો કુમુદ તથા તેનાં બાળકો પોતાની સાથે જ રહેવાનાં છે અને બીજાંઓની પેઠે તેમને પણ પોતે જ ઉછેરવાનાં છે એ સંબંધે તેમને જરાય શંકા નહોતી. કુમુદ પિયરમાં જઈ રહી હતી અને ધીમંતરામના મૃત્યુને દસ માસ થશે એટલે તે પોતાને ત્યાં આવશે એવી દામોદરદાસની ગણુતરી હતી.

પરન્તુ તેમની એ ગણુતરી આટલી વહેલી ખોટી નીવડશે એવું તેમને સ્વપ્નું ય નહોતું. એક વાર કુમુદના ભાઈએ આવીને દામોદરદાસને કહ્યું કે પોતાની બહેન ધીમંતરામની મિલકતનો ભાગ લઈને જુદી રહેવા માંગે છે માટે વહેંચણી કરી આપો!

આ સાંભળીને દામોદરદાસ ડઘાઈ ગયા. કુમુદનાં બાળકો પોતાના કુટુંબની વચ્ચે રહીને ઊછરી જાય, જુદું ઘર માંડવાની અને ખર્ચ કરવાની કશી ય જવાબદારી વિના કુમુદ નિશ્ચિંત જીવન ગાળે, ધીમંતરામની મિલકતનો ભાગ જળવાઈ રહે અને જરાએ ઓછો ન થાય, એવી પોતાના લાભની વાત છોડીને કુમુદ આમ કેમ કહેતી હશે, એ દામોદરદાસને આશ્ચર્યચકિત કરનારો પ્રશ્ન હતો.

દામોદરદાસની ન્યાયવૃત્તિને તે વખતે એક વાત સૂઝી. ધીમંતરામના વીમાની પાંચ હજાર રૂપિયાની રકમ આવી હતી, કાપડની દુકાનમાં તેના ભાગનો સાત–આઠ હજારનો નફો હતો, એ બધી રકમ સંયુક્ત કુટુંબમાં ખેંચાઈ જાય એ કુમુદને ન રુચે એમ તેમણે

જોઈ લીધું. વધુ વાતચીત દર્મિયાન કુમુદના ભાઇના કથનમાંથી પણ એ જ સાર નીકળ્યો. પોતાનું જે કાંઈ હોય તે છોકરાં મોટાં થતાં સુધી જાળવી રાખવું અને વ્યાજની આવકમાંથી પોતાનું જુદું ઘર ચલાવવું એવી કુમુદની ગણતરી હતી. ધીમંતરામ જીવતો હતો ત્યાંસુધી કુટુંબની સાથે રહેવાની વાત કદાચ કુમુદે માન્ય કરી પણ હોત, પરન્તુ હવે તો તે ખરેખર જ કુટુંબથી જુદી રહેવા ઇચ્છતી હતી.

દામોદરદાસે તેનો માર્ગ કાઢતાં કુમુદના ભાઇને સૂચવ્યું: "જુઓ, ધીમંતરામના વીમાનાં નાણાં, તેની દુકાનમાંથી આવે તે નફાની રકમ અને તેના બે–ત્રણ હજારના દર–દાગીના છે તે બધું ય કુમુદ ભલે પોતાની પાસે રાખે, મારે તેને હાથે લગાડવાનો નથી, પરન્તુ કુમુદ અને તેનાં બાળકો અમારી સાથે રહીને ઉછરે એ જ વાત મને ગમશે, તે જુદાં રહે તે મને જરાય રુચે નહિ."

કુમુદના ભાઈને તો આ દરખાસ્ત ગમી, પરન્તુ કુમુદને ન ગમી. આઠ દિવસ પછી તેનો ભાઈ ફરીથી આવીને દામોદરદાસને કહી ગયો કે "કુમુદ જુદી જ રહેશે. તેને હવે કુટુંબની સાથે રહેવાની ઈચ્છા નથી."

દામોદરદાસના બળતા હૃદયે છોકરાંના ઉછેર માટેની ઘણીએ વાતો કરી, પરન્તુ કુમુદે તે બધી વાતોનો અસ્વીકાર જ કર્યો, એટલે હવે પોતે જીવતાં પોતાના જ ભાઈનાં બાળકોને–નબાપાં છોકરાંને જુદાં રાખવાની જ વાત તેમને મન ઉપર લેવી પડી. તેમણે નિરાશ થતાં કહ્યું: "બહુ સારું ત્યારે, દીવાળી પર એમ કરી આપીશું."

તે દિવસથી દામોદરદાસનું મન ઉદ્વિગ્ન રહેવા લાગ્યું. વસંતબા, વિજયા, સુવદન, સુસ્મિતા અને ઘરમાંનાં મોટાં છોકરાં પણ જોતાં કે કુટુંબને વીંખાતું જોવાનું દામોદરદાસને બીલકુલ ગમતું નથી અને પોતાની ઇચ્છાની ઉપરવટ થઇને તેમને પોતાનો ભર્યોભાદર્યો માળો ચૂંથવો પડશે.

સુવદને તો પિતાને એક વાર સમજાવવાય માંડ્યા: "બાપુજી!

એ બધી નકામી લાગણીવશતા છે. નબાપાં અને નમાયાં બાળકોય આપમેળે ઊછરીને મોટાં નથી થતાં શું? અને તેથી કેટલાંક તો એવાં સ્વાવલંબી નીવડે છે કે દુનિયામાં નામ પણ કાઢે છે."

"એ સાચું ભાઇ, પરંતુ સંયુક્ત કુટુંબની કેળવણી એ જુદી જ વસ્તુ છે; તને અત્યારે એ નહિ સમજાય." દામોદરદાસે નિઃશ્વાસ નાંખીને કહ્યું.

સુવદનને પિતાની વાત ન ગમી. તેણે જરા ઊકળીને કહ્યું: "તો બાપુજી! મારે હવે તમને કહેવું જોઇએ કે સંયુક્ત કુટુંબની કેળવણી સૌના વ્યક્તિત્વના વિકાસની આડે આવે છે, અને કેટલાંક તો મોટી ઉંમરે પાંખો તોડી નાંખેલા પંખી જેવાં અસહાય બની જાય છે કારણકે તેમને સ્વાશ્રયી થવાનો જરાએ અનુભવ મળ્યો હોતો નથી. આખું જીવન પરાવલંબીપણે તેઓ ગાળે છે."

"એવા દાખલાય હશે તેની કંઇ હું ના કહેતો નથી, પરંતુ જે સ્વાશ્રયની તું વાત કરે છે તે સ્વાશ્રય વાતો પૂરતો રહ્યો છે એમ હું જોઉં છું. જુદાં રહેનારાઓ જ સ્વાશ્રયી થતાં હોય તો દૈનિક જીવનમાં નોકર-ચાકરની જરૂર તેમને કેમ પડે છે? આપણે ત્યાં દૂધ ખાવા માટે પણ ગાય કેમ પોષાતી નથી? સ્વાશ્રયના પ્રેમીઓએ તો જીવનના અંશેઅંશમાં સ્વાશ્રયવૃત્તિ બતાવી આપવી જોઈએ અને એવાં સ્વાશ્રયીઓને સંયુક્ત કુટુંબના ટેકા કે હૂંફની જરૂર નથી એ વાત મને માન્ય છે. તેમના વ્યક્તિત્વના વિકાસ માટે મોકળું વાતાવરણ જોઇએ એ મારી સમજની બહાર નથી. હવે તું મને કહે કે કુમુદ પોતાના બાળકો સાથે જુદી રહીને સ્વાશ્રયી જ થશે અને બાળકોના વ્યક્તિત્વની ખીલવણી જ તેનું ધ્યેય બનશે એ વિષેની તને ખાતરી છે?"

"ખાતરી તો કેમ આપી શકાય, પરન્તુ મુશ્કેલીમાં ઊતર્યા વિના માણસને માર્ગ કાઢવાની બુદ્ધિ સૂઝતી નથી. પોતાની વ્યાજની બાંધી આવકમાંથી ઘરખર્ચ ચલાવવાનો ખયાલ કુમુદ કાકીને આવશે એટલે તેને સ્વાશ્રયી થવું જ પડશે, છોકરાંને ખોટાં લાડ તે નહિ

લડાવે, તેમની જીંદગીનો બોજો પોતા પર પડતાં તે તેમને બરાબર કેળવવા મથશે, એ બધું શું તમને બનવાજોગ નથી લાગતું ?"

"જીવનનો જેમને વાસ્તવિક ખયાલ હોય, તેમને માટે બનવાજોગ શું નથી હોતું ? પણ કુમુદને તારા કરતાં હું વધારે પિછાણું છું. તે જુદી રહે તેમાં તેનું અને બાળકોનું હિત મને નથી લાગતું." દામોદરદાસે પોતાની દૃષ્ટિ પ્રકટ કરી.

"હું તો કહું છું, બાપુજી ! પોતા પરનો ભાર માણસને ચમત્કારિક રીતે ઘડનારો નીવડે છે એમ મેં કેટલાય દાખલામાં જોયું છે. કુમુદ કાકીમાં જે ગુણો તમે આજસુધી ન જોયા હોય, તે ગુણો ખીલી નીકળેલા તમે પાછળથી જુઓ પણ ખરા."

"ઠીક છે, જોઈશું. સૌ પોતપોતાનો માળો બાંધીને બેસે અને મારા જેવા વૃદ્ધો એ ચિંતામાંથી મુક્ત બને એ તો સદ્‌ભાગ્યની વાત કહેવાય. પરન્તુ એમના તો છે એકલ માળા, અને મારી તો છે ધર્મશાળા તથા પાઠશાળા, સમજ્યો ?"

સુદવનની દૃષ્ટિ આડેથી તારિકાએ પાથરેલો વ્યક્તિત્વના વિકાસનો પડદો હટી ગયો અને પિતાની સ્થિતિનો ખયાલ તેને આવ્યો.

પરન્તુ એ ખયાલ છતાં સુવદનને પિતાજીની દૃષ્ટિ રુચતી નહોતી. બાળકોનાં ઘડતર કરવાની એ ધર્મશાળા અને પાઠશાળામાં તે અને સુસ્મિતા સ્વતંત્રતાના ઉચ્છ્‌વાસ લઇ શકતાં નહોતાં. તેમને કેટલીય રીતે મનને મારવાં પડતાં, કુટુંબનાં બંધન બેડી જેવાં આકરાં લાગતાં અને મુક્ત વિહારની ઇચ્છાને દબાવી રાખવી પડતી. તારિકાને ત્યાં એક દિવસ રહીને જે મોકળાશમાં મહાલવાનું સુસ્મિતાને મળ્યું હતું, મન પરના ભારમાંથી મુક્તતા મળી હતી, તે તો જાણે એક સ્વપ્નું જ બની ગયું હતું અને ફરીની કુટુંબના રગડામાં રગડાવાનું જ તેના નસીબે લખાયલું હતું.

ભાદરવો આવ્યો અને સુસ્મિતાને જરા તાવ આવ્યો કે તુરત સુવદને ડોકટરની દવા શરુ કરી અને થોડા દિવસ પછી તેણે

ડૉક્ટર પાસે કહેવડાવ્યું કે "સુસ્મિતાને ખુલ્લી હવાની જરૂર છે, માટે થોડા દિવસ નદીપાર લઈ જવાય તો ઠીક."

આ બહાનું મળતાંની સાથે જ પિતાજીને કાને નાંખીને સુવદને તાપીદાસના મકાનની નજીકમાં જ બે ઓરડા, વરંડા અને રસોડા સાથેનો એક બ્લૉક ભાડે રાખી લીધો, અને એક રવિવારે ઘરમાંથી જોઈતો સામાન લઈ જઇને ત્યાં રહેવા માંડયું.

તબિયતને કારણે દામોદરદાસે પુત્રને સોસાયટીમાં જઇને રહેવાની રજા આપી હતી; પરન્તુ મહિનો ગયો, બે મહિના ગયા, પણ સુવદન પાછો ઘેર આવીને રહેવાનું નામ લેતો નહોતો. તેમણે એક-બે વાર એ સંબંધે પુત્રને કહ્યું, પરન્તુ સુવદને "મને ત્યાં ઠીક ફાવે છે, એકાદ માસ પછી વાત" એમ કહીને વાત ઉડાવી.

દીવાળી આવી અને ગઈ, એટલે કુમુદે મિલકતનો ભાગ વહેંચવાની વાત પાછી તાજી કરી, પરન્તુ ધીમંતરામના દુકાનના ભાગીદારે હજી નફા-ખોટનું સરવૈયું કાઢયું નહોતું એટલે તેમણે એ વાતને આગળ ઠેલી.

જાન્યુઆરી માસ આવ્યો. સુવદનને બેંકમાં મુખ્ય એકાઉન્ટન્ટની જગ્યા મળી અને તેના પગારમાં પચાસ રૂપિયાનો વધારો થયો. સુવદન હજી સોસાયટીમાંથી ઘેર આવવાની વાત મન પર લેતો નહિ; અઠવાડિયે કે પખવાડિયે એકાદ દિવસ ઘેર માતા-પિતાને મળવા આવતો; પગારની રકમમાંથી કશુંય તે પિતાને આપતો નહિ, દામોદરદાસ માંગતાય નહિ.

આમ દિવસો જવા લાગ્યા અને દામોદરદાસને લાગ્યું કે પોતાનો માળો હવે વીંખાઇ રહ્યો છે. એમના દિલને દુઃખ થયું, પણ એક દિવસ સવારે તેમણે પડોશમાં રહેતા રબારીને પોતાની ગાય વેચી નાંખી. જેમને માટે ગાય વસાવી હતી તેમને એ ગાયનું દૂધ ખાવું નહોતું, પછી ગાયની પાછળ પોતે અને વૃદ્ધ પત્નીએ તેનો ભાર

શાને ઉપાડવો, એવો વિચાર આવતાં તેમણે ગાયને ભારે હૃદયે વિદાય કરી દીધી.

દામોદરદાસને લાગ્યું કે પોતાનો સંયુક્ત માળો ગમે તેટલો હૂંફવાળો ને હિતકર હોય, પરન્તુ પુત્રને કે વિધવા કુમુદને એની હૂંફ અને હિત કરતાં એ સ્વતંત્રતા વધુ રુચે છે. સંયુક્ત કુટુંબ પ્રત્યેનું એ અવિનય બંડ હોય એમ તેમને સમજાયું.

♠ ♠

## પ્રકરણ ૧૨

♠

## "સ્વતંત્ર ઘર"

સોસાયટીમાંનો નિવાસ સુવદન તથા સુસ્મિતા બેઉને ખૂબ આહ્‌લાદક લાગતો હતો. કુટુંબપિંજરના સળિયા પોતાની આસપાસથી છૂટી જતાં તેમનાં મન તથા શરીર જાણે હળવાં ફૂલ બની ગયાં હોય એવો તેમને અનુભવ થતો હતો.

અહીં સુવદનને વેળાસર નાહી લેવાનું કહેનાર કોઈ નહોતું, કે સુસ્મિતાને વહેલાં ઊઠીને ઘરકામે વળગી જવાનું કહેનાર કોઈ નહોતું. ઘરકામ અહીંય હતું, પરન્તુ તે સુસ્મિતાની ઇચ્છા કે અવકાશની રાહ જોતું પડયું રહેતું. સુવદને વેળાસર નાહી જમીને નોકરી પર જવાનું હતું, પરંતુ તેના પોતાના સમયના હિસાબ પ્રમાણે કે હિસાબ વિના તે વર્તી શકતો. કદાચ સવારમાં જ તારિકા આવી હોય અને તેની સાથે તડાકા હાંકતાં મોડું થઈ જાય તો ન્હાયા વિના કે સુસ્મિતા રસોઈથી પરવારી ન હોય તો થોડો નાસ્તો કરીને નોકરી પર જવાને તે સ્વતંત્ર હતો. પોળને ઘેર એ સ્વતંત્રતા જ કયાં હતી?

તાપીદાસના બંગલાથી બે–ત્રણ મિનિટ ચાલતાં જ સુવદનનું નિવાસસ્થાન આવતું. માત્ર ત્રણ ખંડનો એ ભોંયતળિયાનો 'ફ્લૅટ' તેમને માટે પૂરતો હતો. સામાન્ય સ્થિતિના કોઈ નાના કુટુંબ માટે

એટલી જગ્યા વધુપડતી લેખાય ખરી, પરન્તુ સુવદનને માટે એ જરાય વધારે નહોતી. તેણે સુસ્મિતાની તબિયતને નામે હવાફેર માટે એ ફ્લેટ ભાડે રાખ્યો હતો, પરંતુ તેના ઊંડા અંતરમાં તો ત્યાં જુદાં રહેવાનો જ ભાવ હતો; એટલે કે એ પોતાનું 'ઘર' હતું. અને ઘર થયું ત્યારે તો પોતાના મિત્રો, સુસ્મિતાની સખીઓ અને કોઇ વાર બહારગામથી આવતા મહેમાનોને માટે પણ સાંકડી જગ્યા કેમ ચાલી શકે?

એ રીતે સુવદને પોતાનું સ્વતંત્ર ઘર વસાવ્યું હતું અને તે સ્વતંત્રતા માણવાના ભાવથી જ વસાવ્યું હતું; એટલે તેનો સવારથી સાંજ સુધીનો કોઈ નિશ્ચિત કાર્યક્રમ નહોતો, સિવાય કે નોકરી પર જવાના નિયમિત કલાકો. કોઇ પ્રકારનો નિયમિત કાર્યક્રમ એ સ્વતંત્રતાની આડે આવનારી વસ્તુ જ છે ને? દાખલા તરીકે સુસ્મિતાની તબિયતને કારણે રોજ સવારે એક કલાક ફરવા જવું એ જરૂરી હતું; પતિ-પત્ની સાથે ફરવા જાય એ દૃશ્ય શરુઆતમાં એ દંપતીને ખૂબ આહ્લાદક લાગતું હતું; પરન્તુ એ પ્રારંભશૌર્ય અઠવાડિયામાં જ પૂરું થઇ ગયું હતું, કારણકે રોજ સવારમાં વહેલાં ઊઠવાનું તેમનાથી બનતું જ નહિ.

અને પછી તો મિત્રો તથા સખીઓની પાર્ટી સવારમાં આઠ વાગ્યાથી રોજ જામી પડતી. એ પાર્ટીમાં શરુઆતમાં તો ચાહ ખૂબ ઊકળતી, પણ પછી તો છાપાનું વાચન અને તેમાં આવતા બનાવો ઉપરની ચર્ચાપરિષદ એ જ સાડાનવ વાગતાં સુધી ચાલતાં અને સુસ્મિતાને પૂરી રસોઇ પણ કરવા દેતાં નહિ. ઘણી વાર સુવદનને નાસ્તો કરીને કે એકલાં દાળભાત ખાઇને નોકરી પર જવું પડતું. આ મુશ્કેલીનું નિવારણ કરવાને સુવદનને નોકરની જરૂર જણાઈ અને તેણે એક છોકરાને રાખી લીધો. તે વાસણ માંજવાનું, કપડાં ધોવાનું, ચાહ બનાવવાનું, પીરસવાનું અને બેબીને રમાડવાનું કામ કરતો તેથી સુસ્મિતાને ઠીક સમય મળવા લાગ્યો તથા રસોઈ પણ વેળાસર થવા લાગી.

પરંતુ એ વ્યવસ્થા નિયમિત રીતે તો થોડા દિવસ નવી–સવી હતી ત્યાંસુધી જ ચાલી. નોકરની મદદગારીથી સુસ્મિતાનો બચતો સમય પાછો અદશ્ય થઇ જવા લાગ્યો. ફરવા જવાનું ચાર–છ દિવસ ચલાવ્યું પણ પછીથી બંધ કરવું પડયું, કારણકે પુનઃ રસોઇ માટે મોડું થવા લાગ્યું ! સવારે મળતી સખીમંડળીમાં પહેલાં સુસ્મિતા જોડાતી નહિ, હવે જોડાવા લાગી હતી, અને તેથી સમયનો બચાવ કર્યા છતાં સુવદનને નસીબે તો દાળ–ભાત ખાઈ ને જ બેંકમાં જવાનું રહ્યું હતું.

એક વાર સુસ્મિતાએ કહ્યું : "રોજ રસોઇ મોડી પડે છે અને તમને જમવાની તકલીફ પડે છે તે મને સારું લાગતું નથી. આ તારિકા, મંદારિકા, મદનમોહન એ બધાં રોજ સવાર–સાંઝ આવીને અડ્ડો નાંખે છે તેમને એક વાર કહીએ કે સાંઝે જ આવવાનું રાખો, તો કેમ ?"

સુવદન બોલ્યો : "એમાં એ બિચારાંનો શો વાંક છે ? તેઓ કાંઇ તને રસોઇ ન કરવાનું કહેતાં નથી કે પોતાનું કામ તારી પાસે કરાવતાં નથી."

"એ ખરું, પણ એ બધાં આવે છે એટલે મનેય બીજું કામ સૂઝતું નથી અને તેમની સાથે બેસીને વાતો કરવાનું મન થાય છે."

"તો પછી એ વાંક તારો છે, તેમનો નથી. પણ સુસ્મિતા ! તું તેથી મુંઝાઇશ નહિ. તને ગોઠે અને તારી તબિયત સારી થાય તેટલા માટે તો આપણે અહીં આવીને રહ્યાં છીએ, પછી રસોઈ વહેલી મોડી થાય તેની ચિંતા તારે જરાય ન કરવી. જિંદગી શું કેવળ જમવા માટે છે ?"

સુસ્મિતાને સ્વામીના એ શબ્દોથી ઠીક આશ્વાસન મળ્યું. રસોઇ મોડી થતી ત્યારે તેને પહેલાં પોતાના મનમાં કાંઇક શરમ આવતી, પોતે તારિકા સાથે ડ્રાફ્ટ રમવા બેઠી હોય અને પાછળ ભાત દાઝી જાય ત્યારે તેને ક્ષોભ થતો, પરંતુ પોતાનાં સુખ–સગવડ

માટે સ્વામી સર્વ પ્રકારની તકલીફો વેઠવા તૈયાર છે એમ જાણ્યા પછી તેને એક પ્રકારની નિરાંત થઈ.

રવિવારનો દિવસ એટલે સર્વ પ્રકારની સ્વતંત્રતાનો અને અનિયમિતતાનો દિવસ. એ અનિયમિતતાનો પૂર્વરંગ શનિવારની સાંઝથી શરુ થતો. રવિવાર કરતાંય શનિવાર નોકરી કરનારાઓ માટે વધારે ઉલ્લાસનો દિવસ હોય છે. બીજા દિવસની રજાની મસ્તી માણનું મન શનિવારે વિશેષ પ્રફુલ્લ હોય છે. તે દિવસે ઑફિસ બીજા દિવસો કરતાં કાંઈક વહેલી બંધ થાય છે એટલે શનિવારનો સાંજનો 'સીનેમા શો' સુવદન અને સુસ્મિતા જોતાં જ જોતાં. રાત્રે ઘેર પાછાં ફરીને સવારની પૂરી–ભાખરી અને તાજી બનાવેલી ચાહથી ચલાવી લેતાં. શનિવારે રાત્રે મિત્રમંડળી ખૂબ મોડે સુધી જામતી અને રવિવારે નિશ્ચિંત મને મોડાં ઊઠી શકાતું. કેવો મઝાનો રવિવાર ! વહેલાં જમવાની જરૂર નહિ, કામકાજની ચિંતા નહિ, મન તો જાણે હળવું ફૂલ ! બપોરના બે વાગતાં જમવાનું, પછી પથારીમાં આળોટવાનું, સાંઝે બગીચામાં ફરવા જવાનું કે મિત્રને ત્યાં મળવા જવાનું, અને રાત્રે રસોઈ કરવી ન પડે તે માટે બજારમાંથી મિઠાઈ-ચેવડો–ચવેણાંનાં પડીકાં બાંધતાં આવવાનું.

કોઈ પંડિત લેખક કે સંસારશાસ્ત્રી જુએ તો તે સુવદન અને સુસ્મિતાના ગૃહજીવનને 'સ્વૈર' ગૃહજીવન કહે; પણ એ દંપતીને મન અને તારિકાને મન તો વિકાસ માટેની જોગવાઈવાળું, બંધનહીન અને તેથી સ્વતંત્ર એવું એ ગૃહજીવન હતું. સંયુક્ત કુટુંબના સાણસામાંથી બચી જનાર એ દંપતીને જે મોકળાશ માણવાની મળતી તે કેવી આહ્‌લાદક હતી !

એક રવિવારે એમ બન્યું કે નોકર સવારમાં પોતાના કોઈ સગાને મળવા ગએલો તે દસ વાગતાં પાછો આવાનો હતો પણ તે આવ્યો જ નહિ. સુસ્મિતાએ રસોઈ કરી અને બધાં જમ્યાં ત્યાં બે વાગ્યા. નોકર હમણાં આવશે–હમણાં આવશે એવી આશામાં સુસ્મિતા બેસી રહી અને સુવદન પડોશમાં કોઈ મિત્રને મળવા ગયો. ચારેક વાગ્યા

હશે એવામાં દામોદરદાસ આવી ચડ્યા. સુસ્મિતાએ બારણું ઉઘાડ્યું, પણ સુવદન નહોતો એટલે તે થંભી ગયા. તેમણે પૂછ્યું: "સુવદન ક્યાં છે?"

સુસ્મિતાએ જવાબ આપ્યો: "બેસો, હમણાં આવશે. પડોશમાં ક્યાંક ગયા છે."

દામોદરદાસ દિવાનખાનામાં આવ્યા અને "બેબી! ક્યાં ગઇ?" બોલતાં બેબીને શોધતી તેમની આંખો ચોમેર ફરવા લાગી.

બેબી દિવાનખાનામાં નહોતી, વચ્ચેના ખંડમાં નહોતી, પણ છેક રસોડામાં પેસીને રમતી હતી. દામોદરદાસ રસોડા તરફ આગળ વધ્યા અને જોયું કે બેબી એઠાં વાસણોની વચ્ચે બેઠી છે, એઠવાડ ઢોળી નાંખ્યો છે, વાસણ માંજવાની માટીથી તેના હાથ અને મ્હોં ખરડાયાં છે, વાસણો ઉપર અને બેબીના મ્હોં ઉપર માખીઓ બણબણે છે. ચાહનાં ચલાણાં પણ હજી એઠાં પડ્યાં છે. એક બિલાડી ખૂણામાં લપાઇને ભાતની તપેલી ચાટે છે. ચોકડીમાં હજી ધોયા વિનાનાં કપડાંનો ઢગ પડ્યો છે અને ચોમેર જાણે ઊકરડો પથરાઇ ગયો છે!

દામોદરદાસે કહ્યું: "બહુ મોડાં જમ્યાં લાગો છો."

સુસ્મિતા શરમથી લેવાઇ ગઇ હતી. ચાર વાગ્યા છતાં એઠવાડ એમ જ પડ્યો રહ્યો છે, એ સસરાજીએ નજરોનજર જોયું તેથી તે જાણે ભોંઠી પડી ગઇ. ઉતાવળે ઉતાવળે તેણે બેબીને ઊંચકી લીધી, તેનું ફ્રૉક કાઢી નાંખ્યું અને તેના હાથ–મ્હોં–પગ ધોઇ નાંખીને બહાર આણી.

દામોદરદાસ વધુ કશું બોલ્યા નહિ પણ સુસ્મિતા સમજી ગઇ કે તેમને ઘરના આ હાલહવાલ જોઇને જરૂર દુઃખ થયું હશે. તે બોલી: "આજે રવિવાર છે એટલે જમવાનું તો મોડું થયું'તું, પણ નોકર સવારનો ગયો છે તે હજી પાછો આવ્યો નથી."

"ઠી...ક." કહી દામોદરદાસે નિઃશ્વાસ મૂક્યો.

એ નિઃશ્વાસની ઝાળ સુસ્મિતાનાં હૃદયને લાગ્યા વિના રહી

નહિ. તેને પોતાનું ભણતર યાદ આવ્યું, પોતાના સ્વતંત્ર ઘરની સુઘડતાના જુના મનોરથો સાંભર્યા અને સસરાજીની નજરે પડેલી અત્યારની સ્થિતિનો ખયાલ આવ્યો. તેની ભોંઠપનો તો પાર રહ્યો જ નહિ, પરન્તુ નોકર પર આધાર રાખીને બેસી રહેવાનો વિચાર તેને બેવકૂફીભરેલો લાગ્યો. તેને હવે શૂર ચડયું અને હાથે જ વાસણ માંજી નાંખ્યાં, રસોડું ધોયું, અને કપડાં ધોવાનું શરુ કર્યું, એટલામાં સુવદન આવ્યો. પિતાને જોઈને તે જરા ચમક્યો પણ ખરો.

" ક્યારનાક આવ્યા છો ? હું જરા બહાર ગયો હતો. "

" અર્ધોક કલાક થયો. અહીં નવનિધરાય વકીલ પાસે આવ્યો હતો. ધીમંતની દુકાનના ભાગીદારને નોટીસ આપવી પડે તેમ છે. તેટલું કામ હતું. "

" શાની નોટીસ વળી ? "

" એ ભાગીદારીનો હિસાબ ચોખ્ખો કરતો નથી, ને બહાનાં કાઢે છે તે માટે. સુસ્મિતાની તબિયત તો હવે સારી રહે છે ને ? "

" હા, ઠીક રહે છે. દવા લેતાં નથી, પણ હવાફેરથી સારો સુધારો લાગે છે. "

" તો હવે ઘેર આવવાનું રાખો. "

" ના, ના, હજી બે–માસ અહિં જ રહેવાનો વિચાર રાખ્યો છે. "

" તો જેવી તમારી મરજી. " કહી દામોદરદાસે વાત આટોપી અને તે ઊઠ્યા.

સુવદને વિવેક કર્યો : " પાંચ વાગ્યા છે, કલાકેકમાં રસોઈ થશે, જમીને જ જજોને ! "

સુસ્મિતાએ એ સાંભળ્યું. તેને ભય લાગ્યો કે–સસરાજી મ્હોં ઉપર ચોડશે કે " હજી સવારનો એંઠવાડ અત્યારે નીકળે છે, ને કલાકમાં બીજી રસોઈ ક્યાંથી થવાની છે ? " પણ દામોદરદાસે કહ્યું: " ના, હું નહિ રોકાઉં. તારી બાનું શરીર ઠીક નથી એટલે જદુ-ભાઈ વૈદ્યને બોલાવ્યા છે તે સાંજે છ વાગતાં આવવાના છે. "

એમ કહી દામોદરદાસ ચાલતા થયા.



# પ્રકરણ ૧૩



## તારિકાનું અદર્શન

પિતાજી ગયા પછી સુવદનને સુસ્મિતાએ જે કહ્યું તે ઉપરથી પહેલાં તો સુવદન નોકર ઉપર ગુસ્સે થયો. એટલામાં નોકર આવ્યો અને તેણે તેને ખૂબ ઊધડો લીધો. નોકરે દલીલ કરી કે "હું મારા ભાઇને મળવા ગયો હતો, પણ તેને બહુ તાવ આવેલો એટલે મારે રોકાઇ રહેવું પડ્યું."

"તારા ભાઇને તાવ આવ્યો તેનું અમારે શું? શું મારે તને પગાર આપવો, ખાવાનું આપવું અને ઉપરથી તારું કામ પણ મારે જ કરી લેવું?" સુવદન ચિઢાઇને બોલ્યો.

ત્યાં તો તારિકા આવી અને તેણે જોયું કે સુવદન નોકર ઉપર ખૂબ ખૂબ ચિઢાયો છે. સુસ્મિતાએ તારિકાને બધી વાત કહી અને છેવટે કહ્યું: "આમ હૈયું બાળવા કરતાં હાથ બાળવા સારા. સસરાજીએ ઘરમાં ઊકરડો પડેલો જોયો ત્યારે મારા મનમાં તો એમ થઇ ગયું કે ભોં મારગ આપે તો ભોંમાં સમાઈ જઉં."

"પણ તારે કહેવું'તું કે નોકર આવ્યો નથી તેથી બધું પડ્યું રહ્યું છે."

"હા, એ તો મેં કહેલું, પણ નોકર ઉપર આધાર રાખવાની વાત પહેલેથી જ મારા સસરાજીને પસંદ નથી. તેમણે મને કાંઈ વધારે ન સંભળાવ્યું એટલું મારું સારું ભાગ્ય."

તારિકાએ દલીલ કરી: "નોકર ઉપર આધાર ન રાખીએ કે નોકર જ ઘરમાં ન રાખીએ એવી બધી વાતો ઠીક છે. સ્વાશ્રયની મોટી મોટી વાતોય ઘણાને મીઠી લાગે છે. પણ ચોવીસે કલાક વૈતરું કરીને માંદાં પડીએ, ઘરમાં જ ગોંધાઇ રહીને બબૂચક બની જઇએ, ઘરકૂકડી બનીને કોઇને મળવા–હળવાય ન જઇએ, તો પછી

'રસોડાની રાણી' જ કહેવાઇએને! ભણ્યાં તે શું રસોડાની ધૂણી ખાવા ને એઠવાડ ઉલેચવા?"

સુવદન બોલ્યોઃ "પિતાજીએ આ બધું જોયું છતાં કશો ઠપકો ન આપ્યો તે ઉપરથી હું માનું છું કે તેમની માન્યતામાં હવે પલટો થતો હોવો જોઇએ. સુસ્મિતા! તારે જરા ય ગભરાવું નહિ. આપણી સ્વતંત્રતા ઉપર આક્રમણ કરે એવું કશું ય આપણે ચલાવી લેવાનું નથી."

છ વાગવા આવ્યા હતા. નોકર આવી ગયો હતો. સાંજની રસોઇનો વિચાર માંડી વાળીને સુસ્મિતા, સુવદન અને તારિકા ફરવા નીકળી પડ્યાં. માર્ગમાંથી મંદારિકા અને મદનમોહન જોડાયાં. દેશની, પરદેશની, નેતાઓની, સમાજની, મિત્રોની, સગાંની એમ અનેકવિધ વાતોના તડાકામાં દોઢ-બે કલાક આનંદમાં નીકળી ગયા તેની કોઇને ખબર પણ પડી નહિ.

આઠેક દિવસ ગયા અને નોકરે નોકરી કરવાની ના પાડી એટલે સુસ્મિતાને ધ્રાસ્કો પડ્યો. અઠવાડિયા પછી તે નોકરી છોડવાનો હતો એટલે સુવદને બીજો નોકર શોધવા માંડ્યો. બેંકમાંના પટાવાળાઓને તેણે નવો નોકર શોધી આપવા કહ્યું, મિત્રોને કહ્યું, પડોશીઓને કહ્યું, પરન્તુ નોકર મળતો નહોતો. બે દિવસ બાકી રહ્યા એટલે તેણે નોકરને સમજાવવા માંડ્યો, વધુ પગાર આપવાની લાલચ આપી, નવાં કપડાં સીવડાવી આપવા કહ્યું, પણ તેણે માન્યું નહિ. છેવટે સુસ્મિતાએ તેને ખૂબ મમતાથી સમજાવવા માંડ્યો ત્યારે તેણે કહ્યું કે પોતે ચાર રૂપિયા વધારે પગાર લેશે અને બીજું બધું ઘરકામ કરશે પણ કપડાં નહિ ધુએ. એ દરખાસ્ત સુવદન પાસે આવી ત્યારે તેણે તે મંજૂર રાખી અને રોજ કપડાં ધોવાને માટે ધોબી બાંધ્યો.

અઠવાડિયા પછી ધોબીએ ચમત્કાર બતાવવા માંડ્યો. એક વાર સુસ્મિતાની નવી સાડી ફાટેલી જણાઇ, પરન્તુ પછીથી જણાયું

કે તે સાડી સરખી કિનારની પણ જૂની હતી અને માની લીધું કે બદલાઇ ગઇ હશે. બીજી વાર ધોબી એમીનું ફ્રાક ગુમાવી આવ્યો અને તેણે બચાવ કર્યો કે નદીના પાણીમાં તણાઈ ગયું. ત્રીજી વાર તે સુવદનનું પેન્ટલૂન બદલાવી લાવ્યો જે તેના કોટના કાપડથી જૂદી જાતના કાપડનું હતું! તેણે ધોબીને ઠપકો આપ્યો, ધોબીએ ઘરાકમાં તપાસ કરીને લાવી આપવા કહ્યું, પણ તેણે તે લાવી આપ્યું નહિ એટલે સુવદનને ત્રીસ રૂપીયા ખર્ચીને કોટ-પેન્ટનો નવો સૂટ સીવડાવવો પડ્યો. શું કરે બિચારો? ધોબી વિના કાંઇ ચાલે તેમ હતું!

કોઈ કોઈ વાર સુવદનને લાગતું કે પૈસા વપરાવા કરતાં એક યા બીજી રીતે વેડફાય છે વધારે; મહિનો પૂરો થતાં દોઢસો રૂપિયામાંથી પાઇ પણ બચતી નથી; પરંતુ જીવન એવી ધરેડ પર ચડ્યું હતું કે તેમાં કાંઇ ફેરફાર કરવાનો ને પૈસા બચાવવાનો માર્ગ જ તેને દેખાતો નહોતો. મહિનો થતો, પગાર ગજવામાં આવતો અને તેને કેફ ચડતો; મહિનો પૂરો થતાં ખિસ્સું ખાલી થયે કેફ ઊતરતો; કાંઇક વિચાર પણ તે વખતે જ આવતો, પરન્તુ પુનઃ પહેલી તારીખ આવતી અને તે બધું ભૂલી જતો, તથા મનને મનાવતોઃ "જીવન આગળ પૈસા એ ક્ષુદ્ર વસ્તુ છે!"

તો શું જીવનમાં મોજમજાહ માણવી એ જ મહત્ત્વની વસ્તુ છે? તેનામાં જે થોડા કૌટુંબિક સંસ્કાર પડ્યા હતા તે કહેતાઃ "ના, મોજમજાહ તો અનિષ્ટ વસ્તુ લેખાય, મોજમજાહ તો ઉડાઉ ધનિકો માણે, મારા જેવા સામાન્ય સ્થિતિના માણસને તે કેમ પાલવે?" પરન્તુ તેને ખાતરી હતી કે પોતે મોજમજાહ પાછળ પૈસા બગાડતો નહોતો જ. 'સુપીરિયર સ્ટાંડર્ડ' (ઉચ્ચ ધોરણ) મુજબનું જીવન ગાળવું એ કાંઇ મોજમજાહ નથી. જીવનના ઉચ્ચ ધોરણની વ્યાખ્યા અને વીગતોમાં ઊંડા ઊતરવાનો તેને ભાગ્યે જ વિચાર થતો.

માતાપિતાથી અલગ રહેવાથી, તેમનાં સુખ-દુઃખ દૃષ્ટિથી દૂર

રહેવાથી, કુટુંબનાં ઈતર જનોનો ખયાલ આવતો અટકવાથી સુવદન મુક્ત–નિશ્ચિંત જીવન ગાળતો હતો અને તે તેને બહુ ગમી ગયું હતું. તેની દુનિયા હવે નાની બની હતી, અને એ નાની દુનિયા પણ વૈવિધ્ય અને રસથી ભરપૂર હતી, એટલે દિવસનો મોટો ભાગ તે આનંદ–વિનોદમાં ગાળી શકતો, તેનું મન હળવું ફૂલ બની રહેતું.

મંદારિકા તો ત્રીજે–ચોથે દિવસે સુસ્મિતાને મળવા આવતી પરન્તુ તારિકા તો રોજ અને કોઈ દિવસ તો બે વાર પણ આવતી. મદનમોહન તેનો પડોશી હતો અને સુવદનની પહેલાં કૉલેજમાં ભણતો હતો એટલે બેઉની જૂની ઓળખાણ તાજી થવાની સાથે પડોશીદાવે બેઉ નવા મિત્રો બન્યા હતા. એ મિત્ર–સખીની મિશ્ર મંડળીમાં સુવદનને જાણે વિનોદનું વ્યસન પડયું હતું અને કોઈ દિવસ જો કોઈ આવ્યું ન હોય તો તેને ગમતું નહિ. શહેરના ઘરમાં સુસ્મિતા સાથે વાતચીતનો અવકાશ થોડો મળતો, અહીં તો પુષ્કળ મળતો, એટલે સુસ્મિતાની વાતો ને સહવાસમાં સુવદનનો રસ ઓછો થાય એ સ્વાભાવિક હતું. સ્વામીના અતિપરિચયને પરિણામે સુસ્મિતાને પણ સખીઓના પરિચયવૈવિધ્યની ભૂખ લાગતી ખરી.

“પરમ દિવસે આપણી બેબીની વર્ષગાંઠ છે, યાદ છે કે નહિ ?” સુસ્મિતાએ કહ્યું.

“ના ! ત્યારે તો તારિકા એ વાત જાણતાંની સાથે જ મીજબાની માંગવાની.”

“હું એટલા માટે જ કહું છું કે કેટલીક વસ્તુઓની યાદી હું તમને આપું તે કાલે તમારે લેતા આવવાનું છે.”

“શું જમણ કરીશું ?”

“એ તો તારિકા આવે ત્યારે નક્કી કરીશું”

પણ તારિકા તે દિવસે ન આવી. સુવદન અને સુસ્મિતાએ રાતના દસ વાગતાં સુધી તેની રાહ જોઈ.

બીજે દિવસે સવારમાં જ તારિકા આવશે એવી સુવદનની

ગણતરી હતી પણ તે ન આવી. છેવટે સુવદન અને સુસ્મિતાએ બાસુદી–પૂરીનું જમણ ઠરાવ્યું અને જોઈતી વસ્તુઓની યાદી સુસ્મિતાએ સુવદનને લખી આપી.

સાંજે બધી વસ્તુઓ લઈને સુવદન ઘેર આવ્યો. તે મદનમોહનની સાથે થોડું ફરી આવ્યો, જમ્યો, રાતના નવ વાગ્યા, છતાં તારિકાનું દર્શન થયું નહિ. તેની તબિયત નરમ હોવાની બેઉએ કલ્પના કરી.

જન્મગાંઠને દિવસે સવારમાં મંદારિકાને જમવાનું નિમંત્રણ આપવા સુસ્મિતાએ નોકરને મોકલ્યો અને તારિકાને નિમંત્રણ આપવા સુવદન પોતે ગયો. તારિકા પોતાના અભ્યાસખંડનાં બારણાં બંધ કરીને બેઠી હતી, એટલે સુવદને બારણાં ઊઘડાવ્યાં અને તેણે આશ્ચર્યની વચ્ચે જોયું કે તારિકાના વદન પર નરી ઉગ્રતા છવાઈ રહી છે!

" તારિકા! બે દિવસથી તું બિલકુલ કેમ દેખાઈ નહિ? તબિયત તો નરમ નથી ને?"

તારિકા કશો જવાબ ન આપતાં એક આરામખુરશી તરફ વળી અને તેમાં પછડાતી પડી.

સુવદન જવાબની રાહ જોતો તારિકા સામે તાકી રહ્યો, પણ તેને જવાબ ન મળ્યો.

" શું છે તારિકા? તું આમ કેમ બની ગઈ છે?" સુવદને ફરીથી પૂછ્યું.

" કશું નથી. તારે તે જાણવા જેવી વાત નથી. કહે, તું કેમ આવ્યો છે?" તારિકાએ રોષમાં જ પૂછ્યું.

" ના, હું એમ નહિ કહું. તું રોષમાં છે, મારા પરના રોષને કારણે તો તું બે દિવસથી અદૃશ્ય રહી નથી ને?"

" એ તું મને ન પૂછ. તને મારું જે કાંઈ કામ હોય તે કહે." તારિકાએ ગંભીરતાથી કહ્યું.

" તો તને મારા પર માઠું લાગવાનું કાંઈ કારણ ઉપસ્થિત

થયું હોય એમ લાગે છે; હું કશું જાણતો નથી, મારે તારી પાસેથી તે પહેલાં જાણવું છે."

"હું કશું કહેવાની નથી."

"તો હું જઉં છું." કહેતો સુવદન. ઓરડાની બહાર નીકળી ચાલવા લાગ્યો.

તારિકાએ તેને કમ્પાઉન્ડમાંથી ચાલ્યો જતો બારી વાટે જોયો અને હાક મારી: "સુવદન! પાછો આવ!"

સુવદન તુરત પાછો ફર્યો. તે પાછો બંગલામાં પેસે તે પહેલાં તાપીદાસે વરંડામાં આવી તેના ખભા ઉપર હાથ મૂકી તેને ઊભો રાખ્યો અને કાનમાં કહ્યું: "સુવદન! તું તેને સમજાવ, એની હઠ બેવકૂફીભરેલી છે."

"પણ છે શું કાકાજી?"

"મારે તેનું લગ્ન ગોઠવવું છે. તે પરણવાની જ ના કહે છે!"

"ઠી...ક!" કહેતો તુરત સુવદન અંદર પેઠો. તાપીદાસે પણ તેને વધુ ન રોકયો. આ છૂપી રોકાણ તારિકાની જાણમાં ન આવી જાય એવી એમની ઇચ્છા હતી.

સુવદન તારિકાની સમીપે આવી મૂગો મૂગો ઊભો. તારિકાએ કહ્યું: "એમ ઊભો શામાટે રહે છે? ખુરશી ઉપર તો બેસ."

સુવદન ખુરશી પર બેઠો.

"તને મારા પર રોષ ચડ્યો, ખરું? પણ હવે રોષનું કારણ રહ્યું નથી."

"પણ તું બે દિવસ કેમ દેખાઈ નહિ, તેનું કારણ તો તું કહેતી જ નથી."

"પિતાજીએ તને કહ્યું, પછી મારે કહેવાની શી જરૂર છે?"

સુવદનનું મ્હોં વિલાઇ ગયું. તાપીદાસે પોતાની સાથે છાની વાત કરેલી તે તારિકા જોઇ ગઇ હોવી જોઇએ એમાં શંકા નહોતી.

▲ ▲

## પ્રકરણ ૧૪

## " મારે ને તારે શું ? "

એક ક્ષણ મૂગો રહીને સુવદન બોલ્યો: " પિતાજીએ જે કાંઇ કહ્યું તે જુદું જ છે. તું બે દિવસ સુધી બિલકુલ મળવા જ ન આવી તેનું કારણ તો તારે જ કહેવાનું છે. "

" બીજું કાંઇ જ કારણ નથી, સુવદન ! મને તારે ત્યાં આવવું ન ગમ્યું અને હું ન આવી. કંકાસથી હું અસ્વસ્થ રહું છું અને એવી સ્થિતિમાં મને ઘરની બહાર નીકળવું ગમતું નથી. " તારિકા બોલી.

" ઘરના વાતાવરણમાં અસ્વસ્થતાનું કારણ રહ્યું હોય તો બહાર જવાથી જરા સ્વસ્થ થવાય, અને તું તો તેથી ઊલટી જ વાત કરે છે. "

" તને લાગે તે ખરું. મારી પ્રકૃતિ વિલક્ષણ છે તે તું કયાં નથી જાણતો ? હવે તું શામાટે આવ્યો છે તે કહે. "

" તું અસ્વસ્થ છે અને હું તો તને મારે ત્યાં તેડી જવા આવ્યો છું. "

" શામાટે ? "

" જમવા. "

" શું છે ? "

" બેબીની વર્ષગાંઠ. "

" મને માફ કર, હું નહિ આવું શકું. મારું ચિત્ત અસ્વસ્થ છે અને હું સૌની વચ્ચે જમવા નહિ બેસી શકું. "

' તો અમે બધાં તારે ત્યાં આવીએ અને તું જમણની વ્યવસ્થા કર ! "

તારિકાના વદન પર સ્મિત ફરકયું: " થેંક યુ ! મને પહેલેથી ખબર હોત તો હું તેમ જ કરત. "

" પણ હવે ? બેબી અને સુસ્મિતા તેડવા આવે તો આવીશ ? કોઇ પણ રીતે તારે આવ્યા વિના છૂટકો નથી. "

"મારે માટે કોઈએ તસ્દી લેવાની જરૂર નથી. મારું મન ઊંચું છે, મને કશું ગમતું નથી."

"તું અમારું જમણુ અને આનંદ બગાડે છે, તારિકા! તું પોતે જ બેબીની વર્ષગાંઠ નિમિત્તે જમણુ માંગશે એવી ગણુતરીથી તો અમે જમણુ ગોઠવ્યું, અને તું જ ના કહી બેસે તો અમને કેવું લાગે?"

નીચી દૃષ્ટિ ઢાળી રહેલી તારિકાએ મસ્તક ઊંચું કર્યા વિના આંખો ઊંચકીને સુવદન ભણી જોયું. પોતે નિમંત્રણુનો અસ્વીકાર કરતી હોવાથી સુવદન ખરેખર ખિન્ન બની જતો હોય એમ તેણે જોયું અને તેનું દિલ નરમ પડ્યું.

તે ખુરશીના અઢીંગણુ પર પાછી પડી અને થોડી ક્ષણુ રહીને બોલીઃ "તને માઠું લાગે છે તો હું આવીશ, પણુ એક શરત. તારે કશું સુસ્મિતાને કહેવું નહિ. હું બે દિવસ ન આવી તેનું કારણુ તારે સહજ માંદગીનું બતાવવું."

"એ શરત મને માન્ય છે." એમ કહેતો સુવદન ઊઠ્યો.

તારિકા જમવા તો આવી, પરન્તુ અત્યંત ગંભીર મ્હોં રાખીને મૂગાંમૂગાં તેણે જમી લીધું. જે આનંદ–વિનોદ સ્વાભાવિક રીતે જ આવા જમણુપ્રસંગે પ્રકટવો જોઈએ તે તારિકાના મૌનથી પ્રકટ્યો નહિ. આખી મંડળીમાં તે જ એક વિનોદનું પ્રબળ ઝરણુ હતું અને તે જ જ્યારે બંધ થઈ ગયું ત્યારે રસની રેલ ક્યાંથી વહે? સુવદનને પણુ લાગ્યું કે તારિકાના મનની અસ્વસ્થતાને લીધે બેબીની વર્ષગાંઠનો આનંદ બરાબર માણી શકાયો નહિ.

છેક સાંઝે તારિકા ઘર તરફ પાછી ફરવા નીકળી, ત્યારે સુવદનને ઈચ્છા થઈ કે પોતે તેના લગ્ન સંબંધી તેના પિતાની દરખાસ્ત વિષે કાંઈક પૂછી જુએ. સુવદન પણુ તેની સાથે સાથે ચાલ્યો અને

"ચાલોને જરા ફરીને પછી ઘર તરફ પાછાં વળીએ" એમ કહેતાં તારિકાએ એ દરખાસ્ત સ્વીકારી લીધી.

"તારિકા ! તું લગ્ન કરવાની ના પાડે છે એટલું જ મને તારા પિતાએ કહ્યું છે, તેનું કારણ તો તારે મને કહેવાનું છે."

"તારે કારણ જાણવાની શી જરૂર ? પિતાજીએ તને મને સમજાવવાનું જ કહ્યું હોવું જોઇએ."

"જરૂર, તેમણે એમ જ કહ્યું છે, પણ હું તને સમજાવવા જ ઇચ્છું છું એમ અત્યારે કહી શકું નહિ. તું તારો કેસ રજૂ કરે, ત્યાર-પછી હું વિચાર કરી જોઉં."

"તું જાણે છે કે પિતાજી મને કોની સાથે પરણાવવા માંગે છે?"

"ના."

"તો સાંભળ. પેલા મનહરલાલ વકીલ હમણાં રાંડ્યા છે ને, તેમની સાથેની ગોઠવણની વાત છે. એ બાળકોનો બાપ, અને હું થવાની તેના તેર વર્ષના છોકરાની મા ! એ વાત તો દૂર રહી, પણ હું જેને ચાહું નહિ તેને પણ મારે પરણવું જોઈએ એ જુલમ સામે જ મારો સૈદ્ધાન્તિક વાંધો છે."

"તારો સૈદ્ધાન્તિક વાંધો તો બરાબર છે, પણ તારે યોગ્ય પચીસેક વર્ષનો જુવાન ન્યાતમાં કુંવારો મળવાનો સંભવ નથી."

"સંભવ ન હોય તો મારે ક્યાં પરણવું છે ? મેં તો પિતાજીને કહ્યું છે મારે આગળ અભ્યાસ કરવો છે, એમ. એ. ની ટર્મ્સ ભરવાનો મારો વિચાર છે, પણ તે મને પૂને જવા દેવાની ના કહે છે."

"એમ. એ. ની ટર્મ્સ ભરવા માટે પૂના જવાની શી જરૂર ? અહીંની કોલેજમાં ય ટર્મ્સ ભરી શકાય."

"પૂનામાં મેં બી. એ. નો અભ્યાસ કરેલો, ત્યાંના પ્રોફેસરોનો મને સારી પેઠે પરિચય થયેલો, એટલે મને ત્યાં વધુ ગમે છે. હું

ત્યાંના વિદ્યાર્થીઓને સારી પેઠે ઓળખું–અહીં તદ્દન નવુંસવું, મને પૂનામાં જેવું ગમે તેવું અહીં ન ગમે."

સુવદનને ગળે એ દલીલ બરાબર ઊતરી નહિ. ઇંટર સુધી અમદાવાદમાં ભણેલી તારિકાના પરિચયના પ્રોફેસરો અમદાવાદમાં પણ હતા. અને જૂના સહાધ્યાયીઓ તો પાસ થઇ થઇને રસ્તે પડી ગયા હોય, તેઓ હવે પૂનાની કોલેજમાં પણ ક્યાંથી હોય ?

"તું શું પૂનામાં એકલી રહેવા ઇચ્છે છે ? કે તારા અભ્યાસ માટે તારા પિતાજી પાછા પૂને આવીને રહે એવી તારી માંગણી છે?"

"હું પિતાજીને તકલીફ આપવા ઇચ્છતી નથી, હું એકલી પૂને રહી શકીશ."

સુવદન જરા વિચારમાં પડ્યો અને પછી બોલ્યો: "મને તો લાગે છે કે તારે મનહરલાલ સાથે પરણવું નથી એટલે તેં અભ્યાસનું બહાનું આગળ ધર્યું છે, ખરું કે નહિ ?"

તારિકા હસી.

"ખરું ને ?"

"ખરું, હું તારી આગળ શામાટે છૂપું રાખું ? એક વાર તો છૂપું રાખીને પસ્તાઇ છું !"

"હેં !"

"એમાં ચમકે શાને ? હવે તો તું પરણ્યો છે એટલે કહેવામાં વાંધો નથી કે તેં સુસ્મિતાને પસંદ કરી છે–સુસ્મિતા કાંઈ તને પસંદ કરીને ચાહતી નહોતી; પરણ્યા પછી પતિને ચાહતાં તે શીખી હોય તો ભલે! તેં મને પસંદ ભલે ન કરી પરન્તુ મારો ચાહ તો તારી પ્રત્યે જ હતો, અને હું તે બોલી શકી નહિ, એટલે જ પસ્તાઈ."

સુવદન ચાલતો ચાલતો થંભી ગયો અને તારિકાની સામે જોઈ રહ્યો. આથમણા આકાશમાં સંધ્યા ખીલી હતી અને તેનું રતુંબડું તેજ તારિકાના વદન ઉપર પથરાઈ રહ્યું હતું. પત્નીની પસંદગી

કરતી વખતે તેણે તેની યોગ્યતાના માર્ક્સ મૂકી જોયા હતા, પરન્તુ એક જ મોટી ભૂલ કરી હતી તે અત્યારે તેને પુનઃ સાંભરી કે પોતા તરફ પ્રેમની ઉષ્મા કયા દિલમાંથી વહે છે તેની તેણે તજવીજ જ કરી નહોતી. પહેલાં પણ એક વાર આ જ મુદ્દો તારિકાએ પોતા સમક્ષ મૂકયો હતો અને તેણે બીજી રીતે એ જ મુદ્દો આગળ કર્યો હતો.

તેણે કહ્યું : "તારિકા ! તેં મને આ વાત અત્યારે આટલી પ્રકટ રીતે શાને કહી ?"

"હવે કહેવામાં વાંધો નથી માટે કહી."

"તેં મને પણ પસ્તાવાની આગમાં ઝીંકયો !"

તારિકાએ ઊભાં રહીને સ્મિત કર્યું અને કહ્યું : "હવે ઊભો ન રહેતાં આગળ ચાલ."

સુવદન આગળ ચાલવા લાગ્યો અને બોલ્યો: "તો મારે હવે તને પૂછવું જોઇએ કે મને ચાહવા જેવા કયા ગુણો તેં મારામાં જોયા હતા ?"

"તારી પેઠે હું ગુણો ને યોગ્યતાના માર્ક્સ મૂકીને સરવાળો કરતી નથી, સમજ્યો ?"

"તો પછી મારી પ્રત્યે તારી સુકોમળ લાગણી વળવાનું કોઈ કારણ તો હોવું જ જોઇએ ને ?"

"તને તારી પોતાની પ્રશંસા સાંભળવી બહુ ગમતી હોય એમ લાગે છે." એમ કહેતાં તારિકાને ફરીથી હસવું આવ્યું.

"ન કહેવું હોય તો મારે સાંભળવું પણ નથી. સાંભળવાથી કદાચ વધુ દુઃખ થાય."

"હાં, હવે સમજ્યો. ચાલ, હવે તારે મને લગ્ન માટે જેટલું સમજાવવું હોય તેટલું સમજાવ."

"હવે તો હું કહું છું કે તારા દિલને ન રુચે એવું લગ્ન તું ન કરીશ. પણ તું ભણવાને માટે પૂના જાય તે વાત મને ગમતી નથી."

"કેમ વારુ ?"

"અહીં અભ્યાસ થઈ શકે તેમ છે—પૂને જવાની જરૂર નથી."

"છતાં પિતાજી ભણવાની પરવાનગી આપે તો હું પૂને જ જઈશ."

સુવદન મ્હોં ચડાવીને બોલ્યો: "તો ભલે જજે; તારા પડોશ અને પરિચયને માટે તો હું પિતાજીને માઠું લગાડીને સોસાયટીમાં રહું છું, અને તું ચાલી જવાની હોય તો..."

"તને ન ગમે, એમ ને? પણ તને ગમાડનારી સુસ્મિતા છે, મારે ને તારે શું?"

સુવદને જોયું કે તારિકાના ઓઠ પર, વદન પર અને આંખોમાં એક કાતિલ ઉપાલંભ રમતો હતો.



## પ્રકરણ ૧૫



# છાપરાનો મોભ

ધીમંતરામના વીમાના સાડાપાંચ હજાર રૂપિયા આવ્યા હતા તે કુમુદના નામે દામોદરદાસે બેંકમાં જમા મુકાવ્યા હતા. હવે દુકાનના નફાની ચોખવટ થાય અને નફાની રકમ મળી જાય એટલે પછી કુમુદની ઈચ્છા પ્રમાણે તેનો જુદો ભાગ કાઢી આપીને જુદાં રહેવાની વ્યવસ્થા કરી આપવાનું તેમણે મનમાં ગોઠવી રાખ્યું હતું.

કુમુદે પણ બરાબર હિસાબ ગણી રાખ્યો હતો. વીમાની રકમ ઉપરાંત દુકાનમાંથી ઓછામાં ઓછા દસેક હજાર મળશે એવું તેનું અનુમાન હતું. એ અનુમાન કોઈ ગણતરી ઉપર આધાર રાખતું નહોતું પણ ધીમંતરામ જીવતો હતો ત્યારે કહેતો હતો કે દુકાનના નફામાંથી બેઉ ભાગીદારો સરખી રકમ ઉપાડીએ છીએ અને નફો વધારે હોય તેટલો બેઉ ભાગીદારોની સહિયારી રકમ તરીકે દુકાનમાં જમા રહે છે. આઠ વર્ષથી દુકાન ચાલતી હતી તો ઓછામાં ઓછો એ નફાનો વધારો દસેક હજારનો તો હોય જ ને? ધીમંતરામની

કશી મૂડી રોકાતી નહોતી. મૂડી તો ભાગીદાર કેવળચંદ કાપડીઆની જ હતી અને મૂડીનું તેને દુકાનમાંથી વ્યાજ મળતું હતું. એટલે ધીમંતરામનો અને તેની પછી તેના વારસદાર તરીકે તેના છોકરાનો અર્ધો નફા ઉપર હક્ક હતો. હજી પણ દુકાન તો ભાગીદારીમાં જ ચાલ્યા કરતી હતી.

નફાની ચોખવટ કરવામાં કેવળચંદ વિલંબ કરતો હતો. એક–બે વાર દામોદરદાસે દુકાને જઈને પણ હિસાબ માટે કહેલું પરન્તુ કેવળચંદે સીધો જવાબ આપેલો નહિ, તેથી વેપારમાં તે કશી ધાલમેલ કરે તે પહેલાં તેને નોટીસ પણ આપેલી. નોટીસ અપાઈ એટલે સંબંધ બગડ્યો સમજી લેવાનો, તે કારણે ભવિષ્યમાં દુકાનની ભાગીદારીમાં કેવળચંદ ધીમંતરામના દીકરાનો હિસ્સો ગણે કે ન ગણે, પણ રળેલા નફામાં તો તેને હિસ્સો હતો જ, તેની કાંઈ કેવળચંદથી ના પાડી શકાય તેમ હતું?

નોટીસનો જવાબ કેવળચંદે ઘણો મોડો મોડો આપ્યો, અને એ જવાબ કેવળ નાહી નાંખવા જેવો જ હતો, બલકે કેવળચંદે સામો નુકસાનીનો અડધો ભાગ માંગ્યો હતો! નુકસાની પણ અઢાર હજાર રૂપિયાની, જેમાંના નવ હજાર રૂપિયા કુમુદે કેવળચંદને આપવાના! નોટીસનો જવાબ કુમુદને નામે આવ્યો હતો, તે વાંચીને તેને આખા શરીરે પરસેવો વળી ગયો. વેપારની વાતમાં તે સાધારણ રીતે કશું સમજતી નહિ, પરન્તુ દશ હજાર જેટલો નફાનો ભાગ મેળવવાની તેની ગણતરી ઊંધી વળી જઈને ઉપરથી નવ હજાર રૂપિયા નુકસાનીના ભરવાના હતા, એ વાત તેને મૂંઝવી મારે તેવી હતી. પોતાનાં બાળકોને સાથે રાખીને જુદું ઘર વસાવવાના તેના બધા મનોરથ તે ક્ષણે જમીનદોસ્ત થઈ ગયા.

સાંઝે દામોદરદાસ ઘેર આવ્યા ત્યારે કુમુદે ધ્રૂજતે હાથે તેમના હાથમાં નોટીસના જવાબનો કાગળ આપ્યો. દામોદરદાસ પણ તે વાંચીને મનમાં તો ગૂંચવાયા, પરન્તુ પોતાના કરતાં વધારે મોટી

ગૂંચવણ કુમુદના મનમાં ઊભી થઈ હશે એમ સમજતાં તેમને વાર લાગી નહિ; એટલે મ્હોં પરની ચિંતાની રેખાઓને સ્મિતથી ઢાંકી દેતાં તે બોલ્યાઃ "ઉંહ ! એ લુચ્ચા કેવળચંદને હું ક્યાં નથી ઓળખતો ? એ તો હું તેને ચમત્કાર બતાવીશ, એટલે જ તે સીધો ચાલશે ! તેને નફો ગડપ કરીને ઉપરથી નુકસાની લેવી છે, એમ ને ? હું એને જોઈ લઈશ."

દામોદરદાસના એ હિંમતભર્યા ઉદ્‌ગારથી કુમુદને તે વખતે તો આશ્વાસન મળ્યું અને હૈયું હેઠું બેઠું.

દામોદરદાસે વકીલોની સલાહ લીધી. એક સલાહ પંત્યાળાનો હિસાબ લેવાનો દાવો નોંધાવવાની મળી અને બીજી સલાહ ઘરમેળે પતાવવાનો યત્ન કરવાની મળી. કોર્ટકચેરીના અનુભવથી તેમને એમ લાગ્યું કે એક વાર હિસાબ માંગવાનો દાવો તો નોંધાવી દેવો અને ચોપડા કોર્ટમાં રજુ કરાવવા; પછી ઘરમેળે પતાવટ કરવાનો માર્ગ ક્યાં મોકળો રહેતો નથી ? ચોપડા કોર્ટમાં રજૂ થઈ જવાથી તેમાં કેવળચંદ કાંઈ હેરફેર તો ન કરી શકે !

પરન્તુ જમાનાનો ખાધેલો કેવળચંદ કેવો હતો તે તો દામોદરદાસે દાવો નોંધાવ્યા પછી જણાયું. કેવળચંદે છેલ્લાં બે વર્ષના ચોપડા નવા જ તૈયાર કરી રાખ્યા હતા અને તે તેણે કોર્ટમાં રજૂ કર્યા હતા. એ ચોપડામાં લખાયલા હિસાબ મુજબ નફો બાદ કરતાં અઢાર હજારની ખોટ દામોદરદાસની આંખને પણ ખુલ્લી દેખાતી હતી !

હવે દામોદરદાસનું હૈયું ગભરાઈ ગયું. તે જાણતા હતા કે કેવળચંદ દગો રમ્યો છે પરન્તુ કેવળચંદ એવો પાક્કો ને પાવરધો હતો કે એનો દગો પકડી પાડવાનું કામ સહેલું નહોતું. જો ધીમંતરામ જીવતો હોય તો વેપાર અંગેની તેની માહિતગારીને લીધે તે કેવળચંદનો આવો દગો ઘડી વારમાં પકડી પાડે, પરન્તુ કાપડ બજારથી કેવળ અજાણ દામોદરદાસ કેવી રીતે દગો પકડી શકે ? હિસાબની તેમને સારી પેઠે સમજણ હતી, પરન્તુ હિસાબ ઉપરથી તો કેવળચંદની

ચોરી કોઈ રીતે પકડી શકાય તેમ નહોતું. સલાહકાર વકીલોએ પણ ચોપડા જોયા પછી તો હાથ ધોઈ નાંખ્યા.

દામોદરદાસે હવે કેવળચંદને ખાનગી મેળે સમજાવવાના પ્રયત્નો આડકતરી રીતે શરુ કર્યાં. વકીલ મારફતે કરવામાં આવેલા યત્નોને કેવળચંદે દાદ દીધી નહિ. કુમુદના ભાઈએ કેવળચંદને મળીને પહેલાં ફોસલાવવા માંડ્યો, પછી સમજાવવા માંડ્યો અને છેલ્લે ધમકાવ્યો પણ ખરો, પરન્તુ તેણે તે હસી કાઢ્યું. છેવટે કાપડ બજારના મહાજનના એક અગ્રેસરને મળી દામોદરદાસે યત્ન કર્યો ત્યારે કેવળચંદ તેમની પાસે કાંઈક સીધી વાત કરવા લાગ્યો. પરંતુ એ વાતમાં ય કશો નફાનો ભાગ આપવાની વાત નહોતી, પણ નુકસાનીની રકમમાં કાંઈક ઓછું લેવાની—ધીમંતરામના સગીર દીકરા અને તેની વિધવા માતા ઉપર રહેમ બતાવવાની વાત હતી !

લાંબી વાટાઘાટ ચાલ્યા પછી નુકસાનીની રકમ અર્ધી લઈને ભાગીદારી માંડી વાળવા કેવળચંદ કબૂલ થયો. સાડાચાર હજાર રૂપિયા હવે કુમુદે વીમાની સાડાપાંચ હજારની રકમમાંથી કાઢી આપવાના હતા; પરંતુ તે તો એ વાત સાંભળીને રડવા બેઠી !

વસંતબાએ કહ્યું : “ કુમુદ વહુ ! ધીમંતરામનો વેપાર હતો, એમાં નુકસાન જાય તો તે તમારે જ આપવું પડે ને ? નફો આવ્યો હોત તો તે તમારો હતો. ”

“ એમણે તો બધું રળીરળીને ઘરમાં આપ્યું છે તે ઘરમાંથી નુકસાની આપો. એમની મરણમૂડી જેવો આટલો વીમો હતો તેય તમે બધાં ઝૂંટવી લો તો પછી મારાં છોકરાંનું શું ? ”

“ અમે તમારી પાસેથી કશું ઝૂંટવી લેતાં નથી. આ તો એવું બન્યું કે તમે જુદાં રહ્યાં નહિ, નહિતો રહેવાનાં જ હતાં ને, અને તેમ થયું હોત તો આ રકમ તમારે માથે જ હતી. હવે ભેગાં છો તો ભલે ભેગાં, બધી રકમ તમારાથી ન છૂટતી હોય તો થોડી રકમ તમારા જેઠ આપશે, થોડી સુવદન પાસેથી લઈશું, થોડું ઘરાણું વેચીશું,

પણ એ રીતે વળ કાઢીને ઘરનો વટ જાળવ્યા વિના કાંઈ ચાલશે?"

"હું તો કશું આપવાની નથી, તમે તમારે ફાવે તેમ કરો." કુમુદે રોકડું પરખાવ્યું.

વસંતબાને માઠું તો લાગ્યું પણ એ જુવાન વિધવાને ડામ ચોડતાં તેમનો જીવ ચાલ્યો નહિ. તેમણે કહ્યું: "અમને તો બીજું શું ફાવવાનું છે? ઘરનો દરદાગીનો વેચીશું કે ઘર ગીરો મૂકીશું, પણ કુમુદવહુ! તમારા જેઠને તેથી બહુ વસમું લાગશે તેનો તમે વિચાર કરો તો ઠીક. તેમની પાસે કાંઈ ભારે મૂડી નથી; તમે જાણો છો કે ઘરમાં સૌ કોઇને ચાંચાળાં-પાંખાળાં કરવામાં એમણે એમનું શરીર ઘસી નાંખ્યું છે"

"ઘરમાં શું છે ને શું નથી એ હું કાંઈ થોડું જ જાણું છું? તમે મોટાં છો એટલે બધુંય જાણો."

વસંતબાએ પતિ પાસે આવીને જ્યારે કુમુદનો જવાબ સંભળાવ્યો ત્યારે તે હસ્યા. એ હાસ્ય ફિક્કું હતું, અને વસંતબાથી સમજાયા વિના રહ્યું નહિ કે પોતાની મૂંઝવણને છુપાવવાને જ પતિ હસે છે.

દામોદરદાસ બોલ્યા: "તારે આવું બધું એ બિચારીને કહેવું જોઈતું નહોતું. સહેજ ઈશારો કર્યો હોત અને પોતાની મેળે તેણે કહ્યું હોત કે 'ભલે બે હજાર હું આપીશ' તો તે રકમ મારાથી લઈ શકાત અને દેવામાં આપી શકાત. એને રડાવીને મારે તેની પાસેથી કશું લેવું નથી."

"તો પછી એટલા બધા પૈસા તમે કાઢશો ક્યાંથી? મેં તો કોઈ દિવસ તમારા બેંકના ખાતામાં બે હજાર રૂપિયાની રકમ પણ એકઠી થએલી જોઈ નથી."

દામોદરદાસ હસ્યા અને બોલ્યા: "છતાં મને કોઈ વાર મૂંઝવણ પણ પડી નથી."

"પણ તમે કરશો શું, તે તો કહો."

"દેવું કરીશ એટલુંય સમજાતું નથી?"

"સમજાય છે, પણ એ દેવાનો ડુંગર ઉતારશો કેવી રીતે?"

"ધીરે ધીરે એય ઊતરશે. સુવદન પણ થોડો ભાર ઉતારશે."

"સુવદનની આશા મને તો કાંઈ લાગતી નથી. એ બહાર રહેવા ગયા પછી ઉડાઉ થઈ ગયો છે."

"એ નહિ આપે તો હું તો છું કે નહિ? છાપરાનો ભાર મોભે તો ઉપાડવો જ જોઈએને!"

"તમે કહો તો હજી હું કુમુદને સમજાવી જોઉં, નહિતો વીરમગામથી ડાહીબેનને બોલાવીએ તે તેને સમજાવે; તમે દેવું કરીને કે ઘરનાં ઘરેણાં વેચીને એ દેવું ભરશો તો પછી ઘરનાં બીજાં છોકરાં નાગાં-પૂગાં થઈ જશે."

"નહિ થાય, નહિ થાય; અને થશે તોય શું? તેઓય જાણશે તો ખરાં ને કે મેં આવું દેવું ભરીનેય કોઈને ઊની આંચ આવવા દીધી નહોતી. ધીમંતનો ધનવંત મોટો થશે અને હું તે વખતે જીવતો નહિ હોઉં, તોપણ તેના મનમાં એટલું આવશે કે મોટા કાકાએ એક ખરું પવિત્ર કામ કર્યું હતું અને પોતાની માતાને સંતોષી હતી તો બસ, મને સ્વર્ગમાંય તેથી સંતોષ થશે."

વસંતબાએ કોઈ દિવસ સ્વામીના શબ્દોમાં શંકા રાખી નહોતી. સ્વામીનાં ઘણાંય વિચારો અને વર્તન વસંતબાને સમજાતાં નહિ, પચતાં નહિ, કોઈ વાર યોગ્ય પણ લાગતાં નહિ, પરન્તુ તેમની કોઈ એવી શ્રદ્ધા કેળવાઈ ગઈ હતી કે તેમને પોતાની વિચારસરણી પર શંકા ઊપજતી, પણ સ્વામીના શાણપણ પર શંકા ઊપજતી નહિ. દામોદરદાસના છેલ્લા શબ્દો પરથી તો તેમને એવું જ લાગ્યું કે જાણે પોતાના પતિ આ દેવાનો મોટો ભાર ઉપાડીને ધીમંતરામનાં છોકરાંનો આશીર્વાદ જ લેવા ઇચ્છતા હોય; અને તે આશીર્વાદ પણ તેઓ મોટાં થાય અને આપે ત્યારે ખરાં, અત્યારે તો તેમની માતાને મન કશી ગણતરી જ નહોતી: આવા આશીર્વાદને વાયદે પતિ જે કાંઈ કરવા ઇચ્છતા હતા તે વસંતબાને તો ન જ ગમ્યું; છતાં પતિની

ઇચ્છા મુજબ બધું થવા દેવા સામે તેમનો વિરોધ નહોતો.

વસંતબા ઉદાસ વદને પતિ પાસેથી ઊઠીને ખંડ બહાર નીકળ્યાં. બારણા પાસે જ કસ્તુર ઊભો હતો તે પોતાનો ઉદાસ ચહેરો જોઈ જશે એવો ખયાલ આવતાં તેમણે કસ્તુરને બોલાવવાને બહાનું કાઢ્યું: "કેમ કસ્તુર! તું જમ્યો, ભાઈ?"

"હા, મેં જમી લીધું, હવે કૉલેજમાં જવાની તૈયારી કરું છું."

"અને દેવુ જમ્યો?"

"હા, તે તો જમીને નિશાળે પણ ગયો."

અને વસંતબા રસોડા તરફ ચાલ્યાં ગયાં.



## પ્રકરણ ૧૬



## ઝાઝા હાથ

આ દિવાળિયાની અંદર કેવળચંદને સાડાચાર હજાર રૂપિયાનું ભરણું કરવાનું હતું અને દામોદરદાસ પાસે વાળી–ચોળીને એકઠા કરતાં માત્ર પંદરસો રૂપિયા જ થઈ શકે તેમ હતું; બાકીની ત્રણ હજારની રકમ કરજે ઊભી કર્યા વિના તેમનો છૂટકો નહોતો. ઘરેણાં કે ઘર ગીરો મૂકવાથી એ રકમ ઊભી કરી શકાય તેમ હતું, અને છેવટનો માર્ગ તે પણ હતો; પરન્તુ કોઈ વાર એવું કરજ કરેલું નહિ તેથી દામોદરદાસને મૂંઝવણ થતી હતી કે કોને એટલી રકમ માટે કહેવા જવું? એટલી રકમ માટે કોઈને પૂછવા જતાં પ્રતિષ્ઠાનો ભંગ તો જરૂર થાય, છતાં ભાઈનું કરજ ભરપાઈ કરવાની જે ફરજ હતી તે બજાવવા જતાં એવી પ્રતિષ્ઠાનો ભંગ તે ગણકારે તેમ નહોતું.

કોઈ ખાંધિયા પાસે જવું, કોઈ મિત્રને કહેવું, કોઈ પડોશીને પૂછી જોવું કે છેવટે બેંકનો આશરો લેવો એ વિચારમાં બે દિવસ તો વીતી ગયા.

ત્રીજે દિવસે સાંજે એકાએક તેમની મોટી બહેન ડાહીબાઈ વીરમગામથી આવ્યાં અને કિરીટ વડોદરેથી આવ્યો. કિરીટ એ ડાહીબાઈની કમળાનો વર, એટલે એકી સાથે સાસુ–જમાઈ એકઠાં થયાં અને બેઉ એક બીજાંને જોઈ ને નવાઈ પામ્યાં; પણ સાંઝે કચેરીમાંથી આવેલા દામોદરદાસ તો એ બેઉને આવેલાં જોઈને તેથીએ વધુ નવાઈ પામ્યા.

" અહો ! આ કેવી નવાઈની વાત ! બેઉ એકી સાથે ને એકી વખતે, અગાઉથી કશા સમાચાર પણ નહિ ! ડાહીબહેન તો જાણે ઠીક, કોઈ કોઈ વાર અમદાવાદમાં ઓચિંતું કામ હોય તો આવી ચડે, પણ તમે કાંઈ એકાએક ! " તેમણે કિરીટલાલની સામે જોઈને કહ્યું.

"મને કાંઈ ખબર નહિ કે માજી આવવાનાં છે; હું તો સહજ કામે આવ્યો છું, અમે મળી ગયાં એ તો એક અકસ્માત જ છે."

"કેવો આનંદનો અકસ્માત ! ઠીક થયું, ચાલો ! હવે જમવાને કેટલી વાર છે, વિજયા ?"

" સુવદનભાઈ હજી સોસાયટીમાં જ રહે છે કે શું ? " કિરીટે પૂછ્યું.

"હા, હવે ઘેર આવવાનો છે; સુસ્મિતાની તબિયત પણ સુધરી ગઈ છે; વારુ બહેન ! પણ તમે શા કામે આવ્યાં ?"

"મારા મનમાં એમ થયું કે કેટલાક વખતથી તમને મળી નથી, તો મળી આવું. બાકી શહેરમાં આવીએ તો કામ તો કાંઈ-કાંઈ નીકળે." ડાહીબાઇએ કહ્યું.

રાત્રે દામોદરદાસની બેઠકના ખંડમાં ભાઈ–બહેન સુખ–દુઃખની વાતો કરતાં બેઠાં. ધીમંતરામના વેપારની ખોટનો ભાગ આપવા માટે રૂપિયા સાડાચાર હજાર જોઇશે એ વાત દામોદરદાસે કરી. સુવદન સોસાયટીમાં રહેવા ગયા પછી ખર્ચાળ થઈ ગયો છે અને

ઘેર પાછો રહેવા આવવાનું નામ પણ લેતો નથી એ સંબંધે અસંતોષ દાખવ્યો. કુમુદ આવે વખતે પોતાની ફરજ સમજતી નથી એ વાત પણ તેમણે કરી, પરંતુ તે સાથે બહેનને કહી દીધું કે "તમે તેને કશું આકરું લાગે તેવું કહેશો નહિ; રૂપિયા ભરવાના છે એ ખરું છે અને એની જોગવાઈ તો ગમે તેમ થઈ રહેશે."

"ગમે તેમ થઇ રહેશે એટલે શું? તમે બાંધીને તૈયાર રાખ્યા છે?" ડાહીબાઈએ પૂછ્યું.

"ના, એમ તો નથી." દામોદરદાસે સ્મિત કરીને જવાબ આપ્યો: "કાંઈક દેવું કરીને જોગવાઈ કરવી પડશે."

"કુમુદના પૈસા બાંધ્યા રહે અને તમે દેવું કરો! આ તે કેવી રીત કહેવાય?"

"રીત કે કુરીત પણ તે સામે આવીને ઊભી છે અને હજી વધુ આકરી રીતો આવશે. જમાનો બદલાઈ ગયો છે, બહેન! નહિતો મારા કુટુંબમાં આવું એકલપેટાપણું ન હોય."

"સાચી વાત. તમે મોટમના છો, તેવાં એક મારાં ભાભી છે, વિજયા બહેન પણ ઠીક, બાકી તો કાંઇ નહિ. સુવદન પણ કાંઈ સારો નહિ, દેવુ તો નીવડે તેવો ખરો."

"પણ હું છેક નિરાશ નથી થતો બહેન. હજી મારું તપ કાચું હશે તેથી બધાં આમ કરે છે..."

"અરરર, તમે આટ–આટલું કરો છો તોય હજી તપ કાચું રહ્યું? એમ કરતાં કરતાં ચાલ્યા જશો..."

"હા, ત્યારે બધાંને સદ્બુદ્ધિ જરૂર આવશે, મારી તપસ્યાનાં ફળ તે વખતે ખરેખર ઊગી નીકળશે."

"હવે ભાઈ! મારી એક વાત સાંભળો. હું પાંચસો રૂપિયા લઇને આવી છું. હમણાં અમારે ત્યાં પૈસાની જરા છૂટ છે, તો તમે રાખો. છૂટ થાય ત્યારે પાછા આપજો. અત્યારે તમને જરૂર છે, અમને ખાસ મૂંઝવણ ભોગવવી પડે તેમ નથી."

દામોદરદાસ વિચારમાં પડી ગયા. તેમણે પૂછ્યું: "તમે શા કામ માટે રૂપિયા લઈને આવેલાં?"

"આ માટે જ."

"તો તમે વીરમગામમાં મારી મૂંઝવણની વાત જાણી કેવી રીતે?"

"એ તો જાણી. મારો કસ્તુર કાંઈ છોકરું થોડો છે!"

હવે દામોદરદાસને સમજાયું કે કસ્તુરે વીરમગામ પત્ર લખેલો તે ઉપરથી જ ડાહીબાઈ આવેલાં. અને બીજે દિવસે સવારે જ્યારે કિરીટે પણ મામાજી સમક્ષ પાંચસો રૂપિયાની નોટો ધરી ત્યારે તેમણે એ પણ જાણ્યું કે કસ્તુરે વડોદરે પોતાની બહેન પર પણ એ જ મતલબનો પત્ર લખેલો હતો. બહેન તરફની અને ભાણેજવર તરફની આવી થાપણો રાખવી તે લોકોમાં તો હીણું કહેવાય તેમ હતું, પરન્તુ બેઉએ પૂરો સદ્‌ભાવ દાખવીને, પોતાની ઉપર ઉપકાર કરનાર પ્રત્યેની કૃતજ્ઞતાની લાગણીપૂર્વક માત્ર એ ઉછીની રકમો ધરી હતી એટલે દામોદરદાસે પણ એ વળતી કૃતજ્ઞતાપૂર્વક સ્વીકારી લીધી. પોતાના જીવનની સુવાસ પોતાનાં સગાંઓમાં પ્રસરી હતી, તેની પ્રતીતિ ઊપજાવનારો જ આ પ્રસંગ હતો. એ રકમો સ્વીકારતાં તેમની આંખોમાંથી કૃતજ્ઞ ભાવનો ધોધ વહી નીકળ્યો.

જાહેર તહેવારને અંગે કોર્ટો અને બેંકો બંધ હતી, એટલે આજે બપોરે દામોદરદાસે સુવદનને ઘેર બોલાવ્યો હતો. સુવદન ચારેક વાગતાં આવ્યો એટલે દામોદરદાસે એકાંતમાં તેને આ નવા કરજની બધી વાત કહી.

તુરત સુવદન બોલ્યો: "મેં તમને પહેલેથી જ કહ્યું હતું બાપુજી, કે તમે કુમુદ કાકીને જુદાં રાખો, પણ તમે માન્યું નહિ. એ જુદાં રહ્યાં હોત તો જખ મારીને આ દેવું તે પોતાની પાસેના પૈસામાંથી આપત. આ તો હવે આપણા ભેગાં રહ્યાં એટલે આપણા ઉપર દેવું પડ્યું—એમને તો જાણે નહિ સ્નાન કે નહિ સૂતક."

"ભાઈ! એ જુદાં રહેતાં હોત તોય વેપાર ભઝિયારાનો હતો તો ખોટ પણ ભઝિયારી જ લેખાત ને? એ ચૂંથણું ચૂંથવામાં હવે કાંઈ સાર નથી. હવે તો આપણે રૂપિયાની જોગવાઈ કરવાની રહી, તે માટે મેં તને બોલાવ્યો છે."

"એટલે?"

"એટલે એમ કે તારી બચતમાંથી તું મને આ વખતે પાંચ-સોક રૂપિયા આપે તો ઠીક તું બહાર રહેવા ગયો ત્યારપછી તારો પગાર વધ્યો પણ તેં ઘરમાં એક પૈસાનોય ટેકો કર્યો નથી."

"મારી પાસે તો કશીય બચત નથી. હું મારી સેવિંગ્સ બેંકના ખાતાની ચોપડી મોકલીશ તે તમે જ જોઈ લેજો. માંદગીને અંગે બહુ ખર્ચ થાય છે અને દોઢસો રૂપિયામાંય માંડ માંડ પૂરું થાય છે ને!" સુવદને નફિકરો જવાબ આપ્યો.

"આ તું શું બોલે છે? તમે ત્રણ જણાં પાછળ માસિક દોઢસો રૂપિયાનું ખર્ચ! સુવદન! હું માનું છું કે તું જૂઠું તો નથી બોલતો."

"ખરેખર, હું જૂઠું નથી બોલતો, પણ ખર્ચ થાય છે એ તો હકીકત છે. કરકસર કરવી જોઈએ એ હું સમજું છું, પરન્તુ ઘણું ધ્યાન રાખવા છતાં બચાવ થઈ શકતો નથી."

"સુવદન!" દામોદરદાસે ગંભીર વદને પુત્રની આંખોમાં આંખો પરોવતાં કહ્યું: "તું મને નિરાશ કરી રહ્યો છે. હું તને એટલા માટે નથી કહેતો કે તું કશો બચાવ કરતો નથી અને મને કશો ટેકો આપતો નથી; હું તો એથી નિરાશ થઉં છું કે તું બેજ-વાબદાર બનતો હોય એમ મને લાગે છે, અને તારી છેલ્લા થોડા મહિનાની જીવનચર્યાની તે અસર છે."

"એવું તમને શા ઉપરથી લાગે છે?"

"પહેલાં તો તારું ખર્ચાળપણું જ બોલી ઊઠે છે. બીજું તેં આ ઘરનો સંપર્ક કેટલો ઓછો કરી નાંખ્યો છે તેનો ખયાલ કરી.

જો. ત્રીજું સુસ્મિતા ઘણી વાર શહેરમાં આવે છે પણ અહીં મ્હોં બતાવવાય આવતી નથી; તારી બાને તેથી બહુ ખરાબ લાગે છે. આપણો ઉછેર આની જીવનચર્યા માટે નથી. બાકી તો હું આટલો દૂર રહીને કેટલુંક જાણું?"

સુવદન નીચું જોઈને એ બધું સાંભળી રહ્યો.

દામોદરદાસ કશું વધુ બોલ્યા વિના ખંડ છોડીને ચાલ્યા ગયા. પિતાના શબ્દોથી પુત્રને વસમું લાગ્યું હતું એમ જાણીને વસંતબા તુરત ત્યાં આવ્યાં અને તેમણે પુત્રને આશ્વાસન આપ્યું તથા શિખામણના બે બોલ પણ કહ્યા.

તેમણે કહ્યું: "જો ભાઈ! ઘર ઉપર આવો મૂંઝવણનો પ્રસંગ આવે, ત્યારે સૌ થોડો થોડો ભાર ઉપાડે તો મૂંઝવણ મટી જાય. ડાહીબહેને અને કિરીટલાલે આ વાત સાંભળી એટલે વગરમાંગ્યે તેમણે પાંચસો–પાંચસો રૂપિયા આપ્યા. તું દીકરો છે, દોઢસો રૂપિયાનો પગાર લાવે છે, અને તારા બાપ તારા પાસેથી કાંઈ ટેકાની આશા ન રાખી શકે?"

"હું કયાં ના કહું છું?"

"અને તું જ્યારે કહે કે મારી પાસે કશી ય બચત નથી, ત્યારે તેમને વસમું ય લાગે અને બે કડવા બોલ કહે, તો તારે તેનું માઠું ન લગાડવું, સમજ્યો?"

સુવદન કેદખાનામાં પુરાઈ રહ્યાની પેઠે થોડી વાર બેસી રહ્યો અને પછી ચાલ્યો ગયો.

રાત્રે તે એકાએક પાછો આવ્યો અને તેણે માતા પાસે જઈને તેના હાથમાં પાંચસો રૂપિયાની નોટો મૂકીને કહ્યું: "આ લો, પણ સાથે આ સેવિંગ્સ બેંકની ચોપડી પણ લો; તેમાં કાંઈ રકમ જમા નથી, એ મારા પિતાજીય જુએ એવી મારી ઇચ્છા છે!" એટલું કહીને પિતાને મળ્યા વિના તે ચાલ્યો ગયો.

પૈસા એકઠા કરવા માટે ઘરમાં જે ઘડમથલ ચાલી રહી હતી તે કુમુદના ધ્યાન બહાર નહોતી. તેણે જોયું હતું કે બહારગામ રહેતાં સગાંઓ મદદ લઈને આવ્યાં હતાં, સુવદન પાસે કશી બચત નહોતી છતાં કોઈની ઉછીની રકમ લઈને પણ તે પાંચસો રૂપિયા આપી ગયો હતો, વસંતબા અને વિજયાએ પણ એમાં પોતાનો અઢીસો-અઢીસોનો ફાળો આપ્યો, ત્યારે કુમુદનું દિલ હલી ઊઠ્યું.

સવારમાં ઊઠી તેણે પોતાના કબાટમાંથી હજાર રૂપિયાની નોટો કાઢીને દામોદરદાસના પગ આગળ મૂકીને કહ્યું: "મારાથી વેણ-કવેણ બોલાઈ ગયું હોય તો માફ કરજો, પણ આટલું હું આપું છું."

દામોદરદાસની આંખોમાં તે ક્ષણે આનંદનાં આંસુ આવ્યાં. પોતા પાસેની પંદરસોની રકમ સાથે હવે સાડાચાર હજાર રૂપિયા પૂરા થઈ ગયા હતા. તે વખતે તેમને લાગ્યા વિના રહ્યું નહિ કે આવે પ્રસંગે ઝાઝા હાથ ખરેખર રળિયામણા હોય છે.



# પ્રકરણ ૧૭



## ઉજાગરે રાત વિતાવી

સુવદનના ચિત્તમાં હવે કાંઇકાંઇ વિચારો આવજા કરી રહ્યા હતા. એક વાર તેને લાગતું કે પોતે પિતાના કહેવા પ્રમાણે ખરેખર ઉડાઉ જીવન ગાળી રહ્યો હતો, પરન્તુ બીજી જ ક્ષણે તેને લાગતું કે પોતે જે કાંઈ વધારે ખર્ચ કરતો હતો તેનો પૂરો બદલો પોતે મેળવતો જ હતો, અને શહેરના ઘરની અંદરના જીવનની અપેક્ષાએ પોતે જે શાંત તથા સુખી જીવન પોતાના સ્વતંત્ર ઘરમાં ગાળી રહ્યો હતો તે જ એ ખર્ચનો બદલો હતો.

તેને લાગતું હતું કે આવે વખતે પિતાજી પોતાની પાસેથી કાંઈક ટેકો મેળવવાની આશા રાખે એ સ્વાભાવિક હતું, પરન્તુ

તેનાથી એ ભૂલી શકાતું નહોતું કે ઘણી વાર વડીલો જે ભૂલો કરે છે તેનો જ ભાર સંતાનોને ઉપાડવો પડે છે, તેવો આ પણ એક પ્રકાર હતો. તેના મનમાં હજી એ જ વાત ઘોળાયા કરતી હતી કે કુમુદ કાકીને ભેગાં રાખવાની ભૂલ પિતાજીએ ન કરી હોત તો આ આફતનો ભાર તેમને ઉપાડવો પડચો ન હોત.

વડીલો પોતાની ધૂન કે ભૂલનો ભાર સંતાનો ઉપર નાંખે એ ખરેખર અસહ્ય લેખાય. ઘણુંય વડીલો સંતાનોને કરજના વારસદાર બનાવીને ચાલી નીકળે છે અને સંતાનો જીવનભર વડીલોને ગાળો દેતાં કરજ ભર્યા કરે છે. પોતાના પિતાએ એવું કરજ કાંઈ નહોતું કર્યું, પણ આજે જેના ને તેના ઉછીના રૂપિયા લઈને કરજ ભર્યું હતું તે બોજો આજે તેમના ઉપર હતો, પણ ન કરે નારાયણ ને પિતાજી ચાલ્યા જાય તો એ બોજો પોતા પર જ પડે, એવી કલ્પના પણ સુવદનથી કર્યા વિના રહેવાયું નહિ.

પિતાજીએ વિધવા કુમુદ પરનો કરજનો બોજો પોતે ઉપાડી લીધો એ એક પ્રકારનો સ્વાર્થત્યાગ કે પરોપકાર કહેવાય એ સુવદન સમજતો હતો, પરન્તુ તેમણે કરેલો એ સ્વાર્થત્યાગ પોતાના અને પોતાના નાના ભાઈ દેવેન્દ્રને ભોગે કર્યો હતો એ તેને વારંવાર યાદ આવ્યા કરતું હતું. વડીલોનો સ્વાર્થત્યાગ કે પરોપકાર એવો ન હોવો જોઈએ કે જેથી સંતાનોના હિતને હાનિ થાય કિંવા તેમના ઉપરનો બોજો જ તે બની જાય. એ સંબંધે એક વાર તારિકાએ સુવદનને પ્રો. કર્વેના પુત્ર રઘુનાથ કર્વે સંબંધી કહેલી વાત તેને અત્યારે યાદ આવી.

મહારાષ્ટ્રના એક જાણીતા સ્ત્રીસમાજોદ્ધારક પ્રો. ધોંડો કેશવ કર્વેના સૌથી મોટા પુત્ર પ્રો. રઘુનાથ ધોંડો કર્વેને જ્યારે પોતાના પિતાના સેવામય જીવન વિષે પૂછવામાં આવ્યું ત્યારે તેણે કહેલું: "સ્વાર્થત્યાગ એ હમેશાં સારો જ હોય એવું માનવાની આપણે ત્યાં એક પદ્ધતિ પડી ગઈ છે, પરન્તુ એ બાબતમાં મારો પોતાનો

મત એવો છે કે જેની ઉપર કોઇના પણ પોષણની અને શિક્ષણની જવાબદારી ન હોય, તેણે ભલે ખુશીથી સ્વાર્થત્યાગ કરવો; પણ જેની ઉપર તેવી જવાબદારી હોય છે તેની બાબતમાં તો એ સ્વાર્થ-ત્યાગ થતો નથી, પણ બીજાઓને અન્યાય થાય છે. મારા પોતાના સંબંધમાં એ અન્યાયનો અનુભવ મને થયો છે; તેથી હું પિતાજીની સંસ્થામાં કામ કરું એવી એમની ઇચ્છા હોવા છતાં મેં તે માન્ય રાખી નહિ; કારણકે એમની પરોપકારી સ્ત્રીસંસ્થામાં પગાર બહુ ઓછો મળતો અને અપરિણીતથી ત્યાં રહી શકાતું નહિ. હું અપ-રિણીત હતો તેથી થોડા ખર્ચમાં રહી શકતો અને પરણું તો વધારે ખર્ચ કરવું પડે તે ટૂંકા પગારમાં કેવી રીતે બને? પિતાજીના સ્વાર્થત્યાગથી જ મને પોતાને ખૂબ નુકસાન થયું છે એવો મારો મત છે. પિતાજીએ જે મહાન કાર્યો કરેલાં છે તેનું મૂલ્ય હું સમજું છું, પણ તેથી મારા જેવા તેમના પુત્રને થએલું નુકસાન કાંઈ ભરપાઈ થતું નથી. તે ડેક્કન એજ્યુકેશન સોસાયટીના સભ્ય થયા તે પણ સ્વાર્થત્યાગ માટે જ થયા એટલે મારે પણ તેમની જ શાળામાં તથા કોલેજમાં અભ્યાસ કરવો પડ્યો, અને મેટ્રિકમાં યુનિવર્સિટીમાં પહેલે નંબરે આવ્યો તોપણ તેથી જોઇએ તેટલી મારી કદર થઈ નહિ. બીજા હોશિયાર વિદ્યાર્થીઓને સારી સ્કોલરશીપ (શિષ્યવૃત્તિ) ન આપવામાં આવે તો તેવા વિદ્યાર્થીઓ બીજી કોલેજમાં ચાલ્યા જવાનો ભય કોલેજના સંચાલકોને હોય છે, પરન્તુ એવો ભય મારા સંબંધે કોઇને હતો જ નહિ, હું બીજી કોઇ કોલેજમાં જઇ શકું તેમ જ હતું નહિ, તેથી સંસ્થાના સંચાલકો મારી પ્રત્યે બહુ અન્યાયી વર્તન ચલાવી રહ્યા હતા. પિતાજી રહ્યા મોટા માણસ; તેમના સ્વાર્થત્યાગથી મને નુકસાન થયું છે એમ કહું તો કોઈ માને નહિ; પરન્તુ મારા નાના ભાઇઓને તેમણે કરજ કરીને કેટલુંય ભણાવ્યા, ત્યારે મારે નોકરી કરીને એમ. એ. થવાનો વખત આવ્યો હતો. મારા માટે તેમનો સ્વાર્થત્યાગ અમર્યાદ હતો અને પછી તેમાં

મર્યાદા આવી, પણ મારા જીવનને તો તેથી નુકસાન થયું તે થયું જ"

પ્રો. કર્વે જેવા પિતાએ પોતાના પુત્રને અન્યાય કર્યો હતો, તો પોતાના પિતાને હાથે સંતાનોને અન્યાય મળે એમાં સુવદનને નવાઈ ન લાગી. તારિકા પાસેથી ઉછીના લઇને પિતાને આપેલા પાંચસો રૂપિયાનું કરજ તેને વસમું એટલા માટે લાગતું હતું કે પોતે પોતાની ખાતર નહિ પણ પોતાની વિધવા કાકીની ખાતર કેવળ પિતાજીની લાગણીશીલતાથી દોરવાઇને તારિકાનો કરજદાર બન્યો હતો. તારિકાએ તો તેને એ મદદ કરીને ઉપકૃત બનાવ્યો હતો, પોતાની લાયકી દર્શાવી હતી, એક રીતે તેણે મિત્રધર્મ બજાવ્યો હતો, પરન્તુ એ કરજ પોતે ભરપાઈ કરતાં કેટલો મુંઝાશે તેનો વિચાર તેને થયાં કરતો હતો. તેને પસ્તાવોય થતો હતો કે લાગણીથી દોરવાઈ જઇને પોતે પાછળથી એ રૂપિયા આપી આવ્યો ન હોત તો જ ઠીક હતું; પોતે કાંઈ આપી શકે તેમ નથી એમ પિતાજીને ખુલ્લી રીતે કહ્યા પછી આ કરજ કરવાની ક્યાં જરૂર જ હતી?

ઘડિયાળમાં બે ટકોરા પડ્યા અને તુરત તેણે બૂમ સાંભળી "સુવદનભાઈ!"

"કોણ?" કહેતો સુવદન ઊઠ્યો અને તેણે બારણું ઉઘાડ્યું. તેણે જોયું કે તારિકાનો નોકર આવ્યો હતો.

નોકરે કહ્યું: "તારિકા બહેન તમને બોલાવે છે."

"અત્યારે શું?"

"કાકાજી એકદમ માંદા પડી ગયા છે!"

"એકાએક શું થઈ ગયું?"

"બેભાન બની ગયા છે; જલ્દી ચાલો, તારિકા બહેન મુંઝાય છે."

"ચાલ, આવું છું." કહી સુવદને સુસ્મિતાને જગાડી. પોતે તાપીદાસની ઓચિંતી માંદગીને કારણે તેમને ત્યાં જાય છે એમ કહી કપડાં પહેરીને તે નોકરની સાથે ચાલી નીકળ્યો.

તાપીદાસ ઉપર લકવાનો હુમલો ઓચિંતો થયો હતો. તે બિછાનામાં પડયા પડયા જોરથી શ્વાસ લઇ રહ્યા હતા અને તેમના ડાબા હાથમાં ચેતન નહોતું. તારિકાએ પિતાની આવી માંદગી કોઈ વાર જોઇ નહોતી, કારણકે પહેલાં કોઈ વાર તેમના પર આ દર્દે હુમલો કર્યો નહોતો. તે ગભરાઇ હતી અને તેથી જ તેણે સુવદનને બોલાવ્યો હતો.

સુવદને જોયું કે અત્યારે ને અત્યારે કાંઇક તબીબી રાહત મળવી જોઇએ. તે બોલ્યો: "તારિકા! અત્યારે કોઈ ડોકટરને બોલાવીને કાંઇક તાત્કાલિક સારવાર કરવી જોઇએ. સવારે તો પછી ગમે તેવી વ્યવસ્થા થઈ શકશે."

સુવદન ક્ષણભર વિચારમાં પડયો. થોડે દૂર ડોકટર દેસાઈ રહેતા હતા તેમને બોલાવી લાવવા તેણે તારિકાને સૂચન કર્યું. તારિકા બોલી: "નોકરને બોલાવવા મોકલું તો તે આવશે?"

"રહેવા દે, હું જ બોલાવી લાવું છું." કહી સુવદન ડોકટરને બોલાવવા દોડયો.

ગભરાએલી તારિકાને હવે જરા નિરાંત વળી. અર્ધા કલાકમાં તો સુવદન ડોકટરને લઇને આવ્યો. ડોકટરે તાપીદાસનું શરીર તપાસીને કહ્યું કે "લોહીનું દબાણ વધી ગયું છે, ડાબા હાથ પર લકવાની અસર છે, પરન્તુ બહુ ગંભીર અસર નથી, એટલે તમારે મુંઝાવાની જરૂર નથી. અત્યારે તો હું માત્ર એક ઈંજેકશન આપું છું તેથી તેમને આરામ રહેશે, સવારે બીજી વધુ સારવારની વ્યવસ્થા કરી શકાશે."

ડોકટરે ઇન્જેકશન આપ્યું અને રાતપૂરતી સારવારની સૂચના આપી.

ઇન્જેકશનની અસરથી તાપીદાસના શ્વાસોચ્છ્વાસની પ્રક્રિયામાં કાંઇક સુધારો દેખાયો અને તેમને ઊંઘ આવી ગઈ.

પરોઢના ચાર વાગતાં સુવદને તારિકાને કહ્યું: "હવે તાત્કાલિક ચિંતા જેવું કશું નથી; હું રજા લઉં ?"

"ના! મને બીક લાગે છે સુવદન! આવું દર્દ પિતાજીને કોઈ વાર થયું નથી. સવાર પડતાંસુધી તો તારે અહીં જ રહેવાનું. હું પિતાજીની પાસે પથારી કરીને સૂઈ રહું છું; તું મારા ખંડમાં જઈને પલંગ પર સૂઈ જા."

"જો મારે અહીં રહેવાનું જ હોય તો કાકાજીની પથારી પાસે સૂઈ રહેવામાં મને કશો વાંધો નથી. હું ધારું છું કે સવાર પડતાં સુધી તો તે જરૂર ઊંઘ લેશે."

"તો ભલે તું સૂઈ રહે. હું મારા ખંડમાં જઈને સૂઉં છું. જરૂર પડે તો મને જગાડજે." એમ કહી તારિકા પોતાના ખંડમાં ચાલી ગઈ.

નોકરે આવીને સુવદનને તાપીદાસના પલંગની બાજુએ જ ભોંય પર પથારી કરી આપી. ચાદર બિછાવતાં તે બોલ્યો: "હું બહારના વરંડામાં સૂતો છું. કાંઈ જોઈએ તો મને જગાડજો."

"સારું, મારે માટે પીવાનું પાણી જરા લાવી આપ."

નોકર લોટો અને પ્યાલો લાવ્યો, એટલે સુવદને પાણી પીતાં પૂછ્યું: "હું ધારું છું કે મધરાતને સુમારે કાકાજીની તબિયત બગડી હશે, કે તેથી વહેલી બગડેલી?"

"તમે બરાબર કહો છો. પણ કાકાજી સાંઝથી જ ખૂબ ઉશ્કેરાઈ ગયા તો હતા જ."

"એવું શું હતું?"

નોકર ધીમેથી બોલ્યો: "તારિકાબહેન કાકાજીની ના ઉપરવટ ઘરમાંથી પાંચસો રૂપિયા લઈ ગયાં છે, તેથી."

"એ...મ ?"

"હા, ત્યારથી જ બેઉ વચ્ચે તકરાર ચાલતી હતી, તેમાંથી મધરાતે આમ બન્યું."

" સ...મ...જ્યો ! "

સુવદન વિચારમાં પડી ગયો અને બાકીની રાત પણ તેણે ઉજાગરે જ વીતાવી.

▲ ▲

## પ્રકરણ ૧૮

▲

# કેદમાંથી છૂટેલી તારિકા

સવારમાં તારિકા ઊઠી ત્યારે સુવદન અને તાપીદાસ બેઉને તેણે ઊંઘતા જોયા. સુવદન જાગતો હતો પણ ઉજાગરાથી શરીર એટલું કળતું હતું કે તેને પથારીમાં થોડો વધુ વખત પડી રહેવાનું જ ગમ્યું.

ચાહ તૈયાર થઇ એટલે તારિકાએ તેને જગાડ્યો. પિતાજીને રાત્રે કેમ રહ્યું હતું એ વિષે તેણે સુવદનને પૂછ્યું.

સુવદને કહ્યું: " રાત્રે તેમને ઊંઘ સારી આવી છે અને અત્યારે પણ ઊંઘે છે એટલે હું ધારું છું કે જાગશે ત્યારે રાત કરતાં તે કાંઇક વધારે સ્વસ્થ હશે. "

" તો ઠીક, નહિતો મારે તનેજ વધુ તકલીફ આપવી પડશે... "

" મને કાંઈ ખાસ ચિંતા જેવું લાગતું નથી. થોડા દિવસની સારવારથી આરામ થઈ જશે. "

" પણ એ સારવાર કરે કોણ? અત્યારે જ હું તનસુખભાઈને તાર કરીને બોલાવું છું; તે આવે તો ઠીક છે, નહિતો પછી હું તો પિતાજીને હોસ્પિટલમાં મોકલી દઇશ. " તારિકા બોલી.

" એ તો ઠીક નહિ. " સુવદન બોલ્યો.

" કેમ ઠીક નહિ? હોસ્પિટલમાં નર્સો જેવી સારી સારવાર કરી શકે તેવી સારવાર આપણને કરતાં આવડે જ નહિ. વળી દર્દીની પાસે આપણે પણ દર્દી થઇને રહેવું પડે તે જુદું. "

સુવદન કશું બોલ્યો નહિ. તેણે મૂગાં મૂગાં ચાહ પીવા માંડી.

તારિકા બોલીઃ "સુવદન ! માંદાં માણસોની માવજત ઘર આગળ કરવાની આપણી રૂઢિ જ ખોટી છે. હોસ્પિટલમાં ડૉકટરની, નર્સની, દવાની, સાધનોની જે સગવડ હોય છે તે કોઈ દિવસ ઘર આગળ હોઇ શકે ખરી ? રશિયામાં તો અપંગો અને અશક્તો જ નહિ પણ વૃદ્ધોને માટે પણ એવાં આશ્રમો હોય છે કે જ્યાં ઘર કરતાંય તેઓ વધારે સુખથી રહી શકે છે. પરન્તુ એ તો થાય ત્યારની વાત ત્યારે, અત્યારે તો દર્દીઓને માટે હોસ્પિટલ જ સરસ સાધન લેખાય."

"પણ જેઓ માવજત અને સાધનો માટે ખર્ચ કરી શકે તેમ હોય તેમણે દર્દીને શામાટે હોસ્પિટલમાં મોકલવો જોઈએ ?" સુવદને દલીલ કરી. પોતાના કાકાની સારવાર ઘરઆંગણે જ થઈ હતી તેનો ખયાલ તેને એ વખતે આવ્યા વિના ન રહ્યો.

"ઘરને નાની હોસ્પિટલ બનાવવી હોય તો બનાવી શકાય, ખર્ચ કરવાથી શું ન બની શકે? પણ ઘરમાં દર્દી હોય ત્યારે સાજાં માણસોનાં મગજ અને શરીર પણ દર્દી જેવાં બની જાય છે, એ શું જેવો તેવો કંટાળો છે ?"

"એ તો હવે તનસુખભાઈ આવ્યા પછીની વાત છે ને ! તું તારે ત્યાંસુધી કાકાજીને માટે ઘર આગળ જ સારવારની વ્યવસ્થા કર, અને હું તેમાં તને બનતી મદદ કરીશ, પછી શું ?"

એમ કહી ચાહ પીને સુવદન ઘેર ગયો. તારિકાએ તુરત તનસુખલાલને તારથી ખબર આપી કે 'પિતાજી લકવાની બિમારીનો ભોગ થઇ પડ્યા છે, માટે તુરત આવો અને સારવારની વ્યવસ્થા કરો.' બીજી બાજુએ તેણે ડૉકટર દેસાઈને ફરીથી બોલાવીને પિતાજી-ની સારવાર માટે સલાહ માંગી અને દવા ચાલુ રાખવા કહ્યું. ડૉકટરે લકવાનો નરમ હુમલો હોવાનું કહી ઘર આગળ જ અઠવાડિ-યામાં આરામ થઇ જશે એવો અભિપ્રાય આપ્યો, એટલે તે જરા નિશ્ચિંત થઈ, પણ સારવાર માટે રાતની અને દહાડાની એમ બે

જુદી જુદી નર્સોની વ્યવસ્થા કરી આપવા તેણે ડૉક્ટરને જ કહ્યું અને ડૉક્ટરે તે કામ માથે લીધું.

સુવદન સાંઝે જમીને પાછો તાપીદાસની તબિયત જોવા આવ્યો ત્યારે તેણે તેમના શય્યાખંડમાં નાની સરખી હૉસ્પિટલ જ બની ગએલી જોઈ. તાપીદાસના ચહેરાનો ડાબો ભાગ વંકાઈ ગયો હતો, ડાબો હાથ કાંડા આગળથી અચેતન થઇ ગયો હતો, અને તેમનાથી બોલી શકાતું તે સમજી તો શકાતું, પણ પહેલાંની સ્પષ્ટતા બોલવામાં જણાતી નહોતી.

તારિકા તે વખતે ઘેર નહોતી, તે થોડી વારે આવી. તેના વદન ઉપર સુવદને રોષ જોયો. આવતાં વાંત તેણે સુવદનના હાથમાં તારનો ગુલાબી કાગળ પછાડીને કહ્યું: "લે વાંચ, તનસુખભાઈ કહે છે કે અહવાડિયા સુધી તો પોતે આવી શકે તેમ જ નથી."

"પણ કાંઇ ચિંતા જેવું નથી. તેં આટલી સારી વ્યવસ્થા તો કરી છે, પછી મુંઝાવાથી કશી જરૂર નથી."

"શું મુંઝાવાની જરૂર નથી! આટલી સારી વ્યવસ્થા હોવા છતાં ડોસા આખો દિવસ મારો જીવ ખાઇ ગયા છે! મારાથી તેમનું બોલવું ય પૂરું સમઝાતું નથી."

"પણ જીભ સુધરતાં બહુ વખત નહિ લાગે, અને દર્દીનો સ્વભાવ તો જરા બગડે, પણ તેથી મુંઝાવું ન જોઇએ, તારિકા!"

"મને તો આ એક જ દિવસમાં જાણે કેદખાને પુરાઈ હોઉં એવું લાગ્યું. આટલા માટે જ હું તેમને હૉસ્પિટલમાં મોકલી દેવાનું કહેતી હતી; પણ તારી સલાહ માનીને મેં આ માથાઝીક વહોરી."

"મેં તો મને વાજબી લાગી તે સલાહ આપેલી. તને તે રુચતી ન હોય તો હજીય શું બગડી ગયું છે?"

"માઠું ન લગાડીશ, સુવદન! આ મુશ્કેલીમાં તેં મને તનસુખભાઈ કરી શકે તે કરતાંય વધારે સારી મદદ કરી છે જે માટે હું તારી સમક્ષ આભારની લાગણી વ્યક્ત કરું તો તને કદાચ તે

ખોટો વિનય લાગે. પણ ખરું કહું છું કે હું તો બહુ જ મુંઝાઈ ગઈ હોત, અને હજી મારી મૂંઝવણનો અંત હું જોઇ શકતી નથી."

"એ તો તેં કોઇ વાર દર્દીની માવજત કરી નથી કે જોઈ નથી તેથી તને એમ લાગે છે. લે, હવે હું જઉં છું, પણ જો જરૂર પડે તો મને બોલાવવા ચાકરને મોકલજે."

"થેંક યુ!" તારિકાએ આભારની લાગણી વ્યક્ત કરી.

રાત્રે તો સુવદનને બોલાવવા તારિકાનો ચાકર આવ્યો નહિ, પરન્તુ સવારમાં વહેલો આવ્યો અને તારિકાની સૂચના લાવ્યો કે સુવદને થોડા દિવસ પોતાનું ઘર બંધ કરીને સુસ્મિતાની સાથે તારિકાને ત્યાં જ રહેવું, માટે બધાંય ત્યાં આવે.

સુવદન વિચારમાં પડ્યો પરન્તુ સુસ્મિતાએ તુરત ના કહીઃ "એમ પારકે ઘેર રહેવા જવું મને ન ગમે. ભલે તમે આવજા કરો છો તેમ કરજો. ડોસાની તબિયત તો સુધારા ઉપર છે, પછી મૂંઝવણ જેવું શું છે?"

"શી ખબર શું છે." કહી સુવદને ચાકરને કહ્યુંઃ "જા, હું હમણાં આવું છું."

સુવદન ત્યાં ગયો ત્યારે તેણે તારિકાને રડવા જેવી થઈ ગએલી જોઈ. સુવદને તારિકા પાસેથી જાણ્યું કે તાપીદાસ એ રાત્રે બિલકુલ ઊંઘ્યા નહોતા અને જાણે ગાંડા બની ગયા હોય તેમ આખી રાત બકવાટ કર્યા કર્યો હતો, તેથી તારિકા બિલકુલ ઊંઘી શકી નહોતી અને નર્સ પણ ઊંઘવા પામી નહોતી.

ફરીથી તારિકાએ પિતાને હોસ્પિટલમાં મોકલી દેવાનું સુવદનને કહ્યું અને સુવદન મૂગો રહ્યો.

તારિકા બોલીઃ "કેમ કશું બોલતો નથી? તમે બેઉ અહીં આવીને રહો, નહિતો મારે માટે બીજો કશો માર્ગ નથી; હું અકળાઇ ગઈ છું, સુવદન!"

"અહીં આવીને રહેવાનું તો ન બને, સુસ્મિતાની પણ ઇચ્છા નથી, પરન્તુ કાકાજીને હોસ્પિટલમાં મોકલી દેવાની ઉતાવળ તું ન કર. બે-ત્રણ દિવસ તો તું જો !"

"તમારે અહીં આવીને ન રહેવું હોય તો ભલે, પણ તારે ત્યાંસુધી અહીં આવીને તેમની પાસે સૂઈ રહેવું જોઇશે."

"ઠીક, એમ કરીશું."

હવે તારિકાનો જીવ હેઠો બેઠેલો જણાયો. તનસુખ આવી પહોંચે ત્યાંસુધી એટલી તકલીફ ઉઠાવવામાં સુવદનને વાંધો નહોતો, પરંતુ સુસ્મિતાનો જીવ એ સાંભળીને જરા કચવાયો, છતાં તે કશું બોલી નહિ.

તારિકાએ મ્હોંએ ચડીને જે સેવાની માગણી કરી હતી તે માટે સુવદન કેવી રીતે ના કહી શકે ? તારિકાનો ઉપકાર તાજો જ હતો. તેણે પિતા સાથે લડવાડ કરીને પાંચસો રૂપિયા લાવી પોતાને ઉછીના આપ્યા હતા. એ વાત તેણે સુસ્મિતાને કહી નહોતી, પરન્તુ જો તે કહે તો તેને ખાતરી હતી કે સુસ્મિતા ય એ ઉપકાર તરફ જોઇને જરાએ કચવાયા વિના તેને તારિકાની એટલી સેવા ઉઠાવી લેવાની જરૂર હા કહે.

બરાબર અઠવાડિયા પછી તનસુખ આવ્યો એટલે સુવદનને તારિકાને ત્યાં રોજ રાત્રે સૂવા જવાની તકલીફમાંથી મુક્તિ મળી.

એટલા દિવસમાં તો ડોસાની તબિયત સારી પેઠે સુધરી ગઈ હતી, એટલે તનસુખ બે દિવસ રહીને પાછો ચાલ્યો ગયો. ઘરમાંથી નર્સને પણ વિદાય કરવામાં આવી. માત્ર દવા ચાલુ રાખવાની હતી તે તો રોજ ચાકર લઇ આવતો.

એટલા દિવસને અંતે પહેલી જ વાર બપોર પછી તારિકા સુસ્મિતા પાસે આવીને બોલી : "હાશ ! હવે હું કેદમાંથી છૂટી, સુસ્મિતા ! આજે સિનેમા જોવા જવું છે, તું તૈયાર થઈ રહેજે. સુવદન ક્યારે આવશે ?"

"છ વાગતાં આવશે ખરા, પણ મારાથી નહિ અવાય. આજે સવારે ખીચડી ખાઇને ચલાવ્યું છે, સાંજને માટે બધું રાંધવાનું છે."

"અરે, રાંધવાની કશી જરૂર નથી; આપણે જતી વખતે ભોજમાં કહેતાં જઇશું, એટલે એ ભાણું રાત્રે નવ વાગતાં આવી જશે." તારિકાએ માર્ગ બતાવ્યો.

સુસ્મિતાએ સ્મિત કરતાં તારિકા સામે જોયું. તે ક્ષણભર જોઇ રહીને બોલી: "તને કેદ સદી લાગે છે, તારિકા! જાણે કોઇ હવા ખાવાને સ્થળે પંદર દિવસનો આરામ લઇને આવી હોય એવી તું મને આજ લાગે છે!"

"હું ઇચ્છું છું કે એવો કેદનો આરામ તને પણ ચાખવાનો કોઇ વાર મળે!"

"હું મશ્કરી નથી કરતી, તારિકા!"

"બસ બેસ, ઘેલી! પંદર દિવસે તું મને આજે પહેલી જ વાર જુએ છે, અને કેદમાંથી છૂટવાથી હું જરા ઉલ્લાસમાં છું તેથી તને એમ લાગે છે. બાકી એ કેદ કેવી હતી તે તો પૂછજે સુવદનને, એટલે સમજાશે. પણ જો, પાંચ વાગ્યા છે, તું તૈયાર થઇને રહેજે, હું હમણાં કપડાં બદલીને આવું છું." એમ કહી તારિકા ચાલી ગઈ.



## પ્રકરણ ૧૯



## વડીલોને નમસ્કાર

કિરીટ જાણતો હતો કે દામોદરદાસના ઘરનાં બાળકો રોજ સવારમાં પિતૃવંદન કરવાને દામોદરદાસ પાસે આવતાં અને 'બાપુજી! નમસ્તે' કહીને ચાલ્યા જતાં. સૌનો સાથે આવવાનો કાંઈ નિયમ નહોતો. દાતણ–પાણી કરીને જે છોકરો કે છોકરી નિવૃત્ત થાય તે દામોદરદાસ જ્યાં હોય ત્યાં તેમને શોધી કાઢીને 'બાપુજી!

નમસ્તે' કહીને ચાલ્યાં જાય. દામોદરદાસ દાતણુ કરતા હોય, ચાહ પીતા હોય, છાપું વાંચતા હોય કે સ્નાન કરતા હોય ત્યારે કોઈ ને કોઈ આવતાં, બે હાથ જોડી ઔપચારિક નમસ્કાર કરતાં અને દામોદરદાસ સામો 'નમસ્તે' નો પ્રત્યુત્તર વાળે એટલે એ નમસ્કાર પહોંચી ગયા માની તેઓ ચાલ્યાં જતાં. માત્ર મામૂલી કવાયત કે ઉપચાર હોય એવું આ પિતૃવંદન દેખાતું, જોકે તેની પાછળ વડીલો પ્રત્યે ઊછરતી પ્રજાની માનભાવના કેળવવાનો આશય હોય એ તો કિરીટથી સહેલાઈથી સમજી શકાતું હતું.

પિતૃવંદન કરીને છોકરાંઓ વસંતબાના સૂવાના ઓરડામાં જતાં, ત્યાં વસંતબા હોય તો તેમને ય 'માતાજી! નમસ્તે' કહેતાં, ન હોય તો કાંઈ નહિ; પણ વસંતબાના ખંડમાં જે ફોટોગ્રાફો ટાંગેલા હતા તેમાં બધાં છોકરાંઓના પિતાઓના ફોટોગ્રાફો હતા, એટલે વિજયાની વિમળા પોતાના પિતા વિનોદરાયની તસ્વીરને વંદન કરતી, ધનવંત અને ધીરજ ધીમંતરામની તસ્વીરને વંદન કરતાં, મહેશ પોતાના પિતા મનુભાઈની તસ્વીરને નમન કરતો, કસ્તુર પોતાના પિતાની છબીને પગે લાગી આવતો, એ પ્રકારના પિતૃવંદનનો ક્રમ ઘરમાં સરસ રીતે ચાલતો.

કિરીટે એક વાર જોયું કે મંગળા દામોદરદાસને નમસ્કાર કરી જતી ત્યારે 'નમસ્તે' માત્ર ઓઠથી બોલતી પણ એનો શબ્દોચ્ચાર કર્ણગોચર થતો જ નહિ; પણ વસંતબાના ખંડમાં તો તે જતી જ નહિ અને સીધી પોતાના ખંડમાં જઈ અભ્યાસ કરવા બેસી જતી.

કિરીટને લાગતું કે માતા–પિતાહીણી એ છોકરી આ ઘરમાં ખૂબ જ ઓશિયાળાપણું અનુભવતી હશે. ઘરમાંની છોકરીઓમાં તે મોટી હતી–બાર વર્ષની હતી, તેને આ સંયુક્ત કુટુંબમાં દબાઈ ને વર્તવું પડતું હોવું જોઇએ. બાકી દામોદરદાસ અને વસંતબાનો બધાં છોકરાં પરનો મમત્વભાવ સમાન હતો એ તો કિરીટ

જોઈ શકયો હતો. તેનો નાનો ભાઈ મહેશ કિરીટને એવો ઓશિ-યાળો ન લાગ્યો.

કિરીટ આ ઘરમાં મહેમાન હતો, એટલે તેની સમીપે તો મંગળા ખૂબ જ લજ્જા અને સંકોચ દાખવતી. કિરીટે તેના મ્હોંના શબ્દો પણ ભાગ્યે જ બે–ચાર વાર સાંભળ્યા હશે.

એક વાર તો કિરીટે ઇરાદાપૂર્વક તેની સાથે વાત કરવા જ તેના ખંડમાં પ્રવેશ કર્યો. મંગળા લેસન લખતી હતી અને મહેશ વાંચતો હતો. ખંડમાં દાખલ થતાં જ કિરીટે પૂછયું: "કેમ મંગળા બહેન ! કયા વર્ગમાં ભણો છો ?"

"સેકંડમાં." એ શબ્દો કિરીટ તેના ઓઠના ફફડાટ ઉપ-રથી જ સમજી શકયો.

"હવે તો પરીક્ષા નજીક આવી હશે."

મંગળાએ ઊંચું જોયા વિના જ ડોકું ધુણાવીને હકાર સૂચવ્યો.

"લાવો, તમારી 'પ્રોગ્રેસ બૂક' (પ્રગતિપત્રક) તો જોઉં !"

હવે મંગળાને જવાબ આપવા માટે બોલ્યા વિના છૂટકો નહોતો. પરન્તુ એટલામાં મહેશ બોલી ઊઠયો: "પ્રોગ્રેસ બૂક દર પહેલી તારીખે ઘેર લાવવાની, અત્યારે તો નિશાળમાં જ હોય."

"હું તને પૂછતો નથી, મહેશ! હું તો મંગળાને પૂછું છું."

હવે મંગળાએ હસતી આંખે ઊંચું જોઈને કિરીટ સામે દષ્ટિ-પાત કરતાં ધીરેથી કહ્યું : "મહેશ બરાબર કહે છે."

"એ તો બરાબર કહે છે, પણ તમારા મ્હોંમાં જાણે જીભ જ ઊગી નથી !"

એ સાંભળીને મંગળા હસી.

કિરીટ ચાલ્યો ગયો. તેના મન પર એવી છાપ પડી કે એ બેઉ ભાઈ–બહેન ઘરનાં બીજાં છોકરાંનાં પ્રમાણમાં ઓછાં તેજસ્વી છે અને તેનું કારણ ઘરના શિષ્ટાચારને કારણે ઉપસ્થિત થતું એક પ્રકારનું અંકુશમય વાતાવરણ છે. મંગળા મોટી હોવાથી તેનો

સ્વભાવ વધારે દબાયલો અને મહેશ નાનો હોવાથી ઓછો દબાયલો દેખાતો હતો, પરન્તુ બેઉની પ્રકૃતિવિષયક તેજસ્વિતા તો કુંઠિત થઈ રહી જ હતી.

નાની વયમાં માતા અને પિતાને ગુમાવી બેઠેલાં એ બેઉ બાળકોનું ઘડતર એવું થયું હોય એમાં કિરીટને નવાઈ લાગી નહિ, પરન્તુ તેને તેમના ઉપર દયાની લાગણી તો થઇ આવી. આથી પરીક્ષા પછી વેકેશન પડવાનું હતું તે વખતે મહેશ અને મંગળા બેઉને વડોદરે પોતાને ત્યાં થોડા દિવસ મોકલવા તેણે દામોદરદાસ અને વસંતબા પાસે હા પડાવી.

કિરીટની પત્ની કમળા પોતાના મામા દામોદરદાસને ત્યાં રહીને ભણી હતી એટલે કમળા અને મંગળાનો પરસ્પર સારી પેઠે પરિચય હતો. જ્યારે મહેશ અને મંગળા વડોદરે આવ્યાં ત્યારે કમળાને પણ સારું લાગ્યું. પિયરમાં અને મામાને ત્યાં કમળા વિસ્તારી કુટુંબોમાં રહી હતી, અને પતિગૃહે માત્ર પોતે બે માણસ અને કમળાની વિધવા જેઠાણી જમના, એમ ત્રણ જણ જ હતાં. હા, કમળાની નાની બાળકી થોડા મહિનાથી ઉમેરાઈ હતી, પરન્તુ પોતાનું મોટું ઘર કમળાને ખાલીખાલી લાગ્યાં કરતું; ખાસ કરીને કિરીટ પોતાના ખાદીભંડારમાં જાય અને જમના દેવદર્શને જાય ત્યારે તો તેને એકલાં મૂંઝવણ પણ થતી.

એક વાર કમળાએ મંગળાને હસતે વદને પૂછ્યું: "મંગળા! તારા બનેવી કહે છે કે તારા મ્હોંમાં જીભ નથી, એ ખરું?"

મંગળા હસીને બોલી: "એમને ખબર!"

"ના, ના, પણ તું બહુ જ ઓછાબોલી છે; ચાર વાર પૂછે ત્યારે એક વાર જવાબ આપે, એમ કરે તો એમને તો એમ જ લાગે ને?"

"મને શરમ થાય એટલે ઓછું બોલું."

"અહીં તને ગમે છે ને?"

"હા."

"અમદાવાદને ઘેર તને ગમતું ને?"

"હા."

"મોટા કાકા તને સારી પેઠે રાખે છે ને?"

"હોવે."

"અને મોટાં કાકી?"

"એય સારી પેઠે રાખે છે."

"તો પછી તું કાકાજીને નમસ્કાર કરે છે અને કાકીને કેમ નમસ્કાર કરતી નથી?"

"કોઈ વાર નમસ્કાર કરું અને કોઈ વાર ન કરું."

"એમ શામાટે?"

"અમસ્થું."

"ના, ના, મારા સમ, સાચું કહે."

"હું સાચું કહું છું ને!"

"શું સાચું કહે છે? કોઈ વાર નમસ્કાર કરે અને કોઈ વાર નમસ્કાર ન કરે, તેનું કારણ તો હોવું જ જોઈએ."

"કાકી એમના ઓરડામાં હોય તો નમસ્કાર કરવા ન જઉં, બહાર હોય તો કરું."

"હુંઅ, તો કાકીએ તને ઓરડામાં ન જવા કહેલું?"

"ના."

"તો પછી તું ત્યાં જઈને કેમ નમસ્કાર કરતી નથી?"

"મને એ નથી ગમતું, કમળા બહેન!"

"પણ ન ગમવાનું કારણ શું?"

"કાંઈ જ નહિ."

એ જવાબ આપતાં મંગળા કાંઈક ઉશ્કેરાયલી લાગી એટલે કમળાએ તેને આગળ પૂછવાનું બંધ કર્યું, પરન્તુ તેને એમ તો લાગ્યા વિના ન રહ્યું કે કમળાના મનમાં કાંઈ ઊંડી ખૂંચ પેઠેલી છે.

મંગળા પાસેથી કમળા તેના દિલનો મર્મ ન જાણી શકી તે તેણે એક વાર મહેશને પૂછીને જાણ્યો.

વસંતબાના ખંડમાં ઘરનાં બાળકો પોતપોતાના પિતાની છબી-ઓને પણ નમસ્કાર કરવા જતાં, અને મંગળા પિતાની છબીને નમસ્કાર ન કરવા પડે તેટલા માટે વસંતબાના ખંડમાં જવાનું જ ટાળતી!

કમળા જાણતી હતી કે પોતે જ્યારે મામાને ઘેર રહીને ભણતી ત્યારે તો મંગળા એ છબીને ય નમસ્કાર કરતી, પરન્તુ થોડી મોટી થયા પછી તેણે એમ કરવાનું બંધ કર્યું હતું. તો શું સંસાર છોડી ગએલા પોતાના પિતા ઉપર મંગળાના દિલમાં તિરસ્કાર પેદા થયો હશે?



# પ્રકરણ ૨૦



## મૂંઝવણના ઉકેલની વાત

વેકેશન પૂરું થયું, એટલે મહેશ પાછો અમદાવાદ આવી ગયો, પરંતુ કમળાએ મંગળાને પોતાની જ પાસે રાખી અને વધુ નહિ તો એકાદ વર્ષ કમળાને વડોદરે રાખીને ભણાવવાની પરવાનગી દામોદરદાસ પાસે માંગી.

કમળા પાસે મંગળાને સારી પેઠે ગોઠી ગયું હતું અને મંગળાનો સહવાસ કમળાની એકલતાનું નિવારણ કરતો હોઇને તેને પણ મંગળા પોતા પાસે જ રહે એ ગમતું હતું. દામોદરદાસે કમળાની માંગણીથી મંગળાનું શાળાનું સર્ટિફિકેટ મોકલી આપ્યું અને એક વર્ષ ત્યાં ભણવા દેવાની પરવાનગી આપી.

બીજી બાજુએ કસ્તુરને કાંઇ નોકરીધંધે વળગાડવાની તેના પિતાની ઇચ્છા હતી એટલે તેનો કોલેજનો અભ્યાસ અટકી ગયો.

અને વેકેશન ગાળવા તે વીરમગામ ગયો હતો તે પાછો અમદાવાદ ન આવ્યો.

કુમુદ હવે પોતાનાં બાળકો સાથે કોઇ વાર પિયર જઈ રહેતી અને કોઇ વાર ઘેર આવીને રહેતી.

આમ ઘરમાંથી માણુસો ઓછાં થયાં એટલે દામોદરદાસને સૂનુંસૂનું લાગવા માંડયું. તેમણે વસંતબાને કહ્યું: "હવે તો સુવદન અહીં આવીને રહે તો સારું; તમે જરા જઇને તેને અને સુસ્મિતાને સમજાવી આવો ને!"

વસંતબા એક બપોરે સુવદનને ત્યાં ગયાં, ત્યારે સુસ્મિતા સૂતી હતી. એંઠવાડ હજી એમ ને એમ પડ્યો હતો. બેબી પારણામાં ઊંઘતી હતી.

સાસુને આવેલાં જોઇને સુસ્મિતા બિછાનામાં બેઠી થઇ. વસંતબાએ જોયું કે વહુને પૂરા દહાડા જાય છે.

"કેમ, હજી તમને ઠીક નથી રહેતું? નોકર ક્યાં ગયો?"

"બે દિવસથી બરાબર રહેતું નથી. નોકર ચાર દિવસથી ચાલ્યો ગયો છે અને હજી બીજો નોકર મળ્યો નથી."

થોડી વાર મૂગાં રહીને વસંતબાએ કહ્યું: "વહુ! હવે તો તમે ઘેર આવીને રહો તો સારું. ભર્યે હાડે માંદાં-સાજાં હો તો કામ કોણ કરે?"

"મારું મન હવે તો ઘેર આવવાનું છે, પણ એ માનતા નથી."

"પણ પાંચ-પંદર દિવસ પછી સુવાવડ આવશે ત્યારે શું કરશો?"

"સુવાવડ તો ચીનાઇ પ્રસૂતિગૃહમાં કરવાનું કહે છે. ત્યાં સગવડ સારી છે એમ લોકો કહે છે."

"એ તો ખરું, પરન્તુ પાસે રહેનાર કોઇ જોઇએ, ભાણું પહોંચાડનાર જોઇએ, બેબીને જાળવનાર જોઇએ, એ બધું આ વગડા જેવા વાસમાં કેમ ફાવે?"

"બધી ગોઠવણ કરવાનું એ કહે છે."

"પણ તમે નથી સમજતાં? આવી રીતે ફાવે ખરું?"

"એમને તમે સમજાવો. હું શું કરું?" એમ કહેતી બેઠાં નહિ રહેવાયાથી સુસ્મિતા પાછી સૂઈ ગઈ.

વસંતબાએ ઊઠીને વાસણ માંજી નાંખી ઠેકાણે મૂક્યાં અને સ્ટવ સળગાવી સુસ્મિતાને કોફી બનાવીને પાઈ એટલે તે જરા સ્વસ્થ થઈ. એટલામાં બેબી ઊઠીને રડવા લાગી, તેને પારણામાંથી બહાર કાઢી સુસ્મિતાએ તેના હાથમાં બિસ્કીટ આપી.

પાંચેક વાગ્યા એટલે તારિકા આવી. તેની પાસે વસંતબાએ સુસ્મિતાના શરીરની સ્થિતિની વાત કાઢી અને કહ્યું કે "હવે તો મારો વિચાર અહીંનું ઘર જ કાઢી નાંખવાનો છે, પણ સુસ્મિતા કહે છે કે સુવદનને એ ગમતી વાત નથી. સુવાવડને હવે બહુ દિવસ નથી."

તારિકા બોલી: "જુઓ કાકી! એમાં કશું મુંઝાવા જેવું નથી. સુવાવડ તો પ્રસૂતિગૃહમાં થશે, અને સુવદનભાઈ મારે ત્યાં જમશે. મારો નોકર પ્રસૂતિગૃહમાં ભાણું પહોંચાડશે, અને વળી કોઈ મુશ્કેલી હોય તો અમે બધાં છીએ કે નહિ?"

"તમે તો છો, પણ અમે બેઠાં છીએ ને આવી સ્થિતિમાં તેમણે આ વગડામાં રહેવું શામાટે જોઈએ તે મને સમજાતું નથી." વસંતબાએ કહ્યું.

"અહીંની હવા બહુ સારી છે કાકી. મારા પિતાજી માંદા પડ્યા હતા, તેમને લકવો થયો હતો, છતાં પંદર–વીસ દિવસમાં સાજા થઈ ગયા તે હવાનો પ્રતાપ. નહિતો લકવાનો દર્દી તો મહિનાઓ સુધી બિછાનામાંથી ઊઠી જ શકે નહિ." તારિકાએ દલીલ કરી.

વસંતબાએ આગળ વાત ન લંબાવી. તે સુવદન આવવાની રાહ જોઈને બેઠાં. છેક સાંજે સુવદન આવ્યો એટલે તેની પાસે તેમણે એ જ વાત ઉપાડી અને કહ્યું: "સુસ્મિતા ઘેર આવવા

રાજી છે અને એ કહે છે કે તને એ વાત ગમતી નથી, તેનું શું કારણ ?"

"બા, એમાં કાંઇ ખાસ કારણ નથી. ખુલ્લી હવામાં રહેવાનું મને બહુ ગોઠી ગયું છે અને સુવાવડને માટે અહીં પૂરી સગવડ હોવા ઉપરાંત પ્રસૂતિગૃહ નજીકમાં જ છે." સુવદને કહ્યું.

"અહીં તો તું હવાફેર માટે મહિનો–બે મહિના માટે આવેલો, એમાંથી તું જાણે કાયમનું ઘર કરીને બેઠો. એય ઠીક, પણ જ્યારે સુવાવડ જેવો પ્રસંગ આવે ત્યારેય તું ઘેર આવીને રહેવાની ના પાડે તો તેનું કાંઈ ઊંડું કારણ હોવું જોઇએ."

"તેમાં ઊંડું કારણ શું ? શું હું તમારાથી રિસાયો છું ?"

"ના, પણ તું જે કાંઇ કહે છે તે મારા મનમાં બરાબર ઠસતું નથી."

સુવદન હસી પડ્યો અને બોલ્યો : "લો ત્યારે, તમારે ઊંડું કારણ જાણવું હોય તો કહું. આપણા ઘરમાં નોકર–ચાકર નહિ; આ સ્થિતિમાંય તેને પોતાને ભાગે આવતું ઘરકામ કરવું પડે, એ મને જરાય ગમતું નથી."

"વહુને પૂરા દહાડા જાય છે, ને હું તેની પાસે ઘરકામ કરાવું, એવી તું તારી બાને મૂરખ માને છે?"

"ના બા, પણ એમાં તમારી વાત નથી. અહીંની પેઠે ત્યાં એ રહે તો ઘરનાં બધાંય તેની ઈર્ષ્યા કરે અને ટીકા થાય; તે કરતાં અહીં દૂર રહીએ તો કાંઈ કામ થયું–ન થયું તે કોઇ કહે તો નહિ!"

"ઇર્ષ્યા કોણ કરવાનું છે? તારી કુમુદ કાકી તો બે દિવસ અહીં રહે છે તો ચાર દિવસ પિયર જઇને રહે છે. મંગળા વડોદરે છે. બાકી રહ્યાં હું અને વિજયાબહેન. તારી વહુ આખો દિવસ સૂઇ રહેશે તોય અમે એને કશું નહિ કહીએ, પછી કાંઇ છે?"

"એ કહેવાની વાત. તમારા મનની મોટપ કાંઈ બીજાં બધાંમાં હોય ?" સુવદનનો એ જવાબ હતો.

" ઠીક ભાઇ ! " વસંતબાએ નિરાશાસૂચક સ્વરે કહ્યું.

વસંતબા ગયાં અને રાત્રે તારિકા, મંદારિકા, મધુરી, એ સખીમંડળી મળી તેમાં એ જ વાતની ચર્ચા નીકળી.

" હમેશાં મોટેરાંઓનાં મનની એ ધૂન હોય છે કે પોતે જેટલાં ચતુર હોય છે તેટલાં બીજાં નથી હોતાં. સુસ્મિતાની સાસુ તેથી જ એમ કહેતા હતાં કે જેટલી સગવડ ઘરઆંગણે સચવાય તેટલી બીજે ક્યાંય ન સચવાય; શું પ્રસૂતિગૃહમાં સુવાવડ માટે જતી બધી સ્ત્રીઓને તેમનાં જેવાં ઘરઆંગણાં નહિ હોય ? "

સુસ્મિતા બોલીઃ " હોય ખરાં અને ન એ હોય; પરન્તુ તેમનું કહેવું એકંદરે મુદ્દાસર હતું. એમણે હા કહી હોત તો હું તો જવા જ ઇચ્છતી હતી."

" એટલે અમે બધાં છીએ તે શું તારે મન નકામાં છીએ ? મારા પિતાજી માંદા પડ્યા અને સુવદને મને જે મદદ કરી હતી તે હું ભૂલી ગઈ નથી. તારી સેવા ઉઠાવવી એ મારી તો ફરજ છે એટલું જ નહિ પણ મારા પર એ ઋણ ચડેલું છે."

મંદારિકા બોલી : " ઋણ હોય કે ન હોય, પણ સુવાવડને પ્રસંગે તો અજાણ્યું પડોશી હોય તે પણ દોડી આવે અને મદદ કરે, એ કોણ નથી જાણતું ? અહીં પોતાનાં કોઇ જ નથી, બધાં માત્ર ઓળખીતાં કે પડોશી જ છે એવી ગણતરીથી તારી સાસુ તને ઘેર તેડી જવા માંગતાં હોય તો એ તેમની ભૂલભરેલી ગણતરી હતી."

તારિકા બોલીઃ " અને હા, હું તો ખરું કહીશ કે એવી કોઇ ગણતરી કરે અને મારા જેવીનો એકડો જ કાઢી નાંખે તો મને તો માઠું લાગે."

સુવદન બોલ્યો : " એમાં માઠું લગાડવાનું છે જ નહિ. મારાં મધર બિચારાં ભોળાં છે, એમને તો જેવું મનમાં લાગે તેવું કહે. એમની રસમો જૂની, એમના વિચારો જૂના."

" વાત એમ છે કે—" સુસ્મિતા બોલી : " જ્યારે એ આવ્યાં

ત્યારે હું સૂતી હતી અને વાસણો એઠાં પડેલાં હતાં. નોકર હતો નહિ. મને પેટમાં સુખ નહોતું અને ઘરમાં હું એકલી. એ વખતે તેમને લાગી તો આવે કે નહિ? શહેરના ઘરમાં કાંઈ એવું ન હોય, એટલે તે મને ત્યાં લઈ જવા ઇચ્છે, એમાં ખોટું લગાડવા જેવું ન લેખાય."

"એમ હોય તો કાલથી મારે ત્યાં આવીને રહે." તારિકાએ કહ્યું.

"એવું તે થાય? કાલે ઊઠીને સાસુ જ કહે કે પડોશીને ઘેર જઈને રહી અને પોતાને ઘેર ન આવી. હવે તો તમો બધાંને માથે જ જવાબદારી છે—મારા માટેની."

"કબૂલ છે, કબૂલ! અમે અમારી જવાબદારી બરાબર અદા કરીશું તે તું જોઈશ. કહે તો કાલથી તું સૂઇ રહેજે અને હું રાંધવા આવીશ!" તારિકાએ ચેલેન્જ ફેંકી.

"એવી મુશ્કેલી કાંઇ રોજ થોડી હોય છે? કોઈ વાર ઠીક ન હોય ત્યારે એકલાં મૂંઝવણ થાય." સુસ્મિતાનો એ જવાબ હતો.

"એમ હોય ત્યારે કહાવજે."

"પણ કહાવું કોની સાથે? નોકર રાખવો છે તેજ કોઇક શોધી આપો તો પાડ."

"નોકર મળી રહેશે." મંદારિકાએ આશ્વાસન આપ્યું: "અને હું ય જરૂર પડ્યે આવી શકીશ, હોં સુસ્મિતા!"

મદનમોહન બોલ્યો: "એવું કાંઇ હોય તો મારે ત્યાંથી નોકરને બોલાવી લેવો અને કામે મોકલવો."

"પણ એવી મુશ્કેલી ઊભી જ હું નહિ થવા દઉં. મારી એક માસની રજા ચડી છે તે માંગીને હું ઘેર રહેવાનો જ વિચાર કરું છું, પછી મૂંઝવણ શાની છે?" સુવદન બોલ્યો.

"એ તો બહુ જ ઉત્તમ વાત." તારિકાએ કહ્યું.



## પ્રકરણ ૨૧



# મૂંઝવણના અનુભવની વાત

સુસ્મિતાની સુવાવડ આવવાને હજી વાર હતી, પરંતુ કોઈ કોઈ વાર તેને પેટમાં દર્દ ઊપડી આવતું, ત્યારે તે ખાટલાવશ બની જતી. એકાદ બે દિવસે એ દર્દ મટતું ત્યારે તે પુનઃ સ્વસ્થ થતી અને શરીરમાં જાણે બિલકુલ દર્દ નથી એમ લાગતું. એક–બે વાર એ પ્રમાણે થઈ આવવાથી સુવદને લેડી ડોક્ટર પાસે તેનું શરીર તપાસાવ્યું તો સામાન્ય નબળાઈ સિવાય બીજું કોઈ કારણ માલુમ પડ્યું નહિ. છતાં ડોક્ટરે સલાહ આપ્યા પ્રમાણે સુવદને પત્નીને નિયમિત રીતે દવા આપવા માંડી.

અઠવાડિયા પછી એક રવિવારે ફરી દર્દ ઊપડી આવ્યું અને સુસ્મિતા પાછી ખાટલે પછડાઈ. સુવદને કોફી બનાવીને પોતે પીધી અને સુસ્મિતાને પાઇ. પણ આજે તે ઊઠીને રસોઈ કરી શકે એમ લાગ્યું નહિ, એટલે તેણે તારિકાને સંદેશો મોકલ્યો અને દસેક વાગતાં તે આવી પહોંચી.

"કેમ, પાછાં પછડાયાં છો કે? કશી ફીકર નહિ, શું કામ છે?" તારિકાએ પૂછ્યું.

સુવદને હસીને જવાબ આપ્યો: "એ જ તો! કશું રાંધ્યું નથી, વીશીમાંથી ભાણું મંગાવવાનો વિચાર કરેલો, પરંતુ સુસ્મિતાને ખીચડી ને કઢી ખાવી છે, એટલે ઘેર રસોઇ કર્યા વિના છૂટકો નથી."

"એ જ ને, એમાં શી ફીકર છે? ચાલ, હું રાંધી આપું. સઘડી ય સળગાવી રાખી નથી?"

"ના, કોફી મેં સ્ટવ ઉપર બનાવી હતી."

"ઠીક, ચાલ ત્યારે તું સઘડી સળગાવી આપ, સુવદન! હું રસોઇની તૈયારી કરું છું." એમ કહેતી તારિકા રસોડામાં પેઠી.

સુવદને સઘડી લીધી, કોલસા પૂર્યા, કાકડી મૂકી, પરન્તુ જીવનમાં એણે પહેલી જ વાર એ કાર્ય આજે કરવા માંડયું હતું. કાકડી ભડભડાટ સળગી ગઈ, પણ કોલસા સળગ્યા નહિ! તેણે બીજી કાકડી મૂકી તોપણ તેમ જ થયું.

તારિકા હસતી હસતી ગાવા લાગી :

"ચાંદો સળગ્યો, સૂરજ સળગ્યો,
સળગી આભ અટારી,
ના સળગી સઘડી સુવદનની,
વાત વિપદની ભારી !
મહાનલ એક જ દે ચિનગારી !"

"ચાલ ખસી જા, હું સળગાવી આપું." કહી તારિકા સઘડી પાસે આવી. તેણે ત્રીજી વાર કાકડી મૂકી, કોલસા ગોઠવ્યા અને કાકડી સળગાવી ત્યારે સઘડી ચેતી.

તારિકાએ ફરમાવ્યું: "હવે તું એને થોડી વાર પંખો નાંખ, અને પછી શાક સમારી આપ. કઢી માટે દહીં લઈ આવ."

સુસ્મિતાએ ખાટલામાં પડયાં પડયાં ધીમેથી કહ્યું : "હાંડીયામાં દહીંનો વાડકો છે, પણ ચણાનો લોટ થઈ રહ્યો છે."

તારિકા બોલીઃ "તો જા મોદીને ત્યાં, લોટ લઈ આવ, સુવદન!"

"શાક સમારીને લઈ આવું." સુવદને શાક સમારવા માંડયું.

એટલામાં તેને સાંભર્યું કે ઘરમાં બેબીને માટે લાવેલા લાકડસી લાડુ છે. તેણે તારિકાને પૂછયું: "ચણાના લોટને બદલે કઢીમાં લાકડસી નાંખીએ તો ન ચાલે?"

તારિકા બોલીઃ "એ તો શી ખબર ! લાકડસી ચણાના લોટનો બનતો હશે ?"

"હા." સુવદને કહ્યું.

સુસ્મિતાએ કહ્યું: "ચાલશે, લાકડસી ચાલશે, કઢીમાં ગોળ પણ નાંખવો નહિ પડે."

લોટ લેવા જવાની તકલીફમાંથી સુવદન બચ્યો અને તેને સ્વલ્પ આનંદ થયો.

તારિકા રસોઈની કળા જાણતી હતી, પરન્તુ ઘેર રસોઈયો હતો એટલે તેને એનો અભ્યાસ નહોતો; છતાં તેણે ખૂબ ઉત્સાહથી અને કાળજીપૂર્વક ખીચડી અને કઢી બનાવ્યાં. સુવદન માટે રોટલી અને શાક તો જોઈએ જ, પરન્તુ રોટલી વણવાની કળામાં પોતે કદાચ નિષ્ફળ જશે એમ માનીને તેણે નાની નાની ભાખરીઓ બનાવી અને તેને બરાબર ગોળાકાર આપવાને એક વાડકાને બીબા તરીકે ઉપયોગમાં લીધો; પરન્તુ ભાખરી વણવી અને સેકવી એ બેઉ કામ સાથે કરવાનું તેને બરાબર ન ફાવ્યું એટલે તેણે સુવદનને મદદે બોલાવ્યો.

તારિકાએ ટકોર કરી: "જોજે, જો ભાખરી કાચી રહેશે તો તારે જ એ ભાખરી ખાવાની છે એ ભૂલીશ નહિ!"

"અને તારે નહિ ખાવી પડે?" સુવદને હસીને પૂછ્યું.

"ના, હું તો ઘેર જઇને જમવાની."

રસોઇ તૈયાર થઈ એટલે તારિકા ચાલી ગઈ. સુવદને પત્નીને ખીચડી-કઢી પીરસ્યા અને પોતે ભાખરી-શાક ખાધાં.

હજી એઠવાડ કાઢવાનો બાકી હતો, તે જોઈને સુવદન મુંઝાવા લાગ્યો. સુસ્મિતાએ કહ્યું: "એ બધું ઢાંકી રાખો, સાંજે મને ઠીક હશે તો હું એ બધું સાફ કરી નાંખીશ."

સુવદન તાત્કાલિક તકલીફમાંથી બચ્યો પણ રવિવાર જતાં સોમવાર આવવાનો હતો, પોતાને નોકરી પર જવાનું હતું, એટલે સુસ્મિતાને જો ઠીક નહિ હોય તો કાલનું કેમ કરવું તે બાબતની ચિંતામાંથી તે બચી શક્યો નહિ.

સાંઝે સુસ્મિતા ઊઠી શકી નહિ. સવારની વધેલી ભાખરી-ખીચડી ખાઇને બેઉએ ચલાવ્યું. રાત્રે કોફી કરીને બેઉએ પીધી.

રોજ સાંઝે તારિકા આવતી, પરન્તુ આજે તે આવી નહિ.

આખો દિવસ સુવદન ઘરમાં પુરાઈ રહ્યો હતો એટલે તેને ખૂબ કંટાળો પણ આવ્યો હતો. તેણે સુસ્મિતાને કહ્યુંઃ " હું જરા મદન-મોહનને ત્યાં જઈને આવું છું."

" શું કામ છે?"

" કશું જ નહિ, જરા બેસી આવું."

" મને ઠીક નથી, ને તમે જવાનું કહો છો?"

" આખો દિવસ ઘરમાં પુરાઈ રહેવાથી કંટાળી ગયો છું."

" તો જાઓ, હું ના કહેતી નથી. પણ આમ અહીં એકલાં રહેવાને બદલે બાએ કહ્યું ત્યારે ઘેર જઈને રહ્યાં હોત તો કાંઇ અકળામણ આવત?" સુસ્મિતાથી ટકોર કર્યાં વિના રહેવાયું નહિ.

" એટલે શું તું એમ માને છે કે હું એક જ દિવસમાં મુંઝાઈ ગયો છું? તો મારે ક્યાંય જવું નથી, ચાલ. તારી સગવડ એ જ મારી સગવડ. તેં હજી સાંજની દવા પીધી નથી ને?"

" ના."

સુવદને દવા આણી આપી અને સુસ્મિતાએ તે પીધી. પછી તેણે પોતાને હાથે પથારી કરી અને તે સૂઇ ગયો.

બીજા દિવસનો સૂર્યોદય થયો અને ફરીથી મૂંઝવણ સામે આવીને ઊભી! સુવદને મદનમોહનના નોકરને બોલાવી તારિકાને તેડવા મોકલ્યો. તારિકાએ આવી શકવાની ના કહાવી, તે સાથે કહાવ્યું કે પોતે નોકર સાથે ભાણું મોકલી આપશે.

અને ભાણું આવ્યું ખરું. સુવદને ધરાઇને ખાધું, પણ સુસ્મિતાએ થોડાં દાળભાત જ ખાધાં અને તે પાછી સુઇ ગઇ.

ગઈ કાલનો એંઠવાડ હજી પડ્યો હતો અને અત્યારે બીજો એંઠવાડ ઉમેરાયો હતો. સુસ્મિતાને ચીડ ચડી હતી. પોતાથી થઇ શકતું નથી, તો સુવદન શામાટે એટલાં વાસણ પણ આવડે તેવાં સાફ ન કરી નાંખે એમ તેના મનમાં થતું હતું. સુવદનને એ સૂઝતું

નહોતું. સુસ્મિતાને તેને એ સૂચના કરવાનું વારંવાર મન થતું હતું, પરન્તુ તે કહેવાની તેની હિંમત ચાલતી નહોતી.

સુવદન જમીને બેંકમાં જવા તૈયાર થયો અને બોલ્યોઃ "ત્યારે હું નોકરી પર જઉં છું."

"મને આમ મૂકીને તમારે નોકરી પર જવું છે?" એટલું કહેતાંમાં સુસ્મિતાની આંખોમાં મૂંઝવણને કારણે આંસુ ઝમી આવ્યાં.

"ત્યારે ન જઉં?"

"તમને ખબર. મહિનાની રજા લેવાનું કહેતા હતા તેનું શું થયું?"

"રજાનો રિપોર્ટ કર્યો છે પણ હજી રજા મંજુર થઇને હેડ ઓફીસેથી આવી નથી."

"ઠી...ક!" કહી સુસ્મિતાએ પાસું ફેરવ્યું.

"ત્યારે બેંકમાં ટેલીફોન કરી દઉં કે આજે મારાથી નહિ અવાય." એમ કહી સુવદન નજીકના એક મકાન પર ટેલીફોન કરીને તુરત ઘેર પાછો ફર્યો.

"નોકર પણ મળતો નથી!" એઠવાડ ઉપર દૃષ્ટિ જતાં બોલતો સુવદન પત્નીની પથારી પાસે ખુરશીમાં બેઠો અને છાપું વાંચવા લાગ્યો.

છાપું અર્ધા કલાકમાં વંચાઇ ગયું અને તે ચોપડી લઈને બેઠો. પોતાને કંટાળો ઉપજી રહ્યો છે એ તેને સમજાતું હતું. રોજ સવારમાં જામતી મિત્રમંડળી આજે આવી જ નહોતી; એ એક રીતે ઠીક થયું એમ તેને લાગ્યું, પણ બીજી રીતે તેને એમ પણ લાગ્યું કે તારિકા, મંદારિકા, મધુરી એમાંથી કોઇ આવ્યું હોત તો આ મૂંઝવણમાં કાંઇક મદદગાર બની શકત.

છેક ત્રણેક વાગતાં મંદારિકા ડોકાઈ અને તે તો ઘરના રંગઢંગ જોઇને આભી બની ગઈ.

"આમ કેમ સુસ્મિતા? તને ઠીક નથી?"

સુવદને એ દિવસની કથની સંક્ષેપમાં કહી કે તુરત તે બોલીઃ "તારિકાને કહાવ્યું તેમ મને કેમ ન કહાવ્યું?"

અને તે જવાબની રાહ પણ જોયા વિના રસોડામાં પેસતી બોલી: "તમે તમારે હવે નોકરી પર જવું હોય તો જાઓ, સુસ્મિતાની ચિંતા ન કરશો."

સુવદન ઊઠતો બોલ્યો: "આટલો મોડો હવે નોકરી પર જઈને શું કરું? પણ જરા બહાર ફરીને આવું અને થોડા મુસંબી લેતો આવું."

અને તે ચાલ્યો, જાણે નાઠો!

▲ ▲

# પ્રકરણ ૨૨

▲

## 'સ્મશાન-વૈરાગ્ય'

ઠેઠ સાંજે જ્યારે તારિકા આવી ત્યારે મંદારિકા બે દિવસના એઠવાડને સાફસૂફ કરીને રસોઈ કરી રહી હતી. તારિકા બોલી: "અરે! રસોઇની તકલીફ શામાટે લેવી, સુસ્મિતા? હું મારે ત્યાંથી સવારની જેમ ભાણું મોકલવાની હતી ને!"

સુસ્મિતા બોલી: "મંદારિકા આવી છે તો રસોઈ કરે છે, નહિતો તારે ત્યાંના ભાણા ઉપર જ ચલાવવું પડત."

"કેમ, મારે ત્યાંની રસોઈ નથી ફાવતી?"

"ફાવે છે; પરન્તુ મારું માંદું શરીર, મને કાંઈ જોઇએ, રસોઇમાં કાંઈ બીજું જ હોય."

"તને બીજું કાંઈ ખાવા જોઇએ તો મારે ત્યાં કહાવવું, હું ખાસ કરાવી મોકલીશ."

"આજે તો હવે મંદારિકા રસોઇ કરે છે. કાલની વાત કાલે. મને ઠીક થશે તો હું કોઇને તકલીફ નહિ આપું."

"પણ આ વખતે તારું દર્દ લંબાયું. હું ધારું છું કે તમારે હવે રસોઇયો રાખી લેવો જોઈએ."

"હજી નોકર જ મળતો નથી, ત્યાં વળી રસોઇયાની શી વાત કરવી!"

"હું મારા ભટજીને કહીશ, તે કોઇને લાવી આપશે. સુવદન ક્યાં ગયો, બેંકમાં?"

"મુસંબી લેવા ગયા છે. આજે તો બેંકમાં નથી ગયા." સુસ્મિતાએ જવાબ આપ્યો.

તારિકા ગઈ એટલે મંદારિકાએ સુસ્મિતાને કહ્યું: "તારિકાની વાતો હમેશાં મોટી હોય છે, પરન્તુ તેને ખયાલ નથી કે દરેક માણસ તેના જેવી સ્થિતિ ધરાવતું હોતું નથી, અને નોકર–રસોઇયો રાખી શકતું નથી."

"તેને બિચારીને સૂઝે તેવું કહે, તેમાં તેનો શો વાંક?" એમ કહી તેણે એ વાત આટોપી લીધી.

થોડી વારે સુવદન આવ્યો; તેણે આવતાં વાંત પૂછ્યું: "તારિકા બીલકુલ આવી જ નથી કે શું?"

"ના, આવી'તી." મંદારિકાએ કહ્યું: "અને તે સલાહ આપતી ગઇ છે કે તમારે હવે રસોઇયો રાખી લેવો જોઈએ."

સુવદન હસ્યો અને બોલ્યો: "તાપીદાસ કાકાને પેન્શન મળે છે એટલો મને પગાર મળતો હોત તો હું કાયમને માટે રસોઇયો રાખત અને તમારાં જેવાં પડોશીઓને તકલીફ ન આપત. તોપણ આ મુશ્કેલીના એક બે મહિના પૂરતો રસોઇયો રાખ્યો હોય તો ઠીક, એમ તો મનેય લાગે છે."

"તો તારિકાએ કહ્યું છે કે પોતાના ભટજીને કહીને કોઇક રસોઇયો તે મેળવી આપશે."

"તેને અમારે માટે બહુ જ કાળજી હોય છે." સુવદન બોલ્યો.

"તેથી જ આજે માત્ર એક વાર આવીને ડોકિયું કરી ચાલી ગઈ!" સુસ્મિતાએ કટાક્ષમાં કહ્યું.

"એ બિચારીને પૂરું રાંધતાં ફાવે નહિ; એક વાર રાંધી આપ્યું

પણ હું જોતો હતો કે તેને ખૂબ તકલીફ પડે છે. એટલે પછી તે પોતાને ત્યાંથી ભાણું મોકલી આપતી હતી, બીજું તે શું કરી શકે?"

મંદારિકાની ચપળતા, ઘરકામ કરવાની સુઘડતા અને રસોઈ કરવાની ફાવટ એ બધું જાણવાનો સમય તો સુવદનને રાત્રે તે જમવા બેઠો ત્યારે જ મળ્યો, અને તે છક્ક થઈ ગયો.

જે સુઘડતા અને સુવ્યવસ્થા તેણે સુસ્મિતાના કામમાં જોઈ નહોતી, તે તેણે મંદારિકાના કામમાં જોઈ. તારિકા તો ઘરકામથી ટેવાયલી નહોતી એટલે તેના કામમાં ઊણપો હોય જ, પરન્તુ જે દાક્ષ્કાઈ સુસ્મિતામાં નહોતી તે પણ મંદારિકામાં હતી.

ભણતર સાથે ગૃહવ્યવસ્થાનો સંબંધ હોય છે એમ કેટલાકો કહે છે. અભણ સ્ત્રી કરતાં ભણેલી સ્ત્રી પોતાના જ્ઞાનને લીધે વધારે સારી ગૃહવ્યવસ્થા જાળવી શકે એવી કેટલાકોની માન્યતા હોય છે. એ માન્યતા સાચી હોય તો તારિકાએ બી. એ. ની ડિગ્રી મેળવી હતી તે કેમ ગૃહવ્યવસ્થામાં કુશળ નહોતી? મંદારિકા બી. એસ. સી. નો અભ્યાસ કરી શકી હતી તે કેમ આટલી બધી કુશળ હતી? અને સુસ્મિતા ઈંટર સુધી ભણેલી હતી તે મંદારિકાથી ઊતરતી છતાં તારિકાથી તો ઊંચી કોટિમાં આવે તેવી ગૃહિણી હતી એવો સુવદનનો સ્વાનુભવ હતો.

તારિકા નોકર-રસોઇયાની સહાયથી પિતાની ગૃહવ્યવસ્થા જાળવતી હતી અને તેઓ જ જાણે તારિકાના હાથપગ હતા. તેઓ ન હોય તો તારિકા કેવું કામ કરી શકે તેની વાનગી સુવદને એક દિવસના અનુભવને અંતે જોઇ હતી. સુસ્મિતા નોકર-રસોઇયા વિના ગૃહવ્યવસ્થા ચલાવતી હતી અને મંદારિકાની આવડત તેના ઘર આગળના અનુભવ તથા ઘડતરને આભારી હતી એમાં સુવદનને શંકા રહી નહિ.

મંદારિકા સામાન્ય સ્થિતિના કુટુંબમાં ઊછરીને મોટી થઇ હતી. તેનું ભણતર પણ એવી સ્થિતિના કુટુંબને માટે સમાજની

દૃષ્ટિએ વધારેપડતું મનાય. ભાઈ–ભોજાઈની વચ્ચે રહીને વૃદ્ધ માતાની સેવામાં તેને ખૂબ સમય આપવો પડતો, અને હવે તો અભ્યાસ છોડીને માતાની સેવામાં તેણે રસ કેળવ્યો હતો; એ પ્રકારના ઘડતરે તેને ગૃહવ્યવસ્થા અને સેવાસુશ્રૂષામાં કુશળ બનાવી હતી. તેની એ કુશળતાને લીધે સુસ્મિતાની ચાર–પાંચ દિવસ સુધી લંબાયલી માંદગીમાં મંદારિકાએ એ નાના કુટુંબની જે સેવા ઉઠાવી હતી તે માટે સુવદન અને સુસ્મિતા બેઉનાં મનમાં માન ઊપજ્યા વિના રહ્યું નહિ.

સુવદને તો કહ્યું પણ ખરું: " મંદારિકા ! બાએ કહ્યા છતાં ઘેર નહિ જતાં અહીં જ રહેવાનો આગ્રહ રાખવા માટે આ માંદગી વખતે મને જરૂર પસ્તાવો થાત, પણ તમે જ એ વેળા આવવા દીધી નથી. કુટુંબીઓનાં જેટલાં મમતાળુ અને સેવાભાવી પડોશીઓ હોઈ શકે છે એ હું હવે છાતી ઠોકીને કહી શકીશ. "

" તમને પસ્તાવું પડત તો મને પણ પસ્તાવું કેમ ન પડત ? તમારી મુશ્કેલીમાં મદદગાર થવાની જવાબદારી તારિકા સાથે મેં પણ ઉપાડી જ હતી કે નહિ ? " મંદારિકાએ હસીને જવાબ આપ્યો.

" વધુ મુશ્કેલીના દિવસો તો હજી હવે આવવાના છે, મંદારિકા ! "

" કશી ફીકર નહિ, સુસ્મિતા ! તું જરાએ મુંઝાઈશ નહિ. "

સુસ્મિતાના દર્દનો ઊભરો શમ્યો એટલે તે પાછી ઘરકામ કરતી થઈ, અને સુવદનનું હૈયું હેઠું બેઠું.

બીજાં ત્રણેક અઠવાડિયાં વીતી ગયાં અને સુસ્મિતાની પ્રસૂતિ નિકટ આવતી જણાઈ કે તુરત સુવદન તેને પ્રસૂતિગૃહમાં લઈ ગયો. મંદારિકા તેની પાસે રહી. સુવદને માતાને સમાચાર કહાવ્યા હતા એટલે વસંતબા પણ આવી પહોંચ્યાં. એ જ રાત્રે સુસ્મિતાએ પુત્રને જન્મ આપ્યો.

પરન્તુ બીજે દિવસે સુસ્મિતાને તાવ ચડ્યો અને બે દિવસમાં નબળાઈ વધી ગઈ. વસંતબાથી પુત્રવધૂનું બિછાનું છોડી શકાતું નહિ.

ઘેર જમવા જવું પડતું તેટલો વખત મંદારિકા હાજરી આપતી અને તારિકા તબિયત તપાસવા રોજ એક–બે વાર જરૂર આવતી.

સુવદન જરા ચિંતાતુર થયો, પરન્તુ ચાર દિવસમાં સુસ્મિતાનો તાવ ઊતરી ગયો એટલે તેને નિરાંત વળી; છતાં સુસ્મિતાનું શરીર ઊજળું પૂણી જેવું બની ગયું હતું, જાણે શરીરમાં લોહીનો છાંટોય ન હોય.

ધીરે ધીરે તેનું શરીર વળવા લાગ્યું ખરું, પરન્તુ પ્રસૂતિગૃહમાંથી બીજી પ્રસૂતાઓને દસ દિવસે ઘેર જવાની રજા મળતી તે સુસ્મિતાને ન મળી. તેના પગે સોજા હતા, કમરે દુખાવો હતો.

દસ દિવસ વધુ ગયા. હવે વસંતબા રોજ બે વખત પ્રસૂતિગૃહમાં માત્ર તબિયત જોવા જ આવતાં, રાતદિવસ હાજર રહેવાની જરૂર રહેતી નહિ. સુસ્મિતાને દૂધ અને ફળોના રસ ઉપર રાખવામાં આવતી હતી, તે નિયમિત રીતે સુવદન પહોંચાડતો હતો. બીજી માવજત પ્રસૂતિગૃહના નિયમ મુજબ નર્સો કર્યા કરતી હતી.

છેવટે એક માસે સુસ્મિતાને પ્રસૂતિગૃહમાંથી ઘેર જવાની રજા મળી એટલે વસંતબા તેને પોતાને ઘેર તેડી ગયાં. હજી માવજતની જરૂર હતી, તેના પગે અને કમર પર દવા ચોળવી પડતી હતી, પહેલાંના શરીરની તુલનામાં હાલતા ચાલતા હાડપિંજર જેવી જ દેખાતી હતી, પરંતુ ભયમુક્ત થઇ હતી ખરી.

સુવદનને માટે આ એક અનુભવપાઠ હતો. તેણે કરેલી ગણતરી મોટા પ્રમાણમાં પાર પડી નહોતી. માતાની કે પોતાના શ્વસુર પક્ષની કશીય મદદ વિના સુસ્મિતાનો પ્રસૂતિપ્રસંગ કેવળ મિત્રો અને પડોશીઓની મદદથી પોતે પાર ઉતારી શકશે એ ગણતરી તો સુસ્મિતાની માંદગીથી ઊંધી જ વળી હતી અને હવે સુસ્મિતા પોતાને ઘેર જઇને રહી હતી એટલે સુવદનને સવાર સાંજ ઘેર જમવા આવવાનું જ યોગ્ય લાગતું હતું. સાંજે તે જમીને પાછો સોસાયટીમાં પોતાને ઘેર જઈ સૂઈ રહેતો.

હવે તો એ ઘર કાઢી નાંખવાની જ જરૂર છે એમ માતા-પિતાએ ઘણી વાર કહ્યા છતાં સુવદનને તે માન્ય રાખવાનું મન થયું નહિ.

"એને હવે છૂટમાં અને સ્વતંત્ર રહેવાની ટેવ પડી ગઇ છે એટલે આ ઘર તેને કેદખાના જેવું લાગતું હશે. હવે તેને વધુ વાર કહેવાનું જ છોડી દો." એમ એક વાર સુવદનના સાંભળતાં દામોદરદાસે વસંતબાને સૂચના કરી, ત્યારે પણ સુવદન મૂગો જ રહ્યો હતો.

સુસ્મિતાની તબિયત ધીરે ધીરે સુધરતી જતી હતી ખરી, પણ પોતાને અહીં કેટલો વખત રહેવું પડશે તેની ગણતરી તે કરી શકતી નહોતી. ઘેર આવ્યાને મહિનો થઇ ગયા છતાં તેને દવા પીવી પડતી હતી અને શરીરે દવા ચોળવી પડતી હતી. તે હરીફરી શકતી હતી પણ ઘરકામ કરવાની શક્તિ આવી નહોતી.

આવી માવજત ઘરનાં માણસો વિના બીજું કોણ કરે એવી સમજણ સુસ્મિતામાં ઊગી હતી ખરી, પરન્તુ પૂરી રીતે સાજાં થયા પછી તો પાછાં સોસાયટીમાં જ જઇને રહેવાનું વધારે સારું એવી ઇચ્છા તેને છોડતી નહોતી. મૂંઝવણ વખતે ઊપજતું 'સ્મશાન-વૈરાગ્ય' કાંઈ દીર્ઘ કાળ થોડું જ ટકે છે!



## પ્રકરણ ૨૩



## અપરાધી સુવદન

સુવદને સોસાયટીમાંનું પોતાનું નિવાસસ્થાન ચાલુ રાખ્યું હતું તેમાં સુસ્મિતાની ઇચ્છાનો પણ હિસ્સો હતો. સુવદન રોજ બે વખત જમવા ઘેર આવતો, પણ સૂઈ રહેતો સોસાયટીમાંના નિવાસસ્થાને. જો એ મકાન એક વાર છોડી દઇને બધો સરસામાન

ઘેર લાવવામાં આવે તો પછી પાછું જુદું નિવાસસ્થાન જમાવી શકાય જ નહિ. જમવું એક સ્થળે, સૂવું બીજે સ્થળે, નોકરી કરવી ત્રીજે સ્થળે, એ બધી હાડમારી સુવદન માતા-પિતાના અસંતોષની વચ્ચે પણ વેઠી રહ્યો હતો, કારણકે એક વાર કુટુંબની સાથે આવીને પડવાનું જો સ્વીકારી લેવાય, તો પછી ફરીથી પૃથગ્ નિવાસ શક્ય રહે નહિ. સુસ્મિતાને પણ સ્વામીની એ વિચારસરણી બરાબર લાગી હતી.

સુસ્મિતાએ બે માસ ઘરમાં વીતાવ્યા પણ દવાની બાટલીઓ છૂટી નહિ, એટલે એક વાર તેનો ભાઈ તેને પોતાને ત્યાં તેડી ગયો. થોડો વખત ત્યાં રહીને સ્થાનપલટો કરવાથી આરામ આવી જશે એવી આશાથી સુસ્મિતા પીયર જઈને રહી. સુસ્મિતાનું પીયર સુખી હતું, પરન્તુ એક જ વિષમતા એવી હતી કે જેથી તે ઝાઝો વખત પીયરમાં ગાળી શકતી નહિ. તેના પિતા અતિવૃદ્ધ થયા હતા અને ઘરમાં તેમનું પૂરું માન જળવાતું નહિ. ભાઈઓ કાંઈક સમજુ હતા પરન્તુ પત્નીઓનું ખૂબ ઊપજણ હતું, એટલે દેરાણી-જેઠાણી માંહો-માંહે લડતાં અને તેનો ચેપ ભાઈઓને પણ વળગતો. થોડા દિવસ નવું-નવું હોય ત્યાં સુધી ઠીક, પરન્તુ લાંબો વખત પોતે એ ઝઘડાઓની વચ્ચે રહી શકશે નહિ એમ સુસ્મિતાનેય લાગતું હતું; છતાં ભાઈના આગ્રહથી તેણે સ્થાનપલટો કરવાનું માન્ય રાખ્યું હતું.

ખોરાક પચતો નહિ એટલે તેને દવા પીવી પડતી, દુખાવો મટતો નહિ એટલે દવા ચોળવી પડતી; એ અશક્તિ અને દુખાવાની વચ્ચે પણ પોતાના નાના બાબાનું તંદુરસ્ત બદન જોઇને સુસ્મિતા પોતાના દુઃખને વીસરી જતી.

સુવદન અઠવાડિયામાં એકાદ દિવસ સાસરે જઇને સુસ્મિતા તથા બાળકોની ખબર કાઢી આવતો. વચ્ચે ભાદરવામાં સુવદનને અઠવાડિયું તાવ આવી ગયો તેથી તે સુસ્મિતાને મળવા જઈ શકયો

નહિ, અને સુસ્મિતાને જરા ઉચાટ થયો, પરન્તુ તાવ ઊતરી ગયો એટલે તુરત તે પત્નીને મળવા સાસરે જઇ પહોંચ્યો.

"હવે તો તમને ઠીક છે ને? મને ઉચાટ થતો હતો."

"ઉચાટ કરવા જેવું નહોતું, કારણકે સાધારણ ઋતુજ્વર હતો. આજથી તો નોકરી પર પણ જવાનો છું."

"મને અહીં આવ્યાને મહિનો થઈ ગયો, હવે તો અહીં ગોઠતું નથી. સોસાયટીમાં આવવાનું મન થાય છે."

"બરાબર તબિયત સુધર્યા પછી જ આવવાનું રાખે તો સારું."

"મને પહેલાં કરતાં તો ઠીક છે."

"તોય હજી દવા તો પીવી પડે છે."

"દવા તો ત્યાંની ખુલ્લી હવામાં આવીશ એટલે છૂટશે. દશેરાને દિવસે ત્યાં આવું તો?"

"દિવાળી પછી જ આવવાનું રાખ. પણ તે પહેલાં તું ઘેર આવજે અને ત્યાં થોડા દિવસ રહીને સોસાયટીમાં આવવાનું કરજે."

સુસ્મિતા જરા વિચાર કરીને બોલી: "ત્યાં જો પાછી ભરાઇ પડીશ, તો નીકળાશે નહિ."

"અહીંથી પરભારી ત્યાં આવીશ, તો બાનું દિલ દુખાશે."

સુસ્મિતાની નાની ભાભી નવરાત્રિ નિમિત્તે પીયર ગઇ હતી તે ધનતેરશને દિવસે ઘેર આવી. પડોશણે પૂછયું: "કેમ આવ્યાં ભાભી? દિવાળી પીયરમાં ન કરી?"

"તહેવારના દિવસો તો ઘેર કરવાના હોય કે પીયરમાં?" એવો જવાબ તેણે પડોશણને આપ્યો.

સુસ્મિતાના દિલમાં એ જવાબ ચોંટી ગયો. તેના મનમાં પણ આવ્યું કે તહેવારો તો ઘેર જ કરવા એ સારું છે.

જમ્યા પછી બપોરે તે સોસાયટીને ઘેર જવા તૈયાર થઇ અને ભાઇ, ભોજાઇ તથા પિતાને પોતાનો વિચાર જણાવ્યો. ભાઇ–ભોજાઇએ 'ભલે' થી પતાવ્યું, પણ પિતાએ કહ્યું: "તો પહેલેથી

સુવદનને કહેવરાવવું'તું, તે આવત અને તેડી જાત. સાથે બે બાળકો છે..."

"એની કશી ચિંતા નથી. મને આજે જ વિચાર થયો કે આજ ધનતેરશ છે એટલે ઘેર જ જઉં. હવે કહેવરાવવાનો વખત નથી. ભાડાની ગાડીમાં હું આરામથી જઇ શકીશ."

"તો જેવી તારી મરજી. ભાઇને કહે કે ગાડી મંગાવી આપે."

"ભાઇ ગાડી લેવા જ ગયા છે."

થોડી વારમાં ગાડી આવી અને સુસ્મિતા પોતાનાં બાળકો તથા કપડાંની બેગ સાથે રવાના થઇ ગઇ.

"ઠીક થયું કે આજે રવિવાર છે એટલે એ ઘેર જ હશે, નહિતો હું અણધારી જઉં છું અને તે ચાવી લઇને બેંકમાં ગયા હોત તો મારે બહાર બેસી રહેવું પડત."

સુસ્મિતાને મન આજનો દિવસ એ અણધાર્યો સુયોગરૂપ જ હતો, એટલે તેના ચિત્તમાં ઉલ્લાસની લહરિ રમી રહી.

ઘેર પહોંચતા જ સુસ્મિતાએ બેબીને ગાડીમાંથી ઉતારી અને પોતે ગાડીવાળાને પૈસા ચૂકવવા રહી એટલામાં તો બેબી દોડીને ઘેર પહોંચી ગઇ. બારણું બંધ હતું તેથી તેણે બૂમ મારવા માંડીઃ મોતા ભાઇ, મોતા ભાઇ! ઉઘાલો!"

એકાદ મિનિટમાં, સુસ્મિતા પહોંચી. તેણે બારણું ખખડાવ્યું અને રાહ જોઇ, પણ કશો વળતો જવાબ ન આવ્યો.

તેણે ફરીથી જોરથી બારણું ખખડાવ્યું અને પૂછ્યું: "ઊંઘી ગયા છો કે શું?"

"ઉઘાડું છું." એ સુવદનનો સ્વર હતો.

પગલાં સંભળાયાં અને બારણું ઊઘડ્યું એટલે સુસ્મિતાએ ઘરમાં પ્રવેશ કર્યો, પણ ત્યાં તારિકાને જોઇને તે કંપી ગઇ.

ખુરશી ઉપર બેઠલી તારિકાએ ઉત્સાહપૂર્વક પૂછ્યું: "હવે તો તારું શરીર સારું છે ને સુસ્મિતા?"

તારિકાનો ઉત્સાહ કૃત્રિમ હતો, તેના ચહેરા પર ફિકાશ હતી; વસ્તુસ્થિતિ સમજતાં સુસ્મિતાને એક ક્ષણ પણ લાગી નહિ.

તેના એક હાથમાં બાબો હતો, બીજા હાથમાં બેગ હતી; બેગ તેના હાથમાંથી પડી ગઈ, બાબો લચી ગયો અને સુસ્મિતાથી ઊભાં રહી શકાયું નહિ. તેની આંખે અંધારાં આવી ગયાં, તે ભોંયે ફસડાઈ પડી, બાબો રડવા લાગ્યો, પણ જાણે તેને ભાન નહોતું.

સુવદનના અપરાધી માનસે ત્યાં ઊભા રહેવાની તેની હિંમતને હરી લીધી હતી. તે ત્યાંથી અંદરના ખંડમાં ચાલ્યો ગયો હતો. બાબાના રડવાનો અવાજ સાંભળીને તે બહાર આવ્યો. સુસ્મિતાની સ્થિતિ જોઈને તે ગભરાયો. બાબો માતાના પાસામાં કચડાતો રડતો હતો તેને તેણે આસ્તેથી ઊંચકી લીધો અને બીજા હાથે પંખો લઈ સુસ્મિતાને પવન નાંખવા માંડ્યો.

થોડી વારે કળ વળતાં સુસ્મિતાએ પાસું ફેરવ્યું, એટલે સુવદને ઊઠીને પ્યાલામાં પાણી લાવી મૂગાં મૂગાં સુસ્મિતાને ઓઠે ધર્યું. સુસ્મિતાએ એક–બે ઘૂંટ પીધા અને તત્ક્ષણ રોષના આવેશમાં તેણે આંખો ઉઘાડી મ્હોં ફેરવી નાંખ્યું.

બાબાને માતાના પાસામાં મૂકીને સુવદન ત્યાંથી ખસી ગયો અને દૂર ખૂણામાં પડેલી ખુરશીમાં બેસી, છાપું હાથમાં લઈને પાછળ મ્હોં છુપાવી રહ્યો.

કલાકેક એમ ને એમ સુસ્મિતા પડી રહી. તેના હૃદયમાં આગ બળતી હતી તે બુઝાવવાને જોઈતાં આંસુ પણ આંખોમાં આવી શકતાં નહોતાં. મુખમાંથી વખતોવખત ઊના નિઃશ્વાસો સ્ફુરતા હતા પણ એક્કે શબ્દ નીકળતો નહોતો.

છેવટે બાબો રડવા લાગ્યો અને તે બેઠી થઈ. તેણે તેને ધવડાવીને પારણામાં સુવાડ્યો. ભૂખી થએલી બેબીને માટે ઘરમાં કાંઈ ખાવાનું છે કે નહિ તે તેણે સુવદનને પૂછ્યું નહિ. પોતાની બેગમાંથી બિસ્કીટનો દાબડો કાઢી તેમાંથી બે બિસ્કીટો બેબીને આપી.

પોતાના હૃદયની બેચેની કાંઇ ખાવાપીવાથી ટળવાની નહોતી તે તો તે બરાબર સમજી ગઇ હતી, પરન્તુ ચાહનો એકાદ પ્યાલો પીવાથી મનની ઘડીભરની સ્વસ્થતા મેળવવાની આશાએ તેણે રસોડામાં તપાસ કરી તો થોડું દૂધ ઢાંકેલું જણાયું. તેણે સ્ટવ સળગાવ્યો, બે કપ ચાહ બનાવી, તેણે અને બેબીએ તે પી લીધી; સુવદનને ચાહ પીવાને મિષે પણ તેણે બોલાવ્યો નહિ.

પુનઃ તે પથારીમાં પડી. ચાહ પીવાથી ન તો શરીરમાં સ્ફૂર્તિ આવી કે ન મન સ્વસ્થ થયું. ઊલટું ચિત્તનો વિચારાવેગ વધી ગયો. વાગેલો ઘા જેમ જેમ ઠરે છે તેમ તેમ વધુ પીડા ઊપજાવે છે, તેવી રીતે તેના હૃદયનો ઘા હવે તીવ્ર વેદના ઊપજાવી રહ્યો.

સુવદન સુસ્મિતાની એ વેદનાનો સાક્ષી બનીને મૂગો મૂગો જોયાં કરતો હતો. કાંઇ બહાનું કાઢીને બોલવાની કે સુસ્મિતા સાથે વાત કરવાની હિંમત તે દાખવી શકતો નહોતો. કોણ જાણે શાથી આજે બેબી પણ પોતાને બોલાવતી નહોતી કે પોતાની પાસે આવતી નહોતી.

છેક સાંઝ સુધી તે બેસી રહ્યો પણ સુસ્મિતાનો રોષ શમતો હોવાનું એકકે ચિહ્ન ન જણાવાથી તે ઊઠીને કોટ પહેરી બહાર ફરવા ચાલ્યો ગયો.

♠ ♠

# પ્રકરણ ૨૪

♠

## ભૂલ કે અપરાધ ?

નિરાશા, ક્રોધ અને ઉદ્વેગનો વિષય દૃષ્ટિ સામેથી દૂર થતાં માણસનું મન કિંચિત્ નિરાંત અનુભવે છે. સુવદન બહાર જવાથી એકલી પડેલી સુસ્મિતાને જાણે મન પરનો મોટો ભાર કાંઇક ઓછો થયો હોય એવો અનુભવ થયો.

કેટલીક વાર સુધી તો તે શૂન્ય-મૂન્ય સમી બેસી જ રહી. તેને સ્વામી અને તારિકા સંબંધી કાંઈ-કાંઈ વિચારો થવા લાગ્યા. પોતે સ્વામીને કેવી રીતે અસંતુષ્ટ કરે છે કે જેથી તેનું મન ઈતર સ્ત્રી તરફ વળે છે તેનો પણ તેણે વિચાર કરી જોયો. લાંબા અનુભવ વિનાનું તેનું મન કશું સમજી શકયું નહિ. સ્વામીના મનને અનુકૂળ થઈને પોતે રહ્યા કરતી હતી, સ્વામીને માઠું ન લાગે તે માટે તે જોઈ-વિચારીને બોલતી તથા વર્તતી હતી, છતાં પોતામાં તેમને ઊણપ લાગી હશે તેથી શું તારિકામાં લોભાઈ ગયા હશે, એવો સ્ત્રીસ્વાભાવિક પ્રશ્ન તે વારંવાર પોતાને પૂછતી હતી, પણ તેનો જવાબ તેને મળતો ન હતો. તેનું ભણતર પણ એ જવાબ આપવામાં નિષ્ફળ જતું હતું.

એ વિચાર કરીને જ્યારે તે થાકી ત્યારે ઊઠી અને સગડી સળગાવીને ખીચડી ઓરી. પોતાની તો ભૂખ જ ઊડી ગઇ હતી, પણ બેબીને કાંઈક ખાવા જોઈશે, સુવદન પણ ખાવાનું માંગશે, એ વિચારે તે રાંધવા બેઠી હતી. પરંતુ છેક સાંઝે સુવદન ઘેર આવ્યો ત્યારે તેણે તેને ખાઈ લેવાનું પણ કહ્યું નહિ. તેનો રોષ પાછો ઊભરાયો હતો. તેણે બેબીને ખીચડી દૂધ આપ્યાં. પોતે કશું ખાધું નહિ અને સૂઇ ગઇ. સુવદન વસ્તુસ્થિતિ સમજીને રસોડામાં ગયો અને પોતાની મેળે તેણે જમી લીધું.

રાતની નિદ્રાથી સુસ્મિતાનું મન શાન્ત થશે એવી આશાથી સુવદન રાત્રે પણ કશું બોલ્યો નહિ. સવારે સુસ્મિતાએ ચાહ બનાવીને મૂગાં મૂગાં ચાહનો પ્યાલો સુવદનના મેજ ઉપર મૂકયો ત્યારે તેને આશા બંધાઈ કે પત્નીનો રોષ હવે ઊતરતો જાય છે. પરન્તુ તેનો એ ભ્રમ હતો. સુસ્મિતાએ રાંધ્યું, સુવદન જમ્યો અને તે બેંકમાં ગયો પણ સુસ્મિતા તેની સાથે એક શબ્દ પણ બોલી નહિ. સાંઝે તે નોકરી પરથી પાછો આવ્યો, જમ્યો અને સૂઇ ગયો, તોપણ સુસ્મિતાના અબોલા ચાલુ જ રહ્યા.

એમ એક દિવસ ગયો, બે દિવસ ગયા, ત્રણ દિવસ ગયા, પણ સુસ્મિતાના અબોલા છૂટ્યા નહિ. તેના રોષની આગ કેટલી ભયંકર છે તેનો કાંઇક ખયાલ હવે સુવદનને આવ્યો. સુસ્મિતા મનમાં ને મનમાં બળ્યાં કરે છે તે જોઈને સુવદનને કાંઇક દયા પણ આવી. પણ હવે તેનો રોષ દૂર કરવાને તેને બોલાવવી કેવી રીતે?

ચોથે દિવસે રાત્રે જ્યારે સુસ્મિતા પોતાની પથારીમાં સૂતી ત્યારે સુવદન તેની પાસે જઇને બેઠો અને બોલ્યોઃ "સુસ્મિતા!"

સુસ્મિતાએ સ્વામીના વદન ભણી દૃષ્ટિપાત કર્યો, પણ તે ક્ષણે તેની આંખોમાં આંસુ ઝમી આવવા લાગ્યાં એટલે તેણે પાસું ફેરવી વાળ્યું.

સુવદને તેના ખભા પર હાથ મૂકીને મમતાભર્યા સ્વરે કહ્યું: "સુસ્મિતા! આમ ફર, મારી વાત જરા સાંભળ."

અને ચાર દિવસ સુધી સુસ્મિતાના હૃદયમાં ગોટવાઈ રહેલો ઉદ્વેગ આંસુરૂપ બનીને આંખો દ્વારા વેગપૂર્વક ઠલવાવા લાગ્યો.

થોડી મિનિટ સુધી સુવદને તેને રડવા દીધી. પછી તેણે પોતાના રૂમાલ વડે તેનાં આંસુ લૂછ્યાં અને આસ્તેથી કહ્યું: "સુસ્મી! હવે તારે મને જે સજા કરવી હોય તે કર, ચાર દિવસથી હું તારા તરફથી સજાનું ફરમાન થવાની જ રાહ જોઇ રહ્યો છું. તું કશું ન બોલી એટલે હવે તો હું સજાની માંગણી કરું છું."

સુસ્મિતા સ્વામીનો હાથ તરછોડતી એકદમ પથારીમાં બેઠી થઈ અને આંસુભરી આંખે ગુસ્સાથી બોલી: "તમને મારા તરફથી સજા જોઇએ છે, ખરું ને? શામાટે સજા જોઇએ છે?"

"મારી ભૂલ થઇ તે માટે."

"ભૂલ થઇ? ભૂલ શાથી થઇ ગઇ?"

"મને સમજાતું નથી કે ભૂલ શાથી થઇ, પણ ભૂલ થઇ છે ખરી, એ તો મારે સ્વીકારવું જ જોઇએ."

"સ્વીકારવું જ જોઇએ, કારણકે તમે રેડ હૅન્ડેડ (લોહીઆળા

હાથે) પકડાયા છો! અને નહોતા પકડાયા ત્યાંસુધી તમે ભૂલ નહોતા કરતા, ખરું ને?"

સુવદન જવાબ આપી શકયો નહિ.

"બોલો ને, મારી કઇ ભૂલ માટે તમે મને એ રીતે સજા કરતા હતા, તે જરા કહો તો ખરા, એટલે હું તારિકા બનવાનો યત્ન કરી જોઉં!"

"તારી કશી ભૂલ નહોતી. મારી જ ભૂલ હતી. વધુ મારે બીજું કશું કહેવાનું નથી."

"તમારે કહેવાનું નથી, પરન્તુ મારે ઘણું જાણવાનું–સમજવાનું છે. તમે હજી કહો છો કે તમારી ભૂલ થઇ ગઇ, પણ હું એમ નથી માનતી."

"ત્યારે?"

"તમે જાણી–સમજીને વર્ત્યા છો, પકડાયા છો એટલે ભૂલનું બહાનું કાઢો છો."

"જાણી–સમજીને માણસ જે કામ કરે માટે તે પોતાની ભૂલ કબૂલ કરે?"

"શામાટે ન કરે? મારા જેવી વિશ્વાસુ સ્ત્રીને બનાવી કાઢવા માટે તે બધું ય કરે!"

"તું જે સમજે તે ખરું. હું તો માનું છું કે મારી ભૂલ જ થઇ છે–મારે એ માર્ગે જવું જોઇતું નહોતું."

"મને હજી ન બનાવો! તમારી બનાવટ મને વધુ ઉશ્કેરે છે–મારું લોહી બાળી નાંખે છે! મારા પર જરાય દયા હોય તો એને તમે ભૂલ ન કહો–કહો કે જાણી જોઇને અપરાધ કર્યો હતો."

"માણસ જેને અપરાધ સમજે છે, તે તે કરતો જ નથી. તેનાથી એક કાર્ય થઇ જાય છે અને પછી તેને સમજાય છે કે પોતે ભૂલ કરી છે; અલબત્ત, નીતિ અને કાયદો તેને અપરાધ જ માને છે, અને ભૂલ કરનારને સજા પણ વેઠવી પડે છે. એવી સજા હું તારી પાસે માંગું છું."

"બહુ સફાઇ ન કરો!" સુસ્મિતાએ હવે તુચ્છકારથી જ વાત કરવા માંડી: "આજસુધી મને જે કાંઇ નહોતું સમજાયું તે હવે બરાબર સમજાઇ ગયું છે. તમારું અને તારિકાનું પાપ લાંબા વખતથી ચાલતું હતું, તે હવે મારા ખયાલમાં આવે છે. પહેલાં હું તમો બેઉ માટે મનમાં ઊપજતી શંકાને દાબી દેતી હતી, તમારા માટે મારા મનમાં વહેમ ઊપજે તેને હું પાપ માનતી અને પસ્તાતી હતી, તમારા મનની નિર્મળતાની હું ખાતરી ધરાવતી હતી, હું તમને તારિકા સાથેના વધતા જતા પરિચય માટે કશું કહેતી નહિ, તેના પિતાની માંદગી વખતે તમે કેટલાય દિવસ મને ઘેર એકલી મૂકીને તેને ત્યાં સૂવા જતા તોય મેં તમારા માટે શંકા રાખી નહોતી; આજે મને સમજાય છે કે હું બેવકૂફ હતી અને તમે બેઉ મને વધારે બેવકૂફ બનાવી રહ્યાં હતાં. આટલી–આટલી કપટજાળ પછી તમે ભૂલ થઇ ગયાનો ક્ષુલ્લક બચાવ કરતાં શરમાતા નથી?"

સુવદન એ સાંભળીને સ્તબ્ધ બની ગયો. તે કશું બોલ્યો નહિ. સુસ્મિતાના વદન પર ઊભરાયલા અભૂતપૂર્વ તુચ્છકારને તે નિહાળી રહ્યો. પત્નીનો વાણીનો આઘાત તેના અભિમાનને જાગ્રત કરવા લાગ્યો. તેની સ્વયંમાન્ય સ્વમાનશીલતાએ અપરાધ કબૂલ કરીને પત્નીની બીનશરતી શરણાગતિ સ્વીકારવાની સાફ ના કહી.

તે મૂગો મૂગો પત્ની પાસેથી ઊઠી ગયો અને પોતાની પથારીમાં પડ્યો.

કલહ શમ્યો નહિ. એ કલહ ભણેલા દંપતીનો હતો એટલે માત્ર અબોલાદ્વારા જ એકબીજાંને તેની આંચ લાગતી. પડોશીઓ કશું જાણી શકતાં નહિ. સુવદન અને સુસ્મિતા પરસ્પર યાંત્રિક પૂતળાંની જેમ ઘરમાં વર્તતાં અને એક બીજાંને બોલાવતાં નહિ, એવું એ કલહનું સ્વરૂપ હતું; પરન્તુ બેઉ હૃદયો અંદર ને અંદર બળ્યાં કરતાં, ઉલ્લાસનું નામ નિશાન નહોતું અને બેઉ પક્ષે એ સ્થિતિની પરસ્પર અસહ્યતા વધ્યે જતી હતી.

તારિકા હવે ત્યાં ડોકાતી જ નહિ અને મંદારિકાને તો ખબર જ નહોતી કે સુસ્મિતા પોતાને ઘેર પાછી આવી ગઇ છે. દિવાળીના દિવસોમાં મંદારિકા અને તારિકા મળેલાં, પણ તારિકાએ મંદારિકાને એ ખબર આપેલી નહિ, એટલે તે ક્યાંથી જાણે? સુસ્મિતા ઘેર આવ્યા પછી દસેક દિવસ બાદ એક વાર સુવદન સાયકલ પર બેસી બેંકમાં જતો હતો તે વખતે મંદારિકાએ તેને સુસ્મિતા વિષે સહજ પૂછ્યું ત્યારે જ તેને સુવદને ખબર આપી કે સુસ્મિતા તો કેટલાય દિવસથી આવી છે.

તુરત મંદારિકા સુસ્મિતાને મળવા ગઇ અને સૌથી પહેલાં તો તેણે નાના બાબાને પારણામાંથી ઊંચકીને ખૂબ નિરખ્યો અને રમાડ્યો. તે બોલી: "સુસ્મિતા! બાબાનાં આંખ-મ્હોં તો બરાબર તારા જેવાં છે હોં!"

સુસ્મિતા કશું બોલી નહિ.

"તું અહીં આવી તોય મને કહાવ્યું નહિ? તારિકાને ય શું ખબર નહોતી?"

"હતી." સુસ્મિતાએ ટૂંકો જવાબ આપ્યો.

"તે મને મળી હતી પણ તેણે ય કહ્યું નહિ. બોલ, હવે તને શરીરે કેમ રહે છે?"

"ઠીક ઠીક."

મંદારિકા તેને જોઇ રહીને બોલી: "પહેલાં જેવું તારું શરીર નથી જણાતું. દવા ખાય છે ને?"

"હું દવા ખાઇને કંટાળી ગઇ છું."

"એમ કંટાળીશ તે કેમ ચાલશે? તારી તબિયતની ખરાબ અસર બાળક ઉપર પણ થાય."

સુસ્મિતાએ કશો જવાબ આપ્યો નહિ. તે ઘરકામમાં ગુંથાયલી રહી. મંદારિકાના લક્ષમાં તેની ઉદાસીનતા આવી ગઇ, એટલે તે

બોલી: "તું કેમ આમ થઇ ગઇ છે? મ્હોં પર જાણે જરાય આનંદ નથી—ઉત્સાહ નથી."

"અમસ્થી."

"બે બાળકોના ભારથી થાક લાગવા માંડ્યો કે શું?"

"એમ પણ હોય."

"તો હવે તને નોકર વિના ન જ ચાલે."

"ચાલે કે ન ચાલે પણ ચલાવવું પડે છે."

સુસ્મિતાની બોલચાલમાં એટલો નિરુત્સાહ અને મંદતા હતાં કે મંદારિકાને આશ્ચર્ય થતું હતું. તેણે હવે તો પ્રકટ રીતે પૂછ્યું: "સુસ્મિતા! તું આવી કેમ બની ગઇ? જાણે તદ્દન બદલાઇ ગઇ! બેઉ લડ્યાં તો નથી?"

સુસ્મિતા ચમકીને મંદારિકાને જોઇ રહી. મંદારિકાએ કશું જાણ્યું તો નહિ હોય, એવી તેને શંકા આવી, અને પછી તે ફિક્કું હસી, પણ તેણે હા કે ના કહી નહિ.

"કેમ કશું બોલી નહિ?"

"શું બોલું? આજ બે મહિને ઘેર આવી છું તે શું લડવા માટે આવી હોઇશ?"

એમ કહીને પુનઃ મંદ હસી તેણે મંદારિકાની શંકાને ટાળવા યત્ન કર્યો.

▲ ▲

## પ્રકરણ ૨૫

▲

# તોફાન પછીની શાન્તિ

અપ્રિય સત્યને જે માણસ પચાવી શકે છે તેનામાં જરૂર અસાધારણ શક્તિ હોય છે. તે કેવળ સહનશીલતા નથી હોતી, મનોવિકારને જીતવા ઇચ્છતી આત્માભિમુખ વૃત્તિ હોય છે. અપ્રિય વસ્તુ જોઈને આંખ આડા કાન કરવાની પેઠે અપ્રિય સત્ય સાંભળતાં

તે ઉદ્વેગકર ન નીવડે તેટલા માટે જાણે તે સાંભળ્યું જ નથી એવો ભાવ ધારણ કરવો તે કરતાંય વિશેષ શક્તિમત્તા અપ્રિય સત્યને હૃદયમાં ઉતારી, પચાવી, તેના તારતમ્યના જ્ઞાનપૂર્વક આત્મસંશોધન કરવામાં રહેલી છે. તેથી ઊલટું અપ્રિય સત્યનો સ્વાદ હૃદયને કડવો લાગતાં સામાન્ય માણસની વૃત્તિ અનેક વિકારોથી ઘેરાઇ જાય છે. તે એ સત્યને અસત્ય માનવા અને તેનાં કારણો ઘડી કાઢવા બુદ્ધિને પ્રેરે છે, તે આત્માની વંચના કરવાને માર્ગે વળે છે, તે એ સત્ય ઉચ્ચારનારના જ દોષો શોધી કાઢવા મથે છે, અને તેનું ઘવાયલું સ્વમાન સામા માણસ પ્રત્યે શત્રુતા ધારણ કર્યા વિના રહેતું નથી.

સુસ્મિતાના અપ્રિય સત્યકથને સુવદનને એટલો ઉશ્કેરી મૂક્યો કે થોડા દિવસના અબોલાથી તેને ઘરમાં જે અસહ્ય સ્થિતિ લાગતી હતી તે હવે સહી લેવાનો નિશ્ચય કરવા જ તે પ્રેરાયો એ અબોલા અને વૈમનસ્યથી પોતે હવે થાકવાનો નથી, પણ સુસ્મિતા જ થાકે અને પોતા ઉપર તેણે મૂકેલા આરોપો માટે તે પોતાની માફી માંગે, ત્યારે જ પોતે તેની સાથે બોલશે એવો તેણે પોતાના મનમાં નિશ્ચય કર્યો.

સુસ્મિતાએ ઊંડા હૃદયનો ઊભરો જ સુવદન સામે કાઢ્યો હતો, એટલે તેનું હૃદય તો એ લડવાડ પછી કાંઇક હળવું બન્યું હતું. પોતે સ્વામીને જે કાંઈ કહ્યું હતું તે આકરું હતું એમ તો તે સમજતી હતી પરંતુ તે માટે તેને જરાએ પસ્તાવો થયો નહોતો. તે માનતી હતી કે એટલા સ્પષ્ટ વક્તૃત્વ પછી જ સુવદનને પોતાના અપરાધનો ખયાલ આવશે અને પુનઃ એવો અપરાધ નહિ કરવા માટે તે પ્રતિજ્ઞા લેશે; અથવાતો અપરાધનો ઇન્કાર કરવાની સ્વામીની ધીઠતા ઉપર એવા જ પ્રહારની જરૂર છે, તે વિના તેની સાન ઠેકાણે આવશે નહિ.

આમ બેઉનાં મન બે જુદી જુદી દિશામાં ગતિ કરતાં હતાં. તારિકા તો હવે આવતી જ નહિ. મંદારિકા કોઈ કોઈ વાર આવતી,

તેની જાણુમાં પોતાનો ગૃહકલહ આવે નહિ તે માટે સુસ્મિતા મથ્યા કરતી. મદનમોહનને એ કલહની ગંધ આવી હતી તેથી તે વધારે આવજા કરવાનું ટાળ્યા કરતો અને મંજુલા–મધુરી તો કોઈ જ વાર આવનારી સખીઓ હતી, એટલે એ દંપતીનું વૈમનસ્ય ખાસ પ્રચાર પામ્યું નહોતું. એ વૈમનસ્ય સુસ્મિતાને પક્ષે તાત્ત્વિક હતું અને સુવદનને પક્ષે વ્યૂહદૃષ્ટિનું હતું, એટલે વધુ અઠવાડિયું અને પખવાડિયું અબોલામાં વીતતાં સુવદન ડગમગવા લાગ્યો. પરિચયીઓ અને પડોશીઓ જાણે તેને છોડી ગયાં હતાં, ઘરમાં અબોલા ચાલતા હતા, બેબી–બાબાને રમાડવામાં અને કુતૂહલપૂર્વક નિરખવામાં તેને મળવો જોઈ તો આનંદ અળપાઈ ગયો હતો, વિનોદ તથા ઉલ્લાસ જાણે કેટલાય વખતથી જીવનમાંથી શોષાઈ ગયાં હોય એમ લાગતું હતું, અને પરિણામે તે અકળાતો હતો. મનની નષ્ટ થયેલી શાન્તિને તે શોધતો હતો. પત્ની અને બાળકોની વચ્ચે વસવા છતાં અનુભવવી પડતી એકલતાનો અંત આણવા તે મનમાં ને મનમાં ઝૂરતો હતો, પરન્તુ તેને કશો માર્ગ સૂઝતો નહોતો.

એ માનસિક અકળામણ ખૂબ જ અસહ્ય થઈ પડી એટલે પત્નીના શરણે જવાનો એક જ માર્ગ તેને દેખાયો. "સ્ત્રીની જાત હઠીલી હોય છે, ભલે તેની હઠ પૂરી થાય, પણ મારે તો મારી જવાબદારી સમજવી જ જોઈએ ને!" એમ મનને મનાવી તેણે એક રાત્રે શરણાગતિ સ્વીકારીને સુલેહની સફેદ ધ્વજા ફરકાવી!

"સુસ્મિતા! હવે આ કલહ ક્યાંસુધી લંબાવવો છે? આપણે ઘરમાં જીવતાં હોઈએ છતાં જાણે એક બીજાંને મન મૂએલાં જ હોઈએ એમ વર્તીએ છીએ, તે તને શોભે છે?" સુસ્મિતાની પથારી પર બેસતાં સુવદન બોલ્યો.

"પોતાને અણુશોભતું એવું આચરણ કરનાર બીજાને શોભતું આચરણ કરવાની શિખામણ ન આપે તો વધુ સારું." સુસ્મિતાએ શાંતિથી પણ આકરો ડામ ચોડ્યો.

“ તારે મને કેટલોક શરમાવવો છે? હવે તો માફ કર ! મારો અપરાધ મને કબૂલ છે, પણ ફરીથી એવો અપરાધ ન થાય તે માટે તો તું મને આ અકળામણમાંથી બચાવ ! ”

સ્વામીની એ શરણાગતિથી સુસ્મિતા પુલકિત ન થઇ. તેને સુવદનની દયા આવી. તેની આંખોમાં આંસુ ઊભરાયાં અને તે સ્વામીના હૃદય ઉપર માથું મૂકીને ખૂબ રડી. તેટલો વખત સુવદન ભારે હૈયે શાન્ત બેસી રહ્યો.

સુસ્મિતા કેટલીક વારે શાન્ત થઈ, સુવદને તેનાં આંસુ લૂછ્યાં અને પાણીનો પ્યાલો ભરી લાવીને તેને પાયો.

“ હવે તું સૂઇ જા. હુંય સૂઇ જઉં છું. મધરાત થઇ ગઈ છે.” સુવદને સૂચવ્યું.

“ પણ મારી એક વાત સાંભળી લો. ”

“ શું ? ”

“ મારે હવે અહીં રહેવું નથી. સૌની સાથે ઘેર જઇને રહેવું છે.”

“ એટલે હવે આ આપણું સ્વતંત્ર ઘર કાઢી નાંખવું છે એમ તું કહે છે ? ”

“ હા. ”

“ ત્યાં પાછી આપણી જૂની મુશ્કેલીઓ તાજી થશે તેનો તેં વિચાર કર્યો છે ? ”

“ હા, બધોય વિચાર કર્યો છે. ”

“ બીજો શો વિચાર કર્યો છે ? ”

“ કશો નહિ. ”

“ તને હજી મારા પર વિશ્વાસ નથી આવતો એમ હું ધારું છું.”

“ દૂધથી દાઝેલી હું છાશ ફૂંકીને પીઉં તો તેથી તમારે ખોટું ન લગાડવું. ”

સુવદન મંદ હસ્યો અને બોલ્યો: “ કશી ફીકર નહિ, મને તેથી

માઠું નહિ લાગે. તું કહે છે તો આપણે આ ઘર કાઢી નાંખીને શહેરને ઘેર રહેવા જઈશું, તેથી તો તને સંતોષ થશે ને ?"

"હા."

"બસ, તો તારી ઇચ્છા એ મારી ઇચ્છા. આવતા રવિવારે જ વાત."

હવે સુસ્મિતાને નિરાંત વળી. તેનો રોષ શમી ગયો. બીજે દિવસે સવારમાં તે સુવદનને પ્રફુલ્લિત દેખાઈ.

સુવદન પાછો શહેરને ઘેર રહેવા જાય છે એવું જાણતાં મદન-મોહને કટાક્ષસ્મિત કર્યું. મંદારિકાને આશ્ચર્ય અને ખેદ થયો, કારણકે સુસ્મિતાને ત્યાં આવતાં તેને જે આનંદ થતો તે હવે ખોવાઇ જવાનો હતો. મંજુલા–મધુરીને લાગ્યું કે પોતે એક સારું બેસવા ઠેકાણું ખોયું. બીજાં પાડોશીઓને ખાસ કશું લાગ્યું નહિ; એવાં તો ઘણુંય નવાં પડોશીઓ આવ્યાં અને ગયાં.

સુવદન ઘેર કહેવા ગયો કે રવિવારે પોતે પાછો ઘેર રહેવા આવવાનો છે, તેથી દામોદરદાસ અને વસંતબાને ખરેખરો આનંદ થયો, જોકે તેમને નવાઇ પણ લાગી. પિતાએ અને માતાએ ઘણી વાર પુત્રને ઘેર પાછા આવી રહેવા કહેલું છતાં તેણે તે વાત માની નહોતી, અને હવે તે પોતાની મેળે ઘેર આવી રહેવાનો હતો તે નવાઇભરેલું તો ખરું જ. તેમાં કાંઇક ભેદ હોવો જોઇએ એમ બેઉને લાગ્યું, પણ એ ભેદ પુત્ર અને પુત્રવધૂ ઘેર આવી ગયા પછી ધીરે ધીરે કળાશે એમ તેમણે માન્યું.

પણ ઘેર ગયા પછી સુસ્મિતા અને સુવદને ખરી વાત કોઇને જરાએ જાણવા દીધી નહિ.

વિજયાએ સુસ્મિતાને પૂછ્યું: "કાંઇ એકાએક ઘેર આવીને રહેવાનો વિચાર કરી નાંખ્યો ?"

સુસ્મિતાએ જવાબ આપ્યો: "ત્યારે શું કરીએ ? મારો વિચાર તો મૂળથી આવવાનો હતો પણ એ માનતા નહોતા. હવે તેમને

માનવું પડયું. નોકર મળે નહિ, બેઉ બાળકોને સાચવવાં, કાંઇ કાંઇ અડચણો ઊભી થયાં કરતી હતી, એટલે પછી એય મુંઝાયા અને પહેલાં નહોતા માનતા પણ હવે માન્યા."

"તમને હવે કેમ રહે છે?"

"ઠીક ઠીક."

"કહેતાં'તાં ને કે ત્યાંની ખુલ્લી હવાએ તમને બહુ ગુણ કર્યો છે?"

"પહેલાં એમ લાગતું'તું. ખુલ્લી હવાનો લાભ તો ખરો, પરન્તુ શહેર કરતાં ત્યાં બીજી ઘણી અડચણો વેઠવી પડે છે."

જેવા જવાબો વિજયાને સુસ્મિતાએ આપ્યા, તેવા જ જવાબો જ્યારે સુવદનને માતાએ પૂછ્યું ત્યારે તેણે પણ આપ્યા, એટલે એ મળતેમળતી વાત હેઠળ ખરું કારણ દબાઇ ગયું.

એક કવિએ કહ્યું છે કે પુત્ર ઉપર પિતાની પ્રીતિ દૈવી હોય છે, પરન્તુ પિતા–પુત્ર વચ્ચે આમન્યા તો રહ્યા જ કરે છે એટલે બેઉ હૃદયો એકરસ થતાં નથી. માતાનું વાત્સલ્ય પુત્ર ઉપર કેવું ઊભરાય છે! પરન્તુ પુત્ર માતા સમીપે હૈયાનાં દ્વાર ઉઘાડી શકતો નથી, ઉઘાડે તોપણ પૂરાં તો ન જ ઊઘડે. મિત્રનો સ્નેહ ભલે અપૂર્વ હોય, પણ ત્યાંય ઊંડા અંતરનો વિશ્વાસ બેસી શકતો નથી. એવા ક્ષારમય સંસારસમુદ્રમાં એક કુળવાન વધૂ જ મીઠી–સુધાસ્રવિની સરિતા હોય છે, જેના અંતર સાથે પુરુષનું અંતર એકરસ બની શકે છે. એ એકરસતાનો મર્મ તો વિસંવાદમાંય સંવાદ સાધી સંસારને ઉજ્જવલ બનાવતા દાંપત્યમાં જેવો સમજાય છે તેવો બીજે કયાંય સમજાતો નથી.



## પ્રકરણ ૨૬

## છૂપી કરજદારીનો સ્ફોટ

સુસ્મિતા અને સુવદન ઘેર આવીને રહ્યા પછી અઠવાડિયે સુસ્મિતાને સરનામે વડોદરાથી કમળાનો પત્ર આવ્યો.

"વહાલાં સુસ્મિતા ભાભી! કાલે મોટા મામાનો પત્ર આવ્યો ત્યારે જાણ્યું કે હવે તમે સોસાયટીનું ઘર સંકેલીને ઘેર આવી ગયાં છો અને તેથી મામા–મામીને સંતોષ થયો છે. સોસાયટીમાં બહુ હવા ખાઈ આવ્યાં અને ઘેર આવ્યાં ત્યારે બાબાને લેતાં આવ્યાં તે જાણીને મને બહુ–બહુ આનંદ થયો છે. બાબાને રમાડવા હું ત્યાં આવવાની છું, પણ હમણાં તો ઘેરથી નીકળવાનું બને તેમ નથી. મારી વતી બાબાને રમાડજો. સુવદનભાઈને કહેજો કે બાબાનું નામ હું પાડવાની છું અને તેનું નામ કઈ રાશિનું પાડવાનું છે તે મને જણાવે એટલે હું સરસમાં સરસ નામ શોધી રાખું. તમારા નણદોઈ કહે છે કે 'લાલ' અને 'ચંદ્ર' તો હવે ઘરડા થઈ ગયા છે, 'ઈશ' અને 'ઇંદ્ર'માં પણ કાંઈ નવીનતા રહી નથી–ઘેર ઘેર 'રમેશ'–'મહેશ' અને 'સુરેંદ્ર'–'મહેંદ્ર' હોવાના; પણ બાબાનું નામ તો એવું પાડવું કે જેને છેડે લાલ–ચંદ્ર–ઈશ કે ઇંદ્ર વળગેલા જ ન હોય. મનેય એમની વાત ગમે છે, એટલે એવું જ નામ હું શોધી કાઢવાની છું.

"બહેન મંગળા અહીં ખુશીમાં છે અને તેનો અભ્યાસ સારો ચાલે છે. તેને અહીં આનંદ પડે છે. પહેલાં તે બહુ ઓછું બોલતી તેથી તેના બનેવી કહેતા કે મંગળાના મ્હોંમાં જીભ જ નથી, પણ હવે તો તે એવી છૂટથી બોલે છે કે તેને એ કોઈ કોઈ વાર 'લંબ-જીભી' કહીને હસે છે. નિશાળમાં તે સારો નંબર રાખે છે, અભ્યાસ-માં હોશિયાર તથા મહેનતુ છે અને હમણાં તેમની નિશાળમાં થયેલા

મેળાવડામાં સંવાદમાં સરસ કામ કરવાથી તેને પાંચ રૂપિયાનાં પુસ્તકો ઈનામમાં પણ મળ્યાં છે. મંગળા આવી ડાહી અને હોશિયાર છે તેનો ખ્યાલ મને તો હવે જ આવ્યો.

“ભાભી ! હું તો તમારાથી નાની છું, એટલે તમને શિખામણ આપવા જોગ નથી, છતાં મારા મનમાં વારંવાર એક વાત આવ્યાં કરે છે તે આજસુધી મેં તમને લખી નથી, પણ અત્યારે લખ્યા વિના રહી શકતી નથી. તેથી માઠું ન લગાડશો અને મને માફ કરશો એવી આશા રાખું છું.

“તમે લાંબો વખત સોસાયટીમાં જુદું ઘર કરીને રહ્યાં તે ભલે, સુવદનભાઇનો પગાર વધ્યો છે તે આનંદની વાત, પરન્તુ તમારા ખર્ચાળપણાથી તમે કશું બચાવી શક્યાં નહિ અને મામા પૈસાની મૂંઝવણમાં આવી પડ્યા ત્યારે તમે કશો ટેકો કરી શક્યાં નહિ એ સારું કહેવાય નહિ. પછીથી સુવદનભાઇએ કોઈની પાસેથી ઉછીના લઈને પાંચસો રૂપિયા આપ્યા એ ખરું, પરન્તુ એ તો કરજ કર્યું કહેવાય, કાંઈ બચત કરી ન કહેવાય. સૌએ ઘરના ખર્ચમાં પોત-પોતાની મર્યાદા સમજીને રહેવું જોઇએ. તમે તો ઘણું ભણેલાં અને સમજુ છો. મોભા પ્રમાણે છતાં કરકસરથી ઘર કેવી રીતે ચલાવવું તે તમે સમજો છો, છતાં ભાઈનો દોઢસો રૂપિયાનો પગાર તમો બે જણના ઘરખર્ચમાં વપરાઈ જાય તો તે ખર્ચ વધુપડતું કહેવાય એમ મને લાગે છે. સુવદનભાઈ પોતે ખર્ચાળ હોય તો તમારે તેમને સમજાવીને મર્યાદામાં રહે તેમ કરવું જોઇએ. તમારું ભણતર મારા કરતાં ઘણું વધારે છે, પરંતુ ભણતરનો ઉપયોગ તો જીંદગીને ડાવકી રીતે ગાળવામાં કર્યો હોય તો જ તે સદુપયોગ કર્યો કહેવાય. હવે તમે ઘેર આવીને રહ્યાં છો એ તમે ડહાપણનું કામ કર્યું છે; એવું જ ડહાપણ ખર્ચની બાબતમાં ડાવકાઈથી વર્તીને બતાવશો તો તમે જે કાંઈ બચાવી શકશો તેથી કરેલું કરજ વાળી શકશો, નહિતો પછી આગળ જતાં હેરાન થશો. ખર્ચાળપણાની ટેવ બહુ

ખરાબ છે. આવક સારી હોય ત્યારે ટેવ પડી જાય છે અને આવક ઘટે છે ત્યારે એ ટેવ વસમી પડે છે. આવી બધી શિખામણ હું તમને આપું તે નાને મ્હોંએ મોટી વાત કરવા જેવું લેખાય ખરું, પરન્તુ મને તમારે માટે અને ભાઇને માટે મનમાં બહુ લાગી આવ્યું તેથી આટલું લખાઈ ગયું છે, તો વાતને સવળા અર્થમાં લઈને માઠું ન લગાડશો એવી આ નાની નણંદની અરજ છે.

"પાછો જવાબ લખશો અને બેબી તથા બાબાના ખુશખબર આપશો. મામા તથા મામીને મારી વતી નમસ્કાર કહેજો. તમને ઠીક લાગે તો જ મારો પત્ર મારા ભાઈને વંચાવજો, અને ઠીક ન લાગે તો ન વંચાવશો. લી. કમળાના પાયલાગણ. મારાં જેઠાણી જમનાબહેને તમને આશીર્વાદ લખવા કહ્યું છે."

કમળાનો પત્ર વાંચતાં સુસ્મિતાના મનમાં બીજું તો કશું થયું નહિ, પણ એક ચોટ વાગી: પતિએ કરેલા પાંચસો રૂપિયાના કરજની, જે વાત તેણે સુસ્મિતાને બિલકુલ કહી નહોતી.

સુસ્મિતા જાણતી હતી કે સોસાયટીના વસવાટ દર્મિયાન વધુ-પડતું ખર્ચ થતું અને બચત બિલકુલ થતી નહિ. સસરાજીને મોટું કરજ ભરવાનું હતું તેમાં પોતે પણ કાંઈ ટેકો કરવો જોઇતો હતો એ પણ તેની સમજ બહાર નહોતું. પરન્તુ પતિએ કરજ કરીને પાંચસો રૂપિયા આપ્યા તે તેને ગમ્યું નહિ; અને કરજ કોનું કર્યું હતું તે વાત સુવદને પોતાથી છુપાવી હતી તેથી સુસ્મિતાને માઠું લાગ્યું.

સોસાયટીમાંથી ઘેર રહેવા આવ્યા પછી સાંજે ઘરમાં સૌએ સાથે બેસી જમવાનો નિયમ સુવદન એક પણ દિવસ પાળી શકયો નહોતો. તેને રોજ બેંકમાંથી ઘેર આવતાં મોડું થતું. બેંકમાં કાંઈ નવું કામ નીકળ્યું હોવાને લીધે એકાઉન્ટ ખાતાના બે ત્રણ માણસોને મોડે સુધી રોકાવું પડતું તેમાંનો એક સુવદન હતો, એટલે તેને માટે ભાણું ઢાંકી રાખવામાં આવતું. આથી રાત્રે નવેક વાગતાં સુવદન જમીને પોતાના શય્યાખંડમાં આવ્યો ત્યારે સુસ્મિતાએ તેને

પહેલો જ એ પ્રશ્ન કર્યો : "બાપુજીને પેલા કેવળચંદનું કરજ ભરવા માટે તમે પાંચસો રૂપિયા આપેલા ?"

સુવદનને જરા ચમકીને જવાબ આપ્યો: "હા."

"પણ તમે મને એ વાત બીલકુલ કહેલી નહિ."

સુવદન હસ્યો: "નહોતી કહી, જોકે વહેલી મોડી કહેવાની હતી જ. તમારો બૈરાંનો જીવ એવો હોય છે કે તમે એવું સાંભળીને જીવ બાળ્યાં કરો."

"એમાં જીવ બાળવા જેવું કશું જ નહોતું. બાપુજી મૂંઝવણમાં હોય ત્યારે તમે તમારાથી બનતું કરો એમાં હું જીવ શામાટે બાળું ? પરન્તુ તમે તો એમ કહેતા હતા કે કશી બચત થતી નથી, તો પછી એ પાંચસો રૂપિયા કેવી રીતે કાઢ્યા ?"

"કોઈની પાસેથી લીધા."

"વ્યાજે લીધા ?"

"ના, ઉછીના."

"કોની પાસેથી લીધા ?"

"તારિકા પાસેથી." સુવદને એમ કહી નાંખીને એ ઊલટ-તપાસમાંથી જાણે છૂટકારો મેળવ્યો.

તારિકાનું નામ સાંભળીને સુસ્મિતા ઉપર જાણે વિજળી પડી.

સ્વામીએ અપરાધ કબૂલ રાખ્યો, ફરીથી એ માર્ગે નહિ જવાનું વચન આપ્યું, પોતાની ઇચ્છા મુજબ ત્યાંનું ઘર કાઢી નાંખ્યું, પોતાની ક્ષમા માંગી, એ બધું કર્યાં છતાં આ વાત છુપાવી, એથી સુસ્મિતાને રોષ ચડે એ સ્વાભાવિક હતું. પરન્તુ તેનો રોષ તો એક ઊંડી વેદના હેઠળ દટાઈ રહ્યો હતો.

તારિકાએ સુવદન ઉપર અનેક પ્રકારનો જાદૂ ચલાવ્યો હતો એ અત્યારે સુસ્મિતાના ધ્યાનમાં આવતું હતું. એ જાદૂની અસર હેઠળથી સુવદન મુક્ત થયો હોય તો તે આ વાત પોતાથી છુપાવે કેમ ?

આ વિચાર અને તેમાંથી ઊઠતી પ્રશ્નપરંપરામાં સુસ્મિતા

એટલી ગોટવાઇ ગઇ કે તેનાથી ન ઊંઘી શકાયું કે ન સુવદનને કાંઈ વધુ પૂછવાની તે ઇચ્છા કરી શકી. પહેલાં તેને જેવો રોષ ચડયો હતો તેવા રોષ ઉપરાંત બળતા હૃદયની વેદનાથી તે બિછાનામાં પડી તરફડવા લાગી.

સુવદન પોતાના બિછાનામાં પડયો પડયો પત્નીનો એ તરફડાટ જોઈ રહ્યો હતો. તેને લાગતું હતું કે આટલી વાત સુસ્મિતાથી છુપાવી રાખવામાં પોતે ભૂલ કરી હતી. તેથી તેનું ઈર્ષ્યાળુ મન વહેમાઈ જશે એવો તેને પહેલાં ખયાલ જ આવ્યો નહિ, નહિતો અપરાધની કબૂલાતની સાથે આટલી વાત પણ કહી નાંખી હોત તો કશું વધુ બગડી જવાનું નહોતું.

પરન્તુ એ તો હવે થયું તે થઈ ગયું. સુસ્મિતાનો રોષ તાજો હતો ત્યાંસુધી એ સંબંધે તેની સાથે વધુ વાત કરવી એ તેને ઠીક લાગ્યું નહિ. સુસ્મિતા કશું બોલી નહિ એટલે તે પણ મૂગો મૂગો બિછાનામાં પડી રહ્યો અને કેટલીક વારે ઊંઘી પણ ગયો. પરન્તુ સુસ્મિતાને નિદ્રા ન આવી.

સવારે સુવદને ઊઠતાં વાંત જોયું કે સુસ્મિતાના વદન પર અપ્રસન્નતા છવાઇ ગએલી છે. બેઉ બાળકો હજી ઊંઘતાં હતાં તેમને શાલમાં સારી રીતે લપેટીને સુસ્મિતા શય્યાખંડની બહાર મૂગી મૂગી જતી હતી, તે વખતે સુવદન બોલ્યો: “સુસ્મી! આજે તને બરાબર ઊંઘ આવી લાગતી નથી. તારિકાનું મેં કરજ કર્યું છે તેથી તારું મન પાછું ઉશ્કેરાયું હોય એમ લાગે છે...”

“ના...તમે કરજ કર્યું પણ તે આજસુધી છૂપું રાખ્યું તે મને નથી ગમ્યું...”

“પણ ઘરનાં બીજાં બધાં તો જાણે જ છે કે મેં કરજ કરીને પાંચસો રૂપિયા આપ્યા છે.”

“પણ એ કરજ તારિકાનું તમે કરેલું તે તો અત્યારસુધી કોઈ જ જાણતું નહોતું ને!”

"એવું કોઈને કહેવાની મને જરૂર ન લાગી. સાચું કહું? મારા મનમાં એમ હતું કે મહીને પચાસ–પચાસ રૂપિયા હું બચાવીશ અને તે એ કરજમાં ભરી દઈશ એટલે દસેક માસમાં બધાંની જાણ બહાર જ કરજ પતી જશે...પણ મેં ધાર્યું હતું તેથી ઊલટું જ બધું બન્યું. તારી સુવાવડ અંગે અને બીજા ખર્ચમાં પુષ્કળ પૈસા ખર્ચાઈ ગયા એટલે એ કરજ જેમનું તેમ ઊભું રહ્યું...હવે આપણે અહીં આવ્યાં છીએ એટલે ખર્ચાળપણામાંથી ઊગર્યાં છીએ. હવે તો હું દર માસે પચાસ રૂપિયા જરૂર ભરવાનો." સુવદને ખુલાસાવાર વાત કહી.

સુવદનના એ કથન ઉપર એક પણ ઉદ્‌ગાર કાઢ્યા વિના સુસ્મિતા ખંડની બહાર ચાલી ગઈ. પોતે આટલી સ્પષ્ટતાથી વાત કહી તોપણ સુસ્મિતાનો રોષ જરાએ નરમ પડ્યો નહિ અને તે કશું બોલી નહિ તે જોઈને સુવદનને પત્ની ઉપર ગુસ્સો ચડ્યો પણ તે પ્રકટ કરવાનો અત્યારે સમય નહોતો. જમીને તે બેંકમાં ચાલ્યો ગયો.

સુસ્મિતા મનમાં અકળાઈ રહી હતી. તારિકાનું કરજ સુવદનના માથા પર ઊભું રહે, દર માસે સુવદન તારિકાને પચાસ રૂપિયા આપવા જાય અને એ નિમિત્તે બેઉનો મિલનસંબંધ ચાલુ રહે તે સુસ્મિતાને મહાભય પ્રસંગ રૂપ લાગતું હતું.

બપોર પછી ગૃહકાર્યમાંથી નિવૃત્ત થઈને તે પોતાના શય્યા-ખંડમાં આવીને જરા સૂતી, પણ તેને ચેન પડ્યું નહિ. તે ઇચ્છતી હતી કે કોઈ પણ નિમિત્તે તારિકા અને સુવદનનો મિલનસંબંધ બંધ પડવો જ જોઈએ. એ પાંચસો રૂપિયાનું કરજ એકી સાથે જ પતાવી દઈ શકાય તો એને ઊંબરે ચડવાની સુવદનને જરાય જરૂર રહે નહિ. પણ એવડી રકમ લાવવી ક્યાંથી?

છેવટે એક તર્ક તેની મદદે દોડી આવ્યો અને તે ઊઠી. કબાટ-માંથી તેણે ચાર સોનાની બંગડીઓ કાઢી અને એક રૂમાલમાં વીંટાળીને કબજાના ગજવામાં મૂકી. તેણે ઘડિયાળમાં જોયું : ચાર

વાગ્યા હતા. સાડી બદલાવીને બાબાને તેડીને બહાર નીકળતાં તેણે સાસુને કહ્યું: "બા, હું જરા મારા બાપુને મળવા જઉં છું. કલાક–દોઢ કલાકમાં આવીશ, બેબી રમે છે તેને જોતાં રહેજો."

અને તે ઘેરથી નીકળીને સીધી ચાલી માણેકચોક તરફ–ચોકસી બજારમાં.

## પ્રકરણ ૨૭

## સામટી પતાવટ માટે

માણેકચોકમાં અને તેની આસપાસ સોના–ચાંદીના દાગીના વેચનાર તથા લેનારની ઘણી દુકાનો છે પણ સુસ્મિતા ફક્ત એક જ વાર એવી એક દુકાને પતિની સાથે ગઈ હતી. તે સુસ્મિતાની વર્ષગાંઠનો દિવસ હતો, લગ્ન પછીની તેની એ પહેલી જ વર્ષગાંઠ હતી, સુવદન પત્નીને પ્રસન્ન કરવા કાંઈ ભેટ આપવા ઇચ્છતો હતો અને તેથી તે તેને દાગીનાની એક દુકાન પર ભેટની વસ્તુ પસંદ કરવાને પોતાની સાથે લઈ ગયો હતો. સુવદને તે વખતે સુસ્મિતાને સોનાની બે સુંદર પીનો ખરીદી આપી હતી.

પરન્તુ એ તાજા પ્રેમનાં પૂર હવે તો વહી ગયાં હતાં, અને આજે સુસ્મિતા એકલી એવી કોઈ દુકાને પોતાની બંગડીઓ વેચવા નીકળી હતી. જે દુકાનેથી તેણે પીનો ખરીદી હતી તે દુકાને તે પહેલી ગઈ. દુકાનદાર સમજ્યો કે એ બાઈને કાંઈ વસ્તુ ખરીદવી છે, એટલે તેણે સામા આવીને પૂછ્યું: "શું જોઈએ છે બહેન?"

દુકાનમાં બે ઘરાકો આજુબાજુના શોકેસમાં મૂકેલા દાગીના જોતા હતા, તેમની પુરુષ–સ્વાભાવિક દૃષ્ટિ એ યુવતી તરફ આકર્ષાઈ. સુસ્મિતાએ તેમની પોતા તરફ વળેલી દૃષ્ટિ જોઈ. તેને અત્યંત ક્ષોભ થયો અને તેનાથી બોલી શકાયું નહિ.

એક હાથે તેણે બાબાને તેડચો હતો, બીજે હાથે તેણે ગભરાતાં ગભરાતાં પોતાના ગજવામાંથી રૂમાલેવીંટી બંગડીઓ કાઢીને દુકાનદારના હાથમાં મૂકી. સુસ્મિતાનો ક્ષોભ અને ધ્રૂજતા હાથ દુકાનદારથી અણદીઠ રહ્યા નહિ. તેણે બંગડીઓ હાથમાં લીધી પણ તેની દૃષ્ટિ સુસ્મિતા ભણી તાકેલી જ રહી અને પછી બંગડીઓ જોઇને ધીરેથી પૂછ્યું: " આને બદલે તમને બીજી બંગડીઓ જોઇએ છે ? "

સુસ્મિતાએ વગર બોલ્યે ડોકું હલાવી ના સૂચવી.

" તો શું તમારે એ વેચી નાંખવી છે ? "

સુસ્મિતાએ ડોકું ધુણાવ્યું.

દુકાનદારે કહ્યું: " અમે સોનું વેચાતું રાખતા નથી, પણ જુના દાગીના બદલીને નવા આપીએ છીએ અને વધઘટ લઈએ-દઇએ છીએ. "

એમ કહી દુકાનદારે બંગડીઓને રૂમાલમાં લપેટી સુસ્મિતાને પાછી આપી. સુસ્મિતાએ બંગડીઓને પાછી ગજવામાં મૂકી અને તુરત તે દુકાન પરથી ઊતરી ગઈ. તેને આખે શરીરે પરસેવો વળી ગયો.

તે માની શકી નહિ કે સોનાના દાગીના વેચનારાઓ સોનાના જુના દાગીના ખરીદતા ન હોય. દુકાનદારને પોતા પર કાંઈ શંકા ઊપજી હશે અને તેથી તેણે ભળતું જ બહાનું કાઢીને બંગડીઓ ખરીદવાની ના કહી હોવી જોઇએ, એમ તેને લાગ્યું. એ બંગડીઓ ચોરીની હોય અથવા તો ઘરનાં મોટેરાંઓથી છૂપી રીતે એક જુવાન બાઇ બંગડીઓ વેચી નાંખે તો પાછળથી કાંઈ આપદા ઊભી થાય એવી શંકાથી જ દુકાનદારે એ સોદો સ્વીકારવાની ના કહી હોય એ તેને સ્વાભાવિક લાગ્યું.

સુસ્મિતા આગળ વધીને ચોકસીઓની હારબંધ દુકાનોની પાસેથી ધીરેધીરે પસાર થવા લાગી. તે એકેએક દુકાન ઉપર નજર નાંખતી જતી હતી. દરેક દુકાનદાર કાંઇ ને કાંઈ કામમાં પડેલો દેખાતો હતો. નાનીશી દુકાન હોય, દુકાનના બે ત્રણ માણસો હોય અને બેત્રણ ઘરાકો

ઊભાં કે બેઠાં હોય, ત્યાં પુરુષ ઘરાકોની પાસે જઇને ઊભું રહેલું સ્રીઘરાક ભાત પાડનારું બની જાય, સૌનું ધ્યાન પોતા ભણી ખેંચાય, એ વસ્તુસ્થિતિ જોઇને તેને સંકોચ થવા લાગ્યો. એક વાર બધી દુકાનો પાસેથી ફરી વળ્યા છતાં તે એકકે દુકાન પાસે થોભી શકી નહિ.

પરન્તુ બંગડીઓ વેચી નાંખીને તારિકાનું કરજ ભરી દઈ એ કરજના દબાણમાંથી પતિને છોડાવ્યા વિના કોઇ રીતે ચાલી શકે નહોતું. તેણે બીજો ફેરો આરંભ્યો, વેરાઈ જતી હિંમતને એકઠી કરી અને એક દુકાનમાં બે જણુ બેઠા હતા ત્યાં તે થોભી. બેઉ દુકાનદારો જ હતા, કોઈ ઘરાક નહોતું, એટલે થોભતાં જ તેણે પૂછ્યું: "સોનાની બંગડીઓ રાખશો?"

"બતાવો જોઇએ."

એ પ્રશ્ને તેની હિંમત વધારી અને તુરત તેણે બંગડીઓ દુકાનદારના હાથમાં મૂકી. દુકાનદારે જોયું કે પંદરેક તોલાની બંગડીઓ હતી અને બહુ વપરાયલી નહોતી. કસોટીના પત્થર પર એક બંગડી કસી જોઈને તેણે પૂછ્યું: "શો ભાવ લેશો?"

"તમે શો ભાવ આપશો તે કહો."

"એમ ન બને. પહેલાં તમે ભાવ કહો."

"સોનાનો ભાવ તો તોલાના છત્રીસ છે ને?"

"હા, પણ આમાં તો ત્રાંબું ભળેલું હોય, ઝાળણ હોય એટલે ચોખ્ખા સોનાનો ભાવ જ ઊપજે."

"તે હું સમજું છું. પણ શું ઓછું આપશો તે કહો."

"ત્રીશ રૂપિયે આપશો?"

"એ કાંઈ નાંખી દેવાનો માલ નથી. ચોત્રીસનો ભાવ આપવો હોય તો તોળી લો."

"તો બત્રીશ આવશે."

"એ તો બહુ ઓછું થાય. તેત્રીસ આપજો."

"જાઓ, સાડીબત્રીસ આપીશ. બીજામાં તો અમે ઝાળણનો

અર્ધો તોલો કાપી લઈએ, આ તો મેં તે કાપ્યા વિનાનો સીધો ભાવ કહ્યો છે."

"ભલે, તોળી લો." સુસ્મિતાએ એ ભાવ સ્વીકારી લીધો. વધુ દુકાનો પર ભટકવા જવાની ધીરજ તે રાખી શકે તેમ નહોતું.

"પણ તમારે ઓળખાણ આપવી પડશે બહેન!"

"મારું નામ–ઠામ લખી લો. હું કાંઇ ચોર માણસ નથી."

દુકાનદાર જરા શરમાઈને બોલ્યો: "તમારા જેવા માણસને હું ચોર કેમ માનું? પણ બાઈ માણસની સાથે કામ પાડવાનું..."

"હા, બાઈ માણસને બંગડીઓ વેચવા નીકળવું પડે તેનું કાંઈ કારણ પણ હોય; પણ તેથી તમારે ગભરાવાની જરૂર નથી...લખો સુસ્મિતા સુવદન પરીખ..."

"સુવદનભાઈ..."

"એ મારા ઘરવાળા થાય. તેમના પિતાનું નામ લખવું હોય તો લખો દામોદરદાસ. રાયપુરમાં અમારું ઘર છે."

"બસ, એટલું બસ છે. હવે બંગડીઓનો તોલ કરાવવા તમે કાંટા પર મારા માણસની સાથે જઇ શકો છો."

"મારે જવું નથી. તમે જ ચીઠી કરાવી લાવો."

સુસ્મિતા ઊભી જ રહી અને ચોકસીનો ગુમાસ્તો ચીઠી કરાવવા ગયો. દુકાનદારે બેસવા આગ્રહ કર્યો પણ તે બેઠી નહિ. બેસવાથી રસ્તે જતા સેંકડો લોકોની દૃષ્ટિનો વિષય બનવું પડે અને તે એ દૃષ્ટિપાતોમાંથી બચવા માંગતી હતી એટલે દુકાન ભણી મોઢું રાખીને બાબાને તેડીને એમ ને એમ ઊભી જ રહી. ગુમાસ્તો તોલની ચીઠી કરાવી લાવ્યો, દુકાનદારે હિસાબ ગણ્યો અને સુસ્મિતાના હાથમાં તોલની તથા હિસાબની ચીઠી સાથે તેણે ૪૯૬ રૂપિયા મૂક્યા.

એ રીતે સુસ્મિતા મૂંઝવણનો અર્ધો માર્ગ તો વટાવી ગઇ, પણ એટલામાં સાંઝ પડી ગઇ. એક દુકાન પરની ઘડિયાળમાં તેણે

જોયું કે સાડા છ વાગી ગયા હતા. પરન્તુ બીજે અર્ધો માર્ગ વટાવ્યે જ હવે તેનો છૂટકો હતો.

માણેકચોકમાંથી તેણે ભાડાની ગાડી લીધી અને તે ચાલી તાપીદાસના બંગલા તરફ. તારિકાને પાંચસો રૂપિયા આપવાના હતા; બંગડીના રૂપિયા પાંચસોથી ચાર ઓછા ઊપજ્યા હતા, પરંતુ ઘેરથી નીકળતાં તેણે દસ રૂપિયાની નોટ ગજવામાં સાથે લીધી હતી, એટલે પાંચસો પૂરા કરવામાં વાંધો આવે તેમ નહોતું.

ગાડીમાં બેઠાં બેઠાં તેને કાંઇ કાંઇ વિચારો થયા. ઘણે વખતે આજે અને છેલ્લી જ વાર તેને તારિકાનું મ્હોં જોવા જવું પડતું હતું. એ મ્હોં ઉપર ધૃષ્ટતા હશે, ક્ષોભ હશે કે લજ્જા હશે તેનો નિશ્ચય તે કરી શકતી નહોતી.

તારિકા કઇ માટીની ઘડાયલી હતી તે હવે સુસ્મિતા બરાબર જાણી ગઇ હતી. તારિકા તે દિવસે લોહીઆળે હાથે પકડાઇ હતી ત્યારપછી તેણે પોતાને ઘેર પગ મૂકયો નહોતો, મ્હોં પણ બતાવ્યું નહોતું, તે ઉપરથી સુસ્મિતા માનતી હતી કે આજે પોતે તારિકાને ક્ષુબ્ધ, લજ્જિત કે ગભરાયેલી જોશે; પરન્તુ તે સાથે તેને એમ પણ લાગતું કે કદાચ એ નઠોર અને હિંમતબાજ યુવતી ધૃષ્ટ સ્વરૂપે પણ પોતાની નજરે પડે !

ગમે તેમ, પણ હવે કોઇને ફરીથી તેનું મ્હોં જોવાનો પ્રસંગ જ ન આવે એવું તે ઇચ્છતી હતી. તેટલા માટે તો મહીને–મહીને પચાસ રૂપિયાનો હપ્તો ભરવા ઇચ્છતા સુવદનની જાણ બહાર પાંચસો રૂપિયાનું કરજ એકી સાથે પતાવી દેવા પોતે જતી હતી.

તારિકા સાથે કશી વધુ વાતચીત કરવા તે ઇચ્છતી નહોતી. તેણે મનમાં ગોઠવી રાખ્યું કે પોતે સીધી જઇને તારિકા સમીપે ઊભી રહેશે, તારિકા પોતાની કે બાબાની કુશળતા પૂછે તોય પોતે તેનો કશો જવાબ નહિ આપે અને મૂગી મૂગી તેના હાથમાં પાંચસો

રૂપિયા મૂકી દેશે. તેય મનમાં બધું સમજી જઇને પહોંચની ચીઠી લખી આપે તો ભલે, નહિતો પોતે પહોંચ માંગવાપૂરતી તેની સાથે બોલશે: " પાંચસો રૂપિયાની પહોંચ લખી આપ." અને પછી તેણે લખી આપેલી પહોંચ લઇને વધુ એક અક્ષર પણ બોલ્યા વિના બંગલામાંથી પોતે સીધી ચાલી નીકળશે.

ગાડી બંગલા પર પહોંચી એટલે તેણે ગાડીવાળાને કહ્યું: " હું પાંચ–દસ મિનિટમાં જ પાછી રાયપુર જવા માંગું છું, ત્યાંસુધી તું થોભીશ? બેઉ વખતના થઇને ત્રણ રૂપિયા આપીશ. "

" ભલે. " ગાડીવાળાએ એ માંગણી માન્ય રાખી.

સુસ્મિતા ગાડીમાંથી બાબાને લઇને નીચે ઊતરી. બંગલા ભણી નજર જતાં અને તારિકાના ઓરડાની બારીઓ ખુલ્લી છે એવું ધ્યાનમાં આવતાં તેનું હૃદય ધડકવા લાગ્યું. તેના હૃદયમાં કશો ભય નહોતો, પરન્તુ પ્રસંગની આસાધારણતાએ ઊપજાવેલો ક્ષોભ હતો.

તે બંગલામાં પેઠી અને આજુબાજુ જોયા વિના તારિકાના ખંડ તરફ વળી, કે તુરત જ ચાકર આવ્યો અને બોલ્યો: " તારિકા બહેન નથી, બહાર ફરવા ગયાં છે. "

સુસ્મિતા વિચારમાં પડી ગઈ. તારિકા આવે ત્યાંસુધી બેસવું? કોણ જાણે તે કયારેય આવે, અને હવે રાત પડવાને બહુ વાર નહોતી. ઘેર જતાં મોડું થાય તો...

તેણે ચાકરને પૂછયું: " પિતાજી તો છે ને? "

" હા, એમના ઓરડામાં બેઠા છે. "

તુરત સુસ્મિતા તાપીદાસની બેઠકના ખંડ તરફ વળી.

 

# પ્રકરણ ૨૮

## ત્રિભેટો

ખંડમાં સહેજ અંધારું પથરાયું હતું. તાપીદાસ એક આરામ-ખુરશીમાં પડ્યા હતા. તેમણે પગરવ સાંભળીને નજર દોડાવતાં પ્રશ્ન કર્યો: "કોણ છે?"

તુરત સુસ્મિતાએ સ્વીચ દબાવીને દીવો કરતાં જવાબ આપ્યો: "તાપીદાસ કાકા! એ તો હું સુસ્મિતા."

"સુસ્મિતા?" તાપીદાસે હવે તેને ઓળખી અને આગળ કહ્યું: "તું તો તારિકાને મળવા આવી હશે, પરન્તુ તે તો બહાર ફરવા ગઈ છે."

"હા, મને ચાકરે એ જ કહ્યું."

"બેસ ને, હવે તે પાછી ફરતી હશે; આવતાં વાર નહિ થાય." તાપીદાસે કહ્યું.

"ના, કાકા! હું થોભી શકું તેમ નથી. સાંઝ પડી ગઈ છે અને બહાર ગાડી રાહ જોતી ઊભી છે. મને તારિકાનું થોડું કામ હતું, પણ તે કામ આપથી પતી જાય તેવું છે."

"શું કામ છે?"

"મારે તારિકાને પાંચસો રૂપિયા આપવાના હતા, તે આપ જ લઈ લો એટલે ચાલશે."

તાપીદાસે ચમકીને પૂછ્યું: "પાંચસો રૂપિયા?"

"હા, તારિકા પાસેથી એમણે થોડા મહિના પહેલાં ઉછીના લીધેલા, તે હું પાછા આપવા આવી છું."

"સુવદને લીધેલા? ખરેખર?"

"હા! પૈસા હાથમાં આવ્યા એટલે મારા મનમાં થયું કે હું આપી આવું, નકામું કરજ માથે શાને રાખવું?"

" સુસ્મિતા ! તું જરા બેસ, મારી વાત સાંભળ..."

" મને મોડું થાય છે કાકા, તમે આ રૂપિયા તો લઈ લો. " એમ કહેતાં સુસ્મિતાએ નોટો તાપીદાસની સામે ધરી.

તાપીદાસે નોટો લઈને ગણ્યા વિના જ બંડીના ગજવામાં મૂકતાં સુસ્મિતાને બેસવા ફરીથી આગ્રહ કર્યો અને તેને બેસવું પડયું.

" જો સુસ્મિતા ! તારિકા તારી બહેનપણી છે, માટે તેને સમજાવ કે હવે તે પરણવાની હા કહે..."

" મને માફ કરો, મારાથી તેને નહિ કહી શકાય. "

" સુવદન જેવો જવાબ આપે છે તેવો જ તું જવાબ આપે છે ! મારું કહ્યું તે ગણકારતી તો નથી, પણ પૂરું સાંભળતીય નથી. આ પાંચસો રૂપિયા તેણે સુવદનને આપેલા તે વાત પણ હું આજે પહેલી જ વાર તારી પાસેથી સાંભળું છું. "

સુસ્મિતા કમકમી ગઈ પણ તે કશું બોલી નહિ.

" સુસ્મિતા ! આ રૂપિયા સુવદનને બદલે તું કેમ આપવા આવી ?"

સુસ્મિતાને પાછાં ફરવાની ઉતાવળ હતી અને આ ડોસાની નકામી લપ્પન-છપ્પનનો તેને કંટાળો આવતો હતો એટલે તેણે વાતને ટૂંકેથી વાળવા જવાબ આપ્યો: " હું આ બાજુએ આવવાની હતી તેથી સાથેસાથે આ કામ પતાવવાનું ધારેલું. "

તાપીદાસ હસીને બોલ્યા: " તું તો એવી વાત કરે છે કે જાણે પાંચ માઇલ દૂરથી આ બાજુએ આવી ચડી હોય ! "

" અમે હવે સોસાયટીમાં નથી રહેતાં, શહેરમાં રહેવા ગયાં છીએ. "

" ક્યારથી વળી ? "

" દસેક દિવસ થયા. "

એમ કહેતાં જ સુસ્મિતા જવા માટે ઊભી થઈ. એટલામાં બંગલાના કંપાઉન્ડમાંથી તારિકાની બૂમ સંભળાઈ: " અરે ભટજી ! બે કપ ચાહ મૂકજો ! "

"હવે જરા થોભી જા !" તાપીદાસ બોલ્યા: "તારિકા આવી ગઈ છે..."

પણ સુસ્મિતાની ઇચ્છા રોકાવાની નહોતી. તેણે દ્વાર ભણી ડગલાં ભર્યાં, એટલામાં તારિકા બંગલાના પ્રવેશદ્વારમાં દેખાઇ; તેની પાછળ સુવદન પગથિયાં ચડતો હતો.

ત્રણેને મન એ કલ્પનાતીત પરિસ્થિતિ હતી.

સુસ્મિતાને સ્વપ્ન પણ નહોતું કે સુવદન બેંકમાંથી છૂટીને પહેલાં તારિકાની સાથે ફરવા જતો હશે :અને તે જ કારણથી તે રોજ મોડો ઘેર આવતો હશે ! અપરાધ કબૂલીને પારાવાર પશ્ચાત્તાપ કર્યા પછી પણ સુવદને તારિકાનો સંગ છોડ્યા નહોતો એ સુસ્મિતાના હૃદય ઉપર તીવ્ર આઘાત કરનારા પ્રત્યક્ષ સમાચાર હતા.

સુવદનને પણ સ્વપ્નેય લાગતું નહોતું કે પોતાની ચાલુ રહેલી ચોરી-છૂપી આ રીતે સુસ્મિતાને હાથે જ પકડાઈ જશે ! તારિકાને ત્યાં સુસ્મિતાનું આગમન તે કલ્પી શક્યો જ નહોતો, પરન્તુ એ કલ્પનાતીત વસ્તુ અત્યારે ખરેખરે બની ગઈ હતી.

જ્યાંસુધી સુસ્મિતા અને સુવદન સોસાયટીમાં જ રહેતાં હતાં ત્યાંસુધી સુવદનની પોતાને ત્યાંની આવજા સુસ્મિતાની જાણમાં આવવાનો સંભવ તારિકાને દેખાતો હતો, પરન્તુ હવે તો એવો સંભવ જ નહોતો...અને તે દિવસના બનાવ પછી તો સુસ્મિતા પોતાનું મ્હોં જોવાય ઇચ્છતી નહોતી તો પછી તે પોતાને ઘેર તો આવે જ શાની, એવી તારિકાની પાકી માન્યતા હતી. અત્યારે સુસ્મિતા શામાટે આવી હશે તેનું કારણ પણ તે કલ્પી શકતી નહોતી. છતાં તે આવી હતી, તેના મ્હોં પર સાક્ષાત્ ચંડી ચડી બેઠી હતી, તેના ઓઠ ક્રોધથી કંપતા હતા, તેની આંખોમાંથી અગ્નિ-કણો ઝરતાં હતાં, એ તારિકાને પ્રત્યક્ષ દેખાતું હતું.

ત્રણે જણાં એકબીજાનાં હૃદયની વાણીને પામી ગયાં, પરન્તુ એ વાણીને છુપાવી શકે એવી મુખની વાણી તત્ક્ષણ તો એકકે ઓઠ-

માંથી સ્ફુરી શકી નહિ.

માત્ર એક જ ક્ષણમાં એક વદન ઉપર લોહી ધસી આવવાથી તે લાલચોળ થઇ ગયું, બીજા વદન પર જાણે મેશ ચોપડાઈ ગઇ હોય તેમ તે કાળું થઈ ગયું, ત્રીજા વદન પરથી જાણે લોહી ફટકી ગયું હોય તેમ તે ઊજળું પૂણી જેવું થઇ ગયું!

તાપીદાસ ખુરશીમાંથી ઊઠીને લચકાતે પગે આવીને બોલ્યા: "સુસ્મિતા! હવે જાય છે શામાટે? તારિકા આવી છે ને!"

સુસ્મિતા બેભાન બની ગઈ હોત, પરંતુ તેના હાથમાં બાબો હતો, તેને છાતી સાથે ગાઢ દાબી રાખીને, પરાણે સભાન રહેવાનો પ્રયત્ન કરીને તે પગ ઉપર માંડમાંડ ઊભી રહી શકી, પણ તેને પરસેવો વળી ગયો.

અને તે થોભી નહિ. આગળ ડગલાં ભરતાં તેણે તાપીદાસને જવાબ આપ્યો: "કામ પતી ગયું છે એટલે હવે હું તો જઇશ..."

અને તે પોતાનાં ચંપલ શોધવા પણ ન રહી. તે જાણે પગથિયાં ભણી દોડી અને ખુલ્લે પગે તડતડ કરતી ઊતરીને ગાડીમાં બેસી ગઈ.

ગાડીવાળાએ કહ્યું: "બહેન! તમે તો બહુ વાર કરી."

"ટક ટક ન કરીશ, રૂપિયો વધુ આપીશ..."

અને ગાડી ચાલતી થઇ. તારિકાના ખંડની અર્ધખુલ્લી બારીમાંથી બે મોઢાં એ દોડતી ગાડી ભણી સચિંત દૃષ્ટિએ તાકી જ રહ્યાં.

ગાડી દૃષ્ટિની બહાર ગઇ એટલે તારિકા બોલી: "ભૂંડી થઇ સુવદન! એક વાર ફરીથી આપણે..."

સુવદને બેપરવાઈ દાખવી: "ભલેને તે મને અહીં જોઇ ગઈ! એમાં ડરવાનું શું છે?"

"પણ તે જરૂર તારી સાથે ઝઘડો કરવાની."

"તે હું જોઇ લઇશ."

સુવદનના ઉશ્કેરાયલા વદન ભણી તારિકા ઉલ્લસિત આંખે

ક્ષણભર તાકી રહી અને પછી બોલી: " પણ તે અહીં આવી'તી શામાટે ? તારી પાછળ તે જાસૂસી કરવા તો નહિ આવી હોય ?"

" શી ખબર ! ઘેર જતાં મોડું થાય છે એટલે કદાચ તેને વહેમ પડ્યો હોય..."

" રહે, બાપુજીને પૂછી જોઉં...તેમની સાથે તેણે કાંઇ વાત-ચીત કરી હશે. "

તારિકા તુરત ઊઠીને પિતા પાસે ગઇ અને બે મિનિટમાં પાછી ફરીને તેણે સુવદનને ખબર આપી કે સુસ્મિતા પાંચસો રૂપિયા આપી ગઇ છે.

સુવદન ચમકી ગયો. ગઈ રાત્રે જ તેણે તારિકાના કરજની વાત સુસ્મિતાને કહી હતી અને આજે તો એકદમ એ કરજ પતા-વવા તે આવી ગઇ ! તે વિચારમાં પડી ગયો. સુસ્મિતા એટલા રૂપિયા કોની પાસેથી લાવી હશે, પિતાજીને તો તેણે કાંઇ નહિ કહ્યું હોય, એવી એવી શંકાઓથી તેનું મન ઘેરાવા લાગ્યું.

તારિકા પણ આ બનાવથી ચિંતામાં પડી ગઇ. હવે તેને સમ-જાતું હતું કે સુસ્મિતાને સુવદન ઉપર પહેલાં તો કશો વહેમ નહિ હોય, પરંતુ તે રૂપિયા આપવા જ આવી હશે અને અચાનક આ ત્રિભેટો થઇ જવા પામ્યો.

એ વખતે ભટજીએ આવીને ચાહના બે પ્યાલા મેજ પર મૂક્યા. તારિકાએ એક પ્યાલો ઊંચકીને સુવદનના હાથમાં આપતાં કહ્યું : " તેં મારી પાસેથી ઉછીના લીધેલા રૂપિયાની વાત સુસ્મિતાને કહી હોવી જોઈએ. "

" પહેલાં તો મેં તેને કશું જ કહેલું નહિ, પણ તેણે જાણ્યું કે મેં કોઈનું કરજ કર્યું છે એટલે તેણે પૂછ્યું અને મેં કહ્યું. પણ એથી શું થઇ ગયું ? હું ડરતો નથી. "

" મારા મનમાં થાય છે કે મેં તને ચાહ પીવા માટે બંગલામાં ખેંચી આણ્યો ન હોત તો જ ઠીક હતું. તું તેની નજરે પડ્યો ન

હોત તો કશો વાંધો ન હતો."

સુવદન તો બંગલામાં આવવા ઇચ્છતો નહોતો પણ તારિકાએ જ તેને આગ્રહ કરીને ચાહ પીવા માટે રોકયો હતો, અને તેમાંથી આ નાજૂક પરિસ્થિતિ ઊભી થઈ ગઇ; આથી તારિકાને પસ્તાવો થવા લાગ્યો. તેના વદન ઉપર ખિન્નતા પ્રસરી ગઈ.

તાત્કાલિક ઉશ્કેરાટ જરા થાળે પડ્યો એટલે સુવદનના ચહેરા પર પણ ખિન્નતા દૃષ્ટિગોચર થવા લાગી. ચાહ પીતાં પીતાં બેઉ ઊંડા વિચારમાં પડી ગયાં.

ચાહપાન પૂરું થયું એટલે સુવદન ઊઠયો: "હવે હું જઇશ."

"ભલે, પણ મને ચિંતા થાય છે. કાલે કયારે મળીશ?"

"સાંજે."

"પણ તે પહેલાં દિવસે મને કોઇ રીતે ખબર આપે તો મને નિરાંત થાય."

"એમાં ચિંતા કરવા જેવું શું છે?"

"કદાચ સુસ્મિતા કંઈ આડું વેતરી નાંખે..."

"કશું બનવાનું નથી..."

"તો હું બપોરે બેંકમાં તને મળવા આવીશ."

સુવદન ફિક્કું હસ્યો અને બોલ્યો: "એટલી બધી અધીરાઈ?"

"હા!"

"તો બપોરે કયાંકથી મને બેંકમાં ટેલીફોન કરજે. તારે આવવાની કશી જરૂર નથી."

"ભલે, તેમ કરીશ."

અને સુવદન ચાલતો થયો.

 

# પ્રકરણ ૨૯

## સુસ્મિતાના હૈયાની આગ

સુવદન સુસ્મિતાને હાથે બીજી વાર પકડાઈ ગયો. એક વખત તે ઓચિંતો જ પકડાયો હતો. પહેલી વખત તો તેણે સુસ્મિતાને પોતાના અપરાધની કબૂલાત કરીને શાન્ત કરી હતી, પરન્તુ આ વખતે એવા કોઇ ઉપાયથી સુસ્મિતા શાન્ત થઈ શકે તેમ સુવદન માનતો નહોતો. પત્નીની લાગણીવશતાને તે પિછાણતો હતો. તે જાણતો હતો કે સુસ્મિતા કોઈ વાર ઉદાર થઈ શકે તેવી છે પણ તેને ફોસલાવી શકાય તેવી તે સરલ નથી. પહેલી વાર તેની ઉદારતાનો ઉદ્રેક થઇ શકયો હતો, પણ આ વખતે ?

તેણે બહુબહુ કલ્પનાઓ કરી જોઈ, પરન્તુ કોઈ કલ્પનામાં તે નિશ્ચિત થઈ શકયો નહિ. સુસ્મિતા પોતાને શું પૂછશે તેની ગણતરી તેણે કરી જોઇ, પોતે કેવા જવાબો આપશે તેનો વિચાર કરતાં તેણે પોતાના મનમાં અનેક પ્રકારની પ્રશ્નોત્તરીઓ ગોઠવી જોઇ, પરન્તુ છેવટે તે થાકી ગયો. ચિંતા અને મૂંઝવણુથી તે અકળાઇ ગયો. ચોમેરથી ધસી આવનારાં આક્રમણોમાંથી છટકવાને માટે કોઇ બુદ્ધિયુક્ત ઉપાય માણસને જડતો નથી ત્યારે તેની છેલ્લી છટકબારી બને છે: "પડશે તેવા દેવાશે!" છેવટે એ જ વિચાર કરતો તે ઘેર પહોંચ્યો.

"તું રોજ ને રોજ આટલું મોડું કેમ કરે છે સુવદન?" માતાએ પૂછ્યું.

સુવદન ચમકયો. સુસ્મિતાએ ભંડો ફોડી નાંખ્યો તો નહિ હોય એવી તેને શંકા ઉપજી, છતાં તેણે તો નિર્દોષ ભાવ દાખવતાં જ જવાબ આપ્યો: "આવતા સોમવારથી હવે મોડું નહિ થાય." જાણે તેને બેંકના કામમાં જ મોડું થતું હોય!

માતાએ કશું વધુ ન કહ્યું એટલે તેને નિરાંત વળી. સુસ્મિતાએ ઘરમાં કોઇને કહી દીધું નથી એમ તે સમજી શકયો.

જમી લઇને તેણે છજામાં આમ–તેમ આંટા માર્યા, અને પછી તે શય્યાખંડમાં દાખલ થયો. સુસ્મિતા જાણે તેની ખબર લઈ નાંખવાને જ સજ્જ થઈને બેઠી હોય તેમ તે મેજ પાસેની ખુરશીમાં બેઠી હતી.

જાણે આજ સાંજનું પ્રકરણ મામૂલી હોય, જરાય ગંભીર ન હોય, તેવો દેખાવ કરવાને સુવદને આવતાં વાંત સુસ્મિતાને પૂછ્યું: "તાપીદાસ કાકા કહેતા હતા કે તું તેમને પાંચસો રૂપિયા આપવાને ગઇ હતી, પણ તે રૂપિયા તારિકાને આપવાના હતા."

"તારિકા નહોતી, એટલે મેં તેના બાપને રૂપિયા આપ્યા, એમાં ખોટું શું કર્યું?"

સુસ્મિતાના સ્વરમાં ઉશ્કેરાટ હતો, સુવદન તે કળી ગયો; પણ તેણે તો શાંતિ ને સરળતાને જ પકડી રાખી: "ખોટું કશું જ નહિ; તારિકાએ મને રૂપિયા આપ્યા હતા તે કાંઈ તાપીદાસ કાકાની જાણ બહાર નહોતું."

"જૂઠું ન બોલો! તાપીદાસ કાકા બિલકુલ જાણતા નહોતા એમ તેમણે મને પોતાને મ્હોંએ કહ્યું છે."

"તો પછી એ વાત તારિકા જાણે; તારિકા તો એમ કહેતી હતી કે પોતે પોતાના પિતા પાસેથી લઈને એ રૂપિયા મને આપ્યા હતા."

"પિતાની પાસેથી લીધા હોય પણ તે તમને પિતાની જાણ બહાર આપ્યા હોય એવું ન બને?" સુસ્મિતાએ પ્રશ્ન કર્યો.

"બનેય ખરું. પણ તું એકી સાથે પાંચસો રૂપિયા કયાંથી લાવી?"

"તેનું તમારે શું કામ?"

"મારે કશું કામ નહિ? મારા પરનું કરજ તેં આટલી ઝડપથી પતાવ્યું તે તારો ઉપકાર, પરન્તુ એ રૂપિયા તું કયાંથી લાવી તે શું

મારે જાણવું ન જોઈએ ?"

"હું નહોતી જાણતી કે તમે રૂપિયા ક્યાંથી લાવ્યા હતા, તો પછી તમે કયા અધિકારે રૂપિયા લાવવાનું મારું 'સોર્સ' (સાધન) જાણવા માંગો છો ?"

"છેવટે તો મેં મારું સાધન તને કહ્યું'તું જ કે નહિ? તો તારે પણ તારું સાધન કહેવું જોઈએ. અધિકાર તો મારો ને તારો સમાન છે; મારો કાંઈ વિશેષ અધિકાર હોય એમ હું કહેતો નથી."

"તો માની લો કે જેમ તમે તમારા એક સ્ત્રી મિત્રનું કરજ કર્યું હતું, તેમ મેં મારા કોઈ પુરુષ મિત્રનું કરજ કર્યું હોય !"

"એમ ?"

સુસ્મિતા સામે સુવદને તીવ્ર દૃષ્ટિ કરી. સુસ્મિતાના વદન પર તેને ખુમારી દેખાઈ. તેને મન તો થયું કે પોતે એકદમ ધસી જઈને સુસ્મિતાને તમાચો લગાવી દે, પરન્તુ તેણે ગમ ખાધી, અને માત્ર કહ્યું: "હું જાણું છું કે તારે ઝગડો કરવો છે."

"મારે ઝગડો કરવો નથી, પણ પતિ પોતાની પત્નીને રિબાવીને કેવી રીતે મારી નાંખે છે તેનો અનુભવ કરવો છે."

સુસ્મિતાના એ કથનને સુવદને કૃત્રિમ હાસ્યમાં ઉડાવી દીધું અને કહ્યું: "જા જા, તું તો બેવકૂફ છે !"

"અને તમે સમજદાર છો, એટલે સોસાયટીમાંથી ઘર કઢાવી નાંખ્યા છતાં રોજ તારિકા પાસે જાઓ છો, ખરું ને? મને છેતરવા માટે તમે ઘેર આવીને રહ્યા છો, પણ તમારું મન તો ત્યાં જ ભટકે છે કે નહિ ?"

"અરે, જરા મળવા.."

"છાના રહો ! તમારી સમજદારીથી મને વધુ બેવકૂફ ન બનાવો ! એક વાર ભૂલ થઈ જવાનું બહાનું બતાવતા હતા, આજે જરા મળવા જવાનું બહાનું બતાવવા તૈયાર થતાં શરમાતા નથી ?" સુસ્મિતાએ ડામ ચોડયો.

"હું શામાટે શરમાઉં?" સુવદન પાછો ઉશ્કેરાતો બોલ્યો: "શરમાવા જેવું હીણું કામ મેં શું કર્યું છે?"

"કશું જ નહિ!! તમારી ધૃષ્ટતાની ય કાંઈ હદ છે? તમારી પેઠે હું કોઇ પુરુષ મિત્રની સાથે પુરાઇને બેસું ત્યારે જ તમને ખબર પડે ને કે હીણું શું ને સારું શું?!"

પુનઃ સુવદન ગમ ખાઈ ગયો ને કશું ન બોલ્યો.

એ ચુપકી ય સુસ્મિતાને માટે અસહ્ય હતી. તેનું હૈયું ભડભડ બળતું હતું, મગજમાં અંગારા ભર્યા હતા, જીભ કરવતશી બની ગઈ હતી.

"કહો, બોલો, તમારી નફટાઇ એ માર્ગે હજી ક્યાંસુધી આગળ વધવાની છે?"

"છેલ્લી હદ સુધી...તારિકાને પરણવા સુધી...બોલ, હવે તારે કાંઇ જાણવું છે?" સુવદને આવેશમાં બોલી નાંખ્યું.

અને એ જ શબ્દો સુસ્મિતાનું મ્હોં સીવી લેનારા બન્યા. તેનું હૈયું બેસી ગયું. સુવદન આમ છેલ્લે પાટલે જઇ બેસશે તેની તેને કલ્પના નહોતી.

ક્ષણભર તેને લાગ્યું કે પોતાના શબ્દાઘાતનો એ પ્રત્યાઘાત હશે અને તે પોકળ હશે. તે અંતરથી ઇચ્છી રહી કે એ પોકળ પ્રત્યાઘાત હોય, પણ તે જાણવું કઇ રીતે?

તે થોડી વાર ઊંડા વિચારમાં મૂગી બેસી રહી. સુવદન બેપરવાઇથી મૂગોમૂગો સૂઇ ગયો, એટલે સુસ્મિતા પણ પોતાના બિછાનામાં સૂઇ ગઇ. સુવદન મધરાત સુધી જાગતો હતો પણ પછી તે ઊંઘી ગએલો જણાયો. સુસ્મિતાને ઊંઘ ન આવી. અનેક સંકલ્પ-વિકલ્પોએ તેના મસ્તિષ્કમાં ભાવિ સંકટનાં વાદળાં જમાવ્યાં હતાં. એ વાદળાં ગર્જતાં હતાં અને સુસ્મિતા ધ્રૂજી જતી હતી. સવારમાં તેણે બિછાનું છોડ્યું ત્યારે તેનું માથું ચડેલું હતું.

રાત્રિના તુમુલ યુદ્ધ પછી સુવદનને કાંઇ વિચાર આવ્યો હોય

અને તેને પરિણામે તે પોતાને સાંત્વન આપવાની ચેષ્ટા કરે એવું સુસ્મિતા ઇચ્છતી હતી, પરન્તુ સુવદને એવી કશી જ ચેષ્ટા ન કરી. તે એક શબ્દ પણ બોલ્યા વિના શય્યાખંડ છોડી ગયો. સુસ્મિતા વિચારવિવશ સ્થિતિમાં ઘરકામે વળગી.

તેને હવે લાગતું હતું કે તારિકાની મોહનીએ ગજબ કામ કર્યું હોવું જોઇએ, નહિતો સુવદન તારિકાને પરણવાની વાત પ્રકટ ઉચ્ચારી શકે નહિ. માતા–પિતાની હયાતીમાં એક ઊછરતા યુવાનની પેઠે પોતાનો પતિ પોતા ઉપર શોકય લાવવાનો વિચાર પણ કેમ કરી શકે? અને તારિકા જેવી ગ્રેજ્યુએટ છોકરી પોતાની સખીના પગ કાપવા તૈયાર થઇ શકે ખરી?...તારિકા એવી હતી કે તે શું ન કરે, એ જ પ્રશ્ન હતો; પરન્તુ સુવદન તો એવું કદાપિ ન કરે, તેણે પોતાને ધમકી આપવાને જ એવા શબ્દો ઉચ્ચાર્યા હોવા જોઇએ, એમ સુસ્મિતાને રહીરહીને ય લાગતું હતું...પરંતુ જો તેમ હોય તો, નવ વાગ્યા, સાડાનવ વાગ્યા, દસ વાગ્યા, સુવદન જમીને બેંકમાં જવા તૈયાર થયો, ત્યાંસુધી તેણે સુસ્મિતાને એમ કેમ ન કહ્યું કે 'હું તો પેલી વાત અમસ્થી કહેતો હતો, રખે કોઇને કહેતી?'

સુવદન કશું ય ન કહેતાં ચાલ્યો ગયો અને સુસ્મિતા બનનારા ભયંકર બનાવોની કલ્પનાએ ચડી.

ભણેલાઓ, સુધરેલા અને સંસ્કારી તરીકે ઓળખાતાઓ એક જીવતી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી પરણેલા હોવાના બનાવોનું સુસ્મિતા જાણતી હતી. જુના જમાનાના પુરુષો તો સંતાનને અભાવે બીજી સ્ત્રી પરણતા હતા, પરન્તુ આજના ભણેલાઓ તો કેવળ વિલાસને માટે જ એક જીવતી સ્ત્રી ઉપર બીજી સ્ત્રી પરણે છે. અને એ પરણનારીઓ પણ ભણેલી, કોઈ તો કોલેજ સુધી પહોંચેલી અને ગ્રેજ્યુએટ થએલી પણ હોય છે! એક સ્ત્રી જ પોતાની બહેનની છાતી ઉપર પગ મૂકીને તેને ખૂંદે છે, પછી સ્ત્રીને ખૂંદનારા અને તેને શોષી રહેલા પુરુષવર્ગનો શો વાંક?

જુવાનો પણ સમાજની, કુટુંબની કે જીવતાં વડીલોની પરવા કર્યા વિના ઘેરથી છટકી જઈને પોતાની મેળે બહારગામમાં લગ્ન કરી નાંખે છે અને થોડે વખતે ઘેર આવે છે; ઘરનાં માણસો ધીરેધીરે તેના દુષ્કર્મને પચાવીને ઠંડાં પડે છે, સમાજ બે દિવસ વાતો કરીને બેસી રહે છે, સંતાન પરની મમતાથી વડીલોને એ દુઃખ કોઠે પડી જાય છે અને હિંદુ લગ્ન તો એક વાર થયું તે થયું, તે કાંઈ થોડું તૂટે છે?

અને બીજી બધી રીતે શાણો પણ તારિકાને જોતાં જ ગાંડો બની જતો સુવદન એવું કરે ખરો? સુસ્મિતા કાંઇ નિર્ણય કરી શકતી નહોતી. સુવદનનો સ્વભાવ સાહસી નહોતો, પરન્તુ હમણાં હમણાં તેણે જે દુઃસાહસો કરવા માંડ્યાં હતાં તે સુસ્મિતાએ નજરોનજર જોયાં હતાં અને ન બોલવા જેવા શબ્દો તેણે પતિના મુખમાંથી નીકળેલા ગઇ રાત્રે જ સાંભળ્યા હતા. એ તારિકાના સંગની અસર હતી. એની સોબતથી સુવદને ભયંકર અનાચાર આદર્યો હતો અને ભવિષ્યમાં એના જ વ્યક્તિત્વની અસર હેઠળ અવિચારી જુવાનિયાઓની પેઠે એ બે બાળકોનો પિતા પણ તારિકાને લઇને ઘરમાંથી નાસી જાય એ શું બનવાજોગ નહોતું? એ પ્રચ્છન્ન મનોભાવ જ તેણે એ ઉશ્કેરાટની પળોમાં બોલી નાંખ્યો નહોતો?

સુસ્મિતાને એ બધી વાત સાસુ-સસરાની જાણમાં લાવવાની એક ઝાંખી ઇચ્છા ઉત્પન્ન થઇ પણ તુરત જ તે શમી ગઇ. કોઇ જાતની ખાતરી વિના એવી ભયંકર વાત વડીલોને જણાવવાની હિંમત તે ચલાવી શકી નહિ. પતિને બદનામ કરવો તે પોતે પણ બદનામ થવા બરાબર હતું, સુધરી જવાની સંભાવના હોય તે વખતે પતિને બદનામ કરવો તે તેને ઉશ્કેરી મૂકીને નઠોર બનવાને માર્ગે વાળવા બરાબર હતું, એમ સમજનારી સુસ્મિતાથી એ સાહસ થઈ શક્યું નહિ.

ડહેલીના મેડા ઉપર તેમનો શય્યાખંડ હતો એટલે રાત્રે બેઉ વચ્ચે ચાલેલી તકરાર ઘરનાં કોઇ માણસોના જાણવામાં આવી ન હતી. કોઇ એ વાત નહોતું જાણતું એ સુસ્મિતાને ગમ્યું.

હાલતી ચાલતી પૂતળીની પેઠે જ તેણે આખો દિવસ ઘરકામ કર્યું, બાળકોને ન્હવડાવ્યાં, કપડાં ધોયાં, બપોરે જરા આરામ લીધો પણ ઊંઘ ન આવી. સાંજ પડી, રાત પડી, સુવદન રોજની પેઠે મોડો જ આવ્યો, જમ્યો, સૂઇ ગયો અને એક શબ્દ પણ ન બોલ્યો. તેના મ્હોં પર સુસ્મિતાએ મૂર્તિમંત તુચ્છકાર નિહાળ્યો.

સવારમાં જ્યારે સુવદન શય્યાખંડ છોડી જતો હતો ત્યારે સુસ્મિતાએ કહ્યું: "જરા ઊભા રહો, મારે તમારી સાથે થોડી વાત કરવી છે."

"બોલ, શું છે ?"

"હું તમારી અને તારિકાની વચ્ચે વિઘ્નરૂપ બનવા ઇચ્છતી નથી, તેથી આજથી પિયર જઇને રહેવાની છું."

"ભલે !" કહેતો સુવદન ચાલ્યો ગયો.

સુસ્મિતા તો એ બેપરવા જવાબ સાંભળીને સડક થઈ ગઈ.

▲ ▲

## પ્રકરણ ૩૦

▲

## વડીલો કંકાસનું કારણ જાણવા મથે છે

ઘર છોડીને પિયર જઇ રહેવાની માંગણી સુસ્મિતાએ જ કરી હતી. પરન્તુ તેનો જે જવાબ સુવદને વાળ્યો હતો તે ઉપરથી સુસ્મિતાના મન ઉપર એવી જ અસર થઇ કે જાણે પતિ પોતાને ઘરમાંથી હાંકી કાઢે છે. કોઇ વાર આટલી બેપરવાઇ ન દાખવનાર પતિનું એ વર્તન પોતા પરના કોઇ ભયંકર સંકટની આગાહીરૂપ હોય એમ જ સુસ્મિતાને લાગ્યું.

તેનું હૃદય ચિરાઇ જતું હતું, પગ પાણીપાણી થતા હતા, શિયાળાની ઋતુ હોવા છતાં શરીરે પ્રસ્વેદ વળતો હતો, બાબો રડતો

હતો પણ તેના કાન જાણે બહેરા બની ગયા હતા. તે પાછી સૂઇ ગઇ અને ખૂબ રડી. કેટલીય વાર સુધી તે શય્યાખંડ છોડી શકી નહિ.

રોજ કરતાં મોડી તે ઘરકામમાં વળગી પણ કામમાં તેનું ચિત્ત નહોતું. સાસુ, ફોઈ કે બીજાં કોઇની સાથે વાતચીત કર્યા વિના મૂગીમૂગી તે યંત્રવત્ ફરતી હતી અને કામ કરતી હતી.

બપોર થયા અને ઘરકામમાંથી તે પરવારી ત્યારે તેણે બેબી તથા બાબાને લઇને પિયર જવા સાસુની રજા માંગી. વસંતબા સમજ્યાં કે તે સાંજે પાછી આવશે એટલે કશી ચોખવટ વિના તેમણે રજા આપી. વસંતબાએ પૂછ્યું હોત તોપણ સુસ્મિતા ભળતું જ બહાનું કાઢત, પરન્તુ તે પોતાના હૃદયનો ચીરો ખુલ્લો કરીને બતાવત નહિ. ફાટેલાં હૃદય ફરી સંધાવાની આશા રાખતાં સમજદાર દંપતી એવી સ્થિતિ નથી ઊભી થવા દેતાં કે જેથી ચિરાયલાં હૃદય જીવનભર લોહીઝરતાં જ રહે અને પુનઃ સંધાવા પામે નહિ.

બે–ત્રણ દિવસ થયા એટલે વસંતબાએ દેવેન્દ્રને સુસ્મિતા કેમ નથી આવી તેની ખબર કાઢવા મોકલ્યો. દેવેન્દ્રે આવી ખબર આપી કે "ભાભી તો માંદાં પડી ગયાં છે."

અઠવાડિયું થયું એટલે વસંતબા સુસ્મિતાની તબિયત જોવા ગયાં. તેમણે જોયું કે સુસ્મિતા બિછાનાવશ તો નહોતી પણ અઠવાડિયામાં તેનું શરીર ખૂબ શોષાઇ ગયું હતું.

"કોની દવા ચાલે છે?" વસંતબાએ પૂછ્યું.

"કોઈની નહિ. હું તો દવા પી–પીને કંટાળી ગઇ છું."

"પણ શરીરે સુખ ન હોય તો કાંઈ દવા વિના ચાલે? ત્યાં આવો તો ત્યાં દવા કરીએ."

"મારે તો દવા પીવી નથી." માંદગીથી જાણે ખૂબ કંટાળી ગઇ હોય તેમ સુસ્મિતા બોલી.

"મને લાગે છે કે તમને સોસાયટીની ખુલ્લી હવા માફક આવેલી અને શહેરની હવાને લીધે તમને ઠીક રહેતું નથી, ખરું?"

"ના, એવું કાંઇ નથી."

"તો પછી ઘેર આવ્યાને પૂરા પંદર દિવસ થયા નહિ ને એકદમ શરીર આવું કેમ થઈ ગયું ? સુવાવડમાંથી નાહી ઊઠ્યાં ત્યારે ય આવું ફિક્કું શરીર નહોતું. એટલા માટે જ હું કહું છું કે ભલે વધુ ખર્ચ થાય, પણ તમારી ઇચ્છા હોય તો સોસાયટીની ખુલ્લી હવામાં ખુશીથી રહેવા જાઓ."

"ના બા, ના! મારે તો સોસાયટીમાં જવું નથી, ને કયાંય જવું નથી. રહેતે રહેતે આરામ આવી જશે." સુસ્મિતાએ હૃદયમાં ઊભરાયલો ડૂમો બાળાત્કારે દાબી રાખીને જવાબ આપ્યો.

વસંતબાને લાગ્યું કે ભોજાઇના ઊપજણવાળા પિયરમાં સુસ્મિતાનાં દવા–દારુ કરવાની કાળજી કોઈ રાખશે નહિ; એટલે એક વાર તેમણે દામોદરદાસના એક સ્નેહી ડાકટર વિનોદરાયને સુસ્મિતાનું શરીર તપાસવા તેને પિયર મોકલ્યા. સુસ્મિતાની મનોવ્યથાએ શરીરની સામાન્ય નબળાઈ વધારી હતી અને એ નબળાઈએ તેના જૂના શારીરિક દર્દને–કમરના દુખાવાને પણ ફરી ચાલુ કર્યો હતો. ડાકટરે પીવાની અને ચોળવાની દવા આપવા માંડી.

પાંચ–સાત દિવસ પછી ફરી વસંતબા સુસ્મિતાની તબિયત જોવા ગયાં અને તે નવાઇ પામ્યાં કે શરીર સુધર્યું નહોતું પણ ઊલટું વધારે નબળું જણાતું હતું. તેમણે મમતાથી પૂછ્યું: "ડાકટર દવા આપે છે તે પીઓ છો તો ખરાં ને?"

સુસ્મિતા ફિક્કું હસીને બોલી: "એમ કેમ પૂછો છો? દવા પીઉં છું અને કમર ને બરડામાં ચોળવાની દવા ચોળુંછુંય ખરી."

"તો મને જરાય ફેર કેમ દેખાતો નથી? હું તો કહું છું કે તમે ઘેર ચાલો, આમ ને આમ શરીર વધુ નંખાઈ જશે તો..."

સાસુની એ લાગણીનો ટકોરો થતાં તેનું હૈયું પીગળીને આંખો વાટે વહેવા લાગ્યું. વસંતબાને નવાઈ લાગી. તે જ વખતે તેમના

અનુભવવૃદ્ધ મનને લાગ્યું કે સુસ્મિતા કાંઈ માનસિક દુઃખ ભોગવી રહી છે.

થોડી વારે સુસ્મિતા શાંત થઈ એટલે વસંતબાએ પૂછ્યું: “ વહુ ! તમને દુઃખ શું છે ? કાંઈ મનના દુઃખથી જ તમારું શરીર સુકાતું જતું હોય તેમ લાગે છે. ”

સુસ્મિતા આંખો લૂછતી દૃષ્ટિને નીચી જ ઢાળી રહી. તે સાસુના વદન ભણી જોઈ શકી નહિ. એ વદન પરની મમતાની રેખાઓ જોઈને કદાચ હૈયું વધુ પીગળી જશે, પોતાથી બોલાઈ જશે, એવો તેને ભય રહેતો હતો; અને તે પોતાના હૈયાનું દુઃખ હૈયામાં જ સમાવી દેવા ઇચ્છતી હતી, કોઈને કશું કહેવા ઇચ્છતી નહોતી.

સુસ્મિતાએ કશો જવાબ ન આપ્યો એટલે વસંતબાએ ફરીથી પૂછ્યું. ત્રીજી વાર પૂછ્યું. સુસ્મિતાએ માત્ર કહ્યું: “ બા, મને માફ કરો, મારે કશું કહેવું નથી. ”

“ તમને સુવદને કાંઈ કહ્યું છે ? તમારાથી કાંઈ ભૂલ થઈ ગઈ છે અને તે માટે તમને તેણે ઠપકો આપ્યો છે ? ઘરમાં તો તમને બીજા કોઈએ કાંઈ કર્યું હોય એમ બને નહિ. જુઓ વહુ ! હું તમારી મા છું, મારી પાસે દિલ ખોલવાનો વાંધો ન હોય. ”

સુસ્મિતાની આંખોમાં ફરીથી આંસુ ચમક્યાં, પણ તે કશું બોલી નહિ.

વસંતબા નિસાસો નાંખીને ઊઠ્યાં. સુવદનને પૂછ્યા વિના આ ભેદનો પતો નહિ લાગે એમ હવે તેમના મનમાં આવ્યું.

રાત્રે સુવદન જમ્યા પછી એકાન્તમાં વસંતબાએ તેને પૂછ્યું: “ સુસ્મિતા માંદી છે તેની તને ખબર છે ને ? ”

“ હા, ખબર છે. ”

“ પણ કોઈ વાર તું તેની તબિયત જોવા ગયો જણાતો નથી. ”

“ જઈશ ફુરસદે. ”

“ આમ રોષમાં કેમ બોલે છે ? એને પણ તારા પર કોઈ કારણે રોષ ચડ્યા હોય એમ લાગે છે. આ કંકાસનું કારણ શું છે ? ”

"પૂછી જોજોને એને, તે કહેશે."

"તે કહેતી નથી એટલે તો તને પૂછું છું. મેં ઘણુંય પૂછ્યું, પણ આંખમાં આંસુ આણ્યા વિના તેણે કશો જવાબ આપ્યો નહિ અને ઉપરથી કહ્યું કે મારે કશું કહેવું નથી. તમારા કંકાસની અસર જ તેના શરીર પર થઈ છે હોં!" માતાએ પુત્રને સમજાવીને તેની પાસેથી જવાબ કઢાવવા યત્ન કર્યો.

સુવદન બોલ્યો: "અમારા કંકાસમાં તમે વચ્ચે ન પડો એ જ સારી વાત છે, બા!"

"હું તો કાંઈ વચ્ચે ન પડું, પરન્તુ એ કંકાસને પરિણામે કોઈનું શરીર શોષાય ત્યારે હું ન બોલું તો બીજું કોણ બોલે? ડાકટરની દવા છતાં સુસ્મિતાનું શરીર બગડતું જ જાય છે એટલે મને ચિંતા થઈ અને મેં તને પૂછ્યું. તેં એને કાંઈ વસમું લાગે તેવું કહ્યું હશે."

"મેં તો એવું કાંઈ કહ્યું નથી, પણ તેનો સ્વભાવ બળતરિયો છે, એમાં હું શું કરું?"

"હું શું કરું એમ કેમ બોલે છે? તુંય કેવો છે કે પંદર દિવસથી તેની ખબર કાઢવા ગયો નથી!"

"જઈશ."

"જઈશ એમ નહિ. પણ જઈને તેના મનને શાંત કરી આપણે ઘેર તેડી લાવ."

"ત્યારે તમે કેમ તેડી ન લાવ્યાં?"

"આવે તો તેડી લાવું ને? ન આવ્યાં ત્યારે તો વિનોદરાય ડાકટરને ત્યાં મોકલીને દવા શરુ કરાવી. ડાકટર પણ કહે છે કે વજન ઘટતું જાય છે."

સુવદન કશું ન બોલ્યો એટલે વસંતબાએ ફરી કહ્યું: "મેં કહ્યું તે તેં સાંભળ્યું?"

"હા, સાંભળ્યું, પણ હું કહીશ તોય નહિ આવે."

"તેનું કારણ શું?"

"કારણુ તમે જાણુતાં નથી એટલે મને તમે ધકેલવા માગો છો." સુવદન વધુ ગંભીર બનીને આગળ બોલ્યોઃ "વાત એમ છે કે મેં ઘરમાં પેલા પાંચસો રૂપિયા આપેલા, તે કરજ કરીને આપેલા તે તો તમે બધાં જાણો છો. તેને મેં પહેલાં એ કહેલું નહિ. એ રૂપિયા મેં તાપીદાસ કાકાના ઉછીના લીધેલા, એ તમે કોઈ નથી જાણુતાં પણુ એ વાત મેં તેને પાછળથી કહી છે. આથી તેને ખૂબ ગુસ્સો ચડેલો. બીજે દિવસે તે પાંચસો રૂપિયા ત્યાં જઈને આપી આવી અને રૂપિયા કયાંથી લાવી તે મેં પૂછ્યું તો જવાબ આપવાની વાત જ નહિ!"

વસંતબા આ સાંભળીને વિચારમાં પડી ગયાં. પાંચસો રૂપિયા જેવી રકમ સુસ્મિતા કયાંથી લાવી હશે એ તેમને મન એક ગંભીર કોયડો બની ગયો. પિયરમાં તો તેને પચીસ રૂપિયાય કોઈ આપે તેમ નહોતું અને બીજા કોઈ તેનાં સગાં-ઓળખીતાં એવાં ન નહોતાં કે જે તેને એવડી મોટી રકમ કાઢી આપે.

થોડી વાર વિચાર કરીને વસંતબાએ કહ્યું: "તું શું માને છે એ પાંચસો રૂપિયાની બાબતમાં?"

"જો બા! સ્ત્રી પોતે સંતોષકારક ખુલાસો ન કરે ત્યાંસુધી પતિને બધા પ્રકારની શંકાઓ કરવાનો અધિકાર છે." એમ બોલતાં સુવદન ઉશ્કેરાઈ ગયો.

વસંતબા સુવદનના એ એક જ વાકયમાં બધું સમજી ગયાં. તેમને હવે લાગ્યું ખરું કે બેઉ જણાં વચ્ચેનો કંકાસ ગંભીર છે અને તેનું કારણુ પણુ ઓછું ગંભીર નથી.

પરન્તુ બિચારાં વસંતબા કયાં જાણુતાં હતાં કે કંકાસનું ખરું ગંભીર કારણુ તો સુસ્મિતાના હૈયામાં છુપાયલું પડયું હતું?

આ કંકાસ ઉકેલવા માટેનો માર્ગ શોધતાં વસંતબાને મૂંઝવણુ થવા લાગી, એટલે બીજે દિવસે તેમણે એ વાત દામોદરદાસને કહી.

દામોદરદાસ એ સાંભળીને ચિંતાતુર બની ગયા અને કશુંય બોલ્યા વિના તેમણે ઊંડો નિઃશ્વાસ નાંખીને પત્નીને કહ્યું: " ઠી...ક, જોઈશું."

સુવદન પાસેથી વસંતબાએ જે જવાબ મેળવ્યો હતો તે હજી બહુ અધૂરો હતો, એટલે તેમણે સુવદનને એકાંતમાં બોલાવીને તેની ઊલટતપાસ કરી.

" તાપીદાસ પાસેથી પાંચસો રૂપિયા તેં કોની માર્ફતે લીધેલા ? "

" તારિકાએ જ એના પિતા પાસેથી લાવી આપેલા. "

"હુંઅ. એ રૂપિયા તેં પાછા વાળવા કાંઈ યત્ન કરેલો કે નહિ ? "

" મારા મનમાં હતું કે એ રૂપિયા કકડે કકડે પાછા વાળી દેવાશે, પરન્તુ માંદગી–પ્રસૂતિ અંગે ખર્ચ વધુ થવાથી કશી રકમ પાછી આપી શકાઈ નહોતી. ખરું કહું તો કાંઈક બચત થાય અને એ કરજ પતાવી દેવાય તે પણ ઘેર પાછાં રહેવા આવવાનું એક કારણ છે."

" સમજ્યો. અને એ કરજની સુસ્મિતાને ખબર પડી કે તુરત તે બીજે જ દિવસે પાંચસો રૂપિયા તાપીદાસને આપી આવી ? "

" હા ! "

" તને કાંઈ કહેલું–પૂછેલું ?"

" બિલકુલ નહિ. "

" ત્યારે ભરી આવ્યા પછી તને વાત કહેલી ? "

" વાત કહેવાની જ રહેતી'તી ક્યાં ? તે રૂપિયા આપવા આવી ત્યારે હું ત્યાં જ હતો ! "

" તું ત્યાં ક્યાંથી ? "

" સહેજ મએલો–જૂનો પડોશીસંબંધ ખરો ને, એટલે કોઇક દિવસ જઉં છું..."

"અને એ પાંચસો રૂપિયા કયાંથી આવ્યા તેનો કશો પતો લાગતો નથી?"

"કેવી રીતે લાગે? તે એક અક્ષર પણ કહેતી હોય તો ખબર પડે ને? એ જ મારા ગુસ્સાનું કારણ છે પિતાજી!" એટલું બોલતાં સુવદન ગળગળો થઈ ગયો.

દામોદરદાસને લાગ્યું કે કદાચ તે રડી પડશે એટલે તેને રજા આપીને પોતે ઊંડા વિચારમાં પડી ગયા.



## પ્રકરણ ૩૧



## બે હળવાં દિલ

સુસ્મિતા પિયર ચાલી ગઈ ત્યારપછી થોડાક દિવસ સુવદનનું મન શાન્તિનો અનુભવ કરી રહ્યું હતું. ઘેર મોડાં-વહેલાં આવવાને અંગે વડીલો જેટલી તકેદારી રાખતાં નહોતાં તેટલી તકેદારી સુસ્મિતાનું શંકાગ્રસ્ત મન રાખતું હતું અને સુવદનને પત્ની પાસે તેના અણગમતા પ્રશ્નોના જવાબો આપતાં કંટાળો ઊપજતો હતો; એ કંટાળામાંથી તે છૂટયો હતો તે જ એની ચિત્તશાન્તિનું મૂળ હતું.

પરન્તુ માતાપિતાએ એ કલહનો પ્રશ્ન પોતે ઉપાડી લીધો તેથી તેનું મન પાછું અશાંત બની ગયું.

સુસ્મિતા તાપીદાસને પાંચસો રૂપિયા આપી ગઈ તે વખતે સુવદન અને તારિકા બેઉ ચિંતાતુર થયાં હતાં. સુસ્મિતા કાંઈ આડું વેતરી નાંખે એવી તારિકાને ચિંતા હતી અને સુવદન માનતો હતો કે સુસ્મિતા એવું કાંઈ નહિ કરે છતાં તેના મનમાં તે વિષેની ઊંડી ચિંતા તો હતી. તારિકાના સાથમાં પોતે સુસ્મિતાની નજરે

ઓચિંતો પકડાયો હતો તેથી ભય તથા ક્ષોભ ઊપજેલાં હતાં, તે દાબવાને તેણે સુસ્મિતા સમક્ષ કોપાયમાન સ્વરૂપ ધારણ કરીને તેને દાબવાનો યત્ન કર્યો હતો; એ કોપનું વાજબી કારણ તો તેની પાસે કાંઈ જ નહોતું, પરન્તુ સુસ્મિતાએ પાંચસો રૂપિયા ક્યાંથી મેળવ્યા હતા તે વિષે કશો ખુલાસો ન કરતાં જે વિચિત્ર જવાબ આપ્યો હતો તે ઉપરથી કોપ દર્શાવવાનું સુવદનને એક કારણ મળી ગયું હતું. એ કોપ હેઠળ તે પોતાનો ભય, ક્ષોભ અને ચિંતા છુપાવી શક્યો હતો. તેણે માન્યું હતું કે પોતાનો કોપ સુસ્મિતાને ડારી શકશે, તેણે મનમાં ધારી લીધું હતું કે પોતે તો તારિકાને પરણવાનો પણ છે એવું કહેવાથી સુસ્મિતા દબાશે અને પોતાને શાંત કરવા કે રીઝવવાનો યત્ન કરશે; પરંતુ તેથી ઊલટું સુસ્મિતા ઇચ્છી રહી હતી કે કોપાયમાન થએલા સ્વામી પોતાનો રોષ જોઈને પહેલાંની જેમ નરમ બનશે અને પુનઃ તારિકાને આંગણે નહિ જવાની પ્રતિજ્ઞા લેશે. તેણે એક દિવસ અને એક રાત સુધી સ્વામીના એવા હૃદય-પલટાની રાહ જોઈ પણ તેની આશા પાર ન પડી. સુવદન અડગ જ રહ્યો. સુસ્મિતા સમજતી હતી કે તારિકાને પરણવાની સ્વામીએ કહેલી વાત ખરી નહિ પણ એક પ્રકારની ધમકીરૂપ જ હોવી જોઈએ, પરન્તુ એ ધમકી પણ સ્વામી સ્વમુખે પાછી ખેંચી લેવા જેટલી નમ્રતા દાખવે એવું તે ઇચ્છી રહી હતી; તેમાં તેને નિરાશા મળી અને તે પિયર ચાલી ગઈ.

આમાંની કશી વાત સુવદને તારિકાને કહી નહોતી. બીજે દિવસે જ્યારે તારિકાએ સુવદનને ટેલીફોનમાં પૂછ્યું ત્યારે સુવદને તેને એવો જવાબ આપ્યો હતો કે કશું ખાસ બન્યું નહોતું અને સુસ્મિતા જરા રોષે ભરાઈ હતી પરન્તુ તેને પોતે સમજાવી લીધી હતી.

પરન્તુ વસ્તુસ્થિતિ ગંભીર બનતી જતી હતી, એમ જોયા પછી સુવદને એ બધી વાત તારિકાને કહી.

વાત સાંભળી રહ્યા પછી તારિકા પ્રસન્ન ગંભીરતાથી થોડી

ક્ષણો સુધી સુવદનની સામે તાકી રહી અને પછી ધીરેથી બોલી: "સુવદન ! આટલું બધું બની ગયું છતાં તેં મને અત્યારસુધી કશી વાત કરી નહિ ?"

"તેથી તું ચિંતાતુર બની જાત, એટલે તને એ વાત કહેવાનું મને ગમ્યું નહિ."

"તું માને છે કે સુસ્મિતા કાંઈ બાફી નાંખશે ?"

"હું નથી માનતો, કારણકે તેનું નવું જ ગુપ્ત રહસ્ય પકડાયું છે તેનો પણ તેને કાંઈક ભય રહેશે."

"પાંચસો રૂપિયા તે કયાંથી લાવી એ જ ને ?"

"હા."

"તેના પિતાએ તેને એ રકમ ભાઈઓથી છૂપી રીતે ન આપી હોય ?"

"બિલકુલ નહિ. પિતા પાસે હવે કશું ખાનગી છે જ નહિ; છોકરાઓ પાસે બધો વહીવટ છે અને છોકરાઓ બહેનને એક પાઈ એ પરખાવે તેવા નથી."

"ત્યારે શું તું એમ માને છે કે તેને કાંઈ છૂપી–અનિષ્ટ મિત્રતા હશે ?"

સુવદન ગંભીર બન્યો. તુરત તો તે જવાબ આપતાં અચકાયો. પછી તે બોલ્યો: "એમ તો સુસ્મિતાને માટે હું ન માની શકું, પરન્તુ એ ભેદ વડીલોને ય શંકાશીલ બનાવે તેવો તો છે."

"હું ધારું છું કે કોઈ બહેનપણીને કે તેના પતિને તેણે એ રકમ માટે ધુણાવ્યાં હશે."

"એવી એની કોઈ બહેનપણી મારી નજરમાં આવતી નથી. એમ હોત તો તેણે એ વાત ખુલ્લી કહી હોત. એ વાત તે દબાવે છે તેથી જ તેમાં ઊંડું રહસ્ય હોવાની ગંધ આવે છે."

"એ રહસ્યને કારણે તે આપણા સંબંધે કાંઈ આડું નહિ વેતરે એવી તને આશા છે?" તારિકાએ પૂછ્યું.

"હા, મને એવી આશા છે; પરન્તુ કદાચ તે પોતાનું અને મારુંય રહસ્ય ખુલ્લું કરી દે, તોય હવે હું બ્હીતો નથી..."

તારિકા હસી અને બોલી: "આટલી હિંમત ક્યારથી આવી સુવદન?"

"વારેવારે વહેમ, શંકા અને અસૂયાની નજરે જોતી પત્ની સમક્ષ એવી હિંમત બતાવ્યા વિના છૂટકો થતો નથી એ મેં અનુભવી લીધું છે...માતાપિતા સુસ્મિતાની ફરિયાદ સાંભળીને મને ઠપકો આપશે, એટલું જ ને? પણ એ બધાં કહે છે તેવી રીતે હું બંધિયાર દશામાં જીવું તો ઘરને ખૂણે સડીને મરી જઉં!"

તારિકા પ્રસન્નતા દાખવતી બોલી: "એ બંધિયાર દશાનો ડંખ હવે તને લાગવા માંડ્યો ખરો." થોડી ક્ષણ સુવદન સામે તાકી રહીને તે બોલી: "ચાલ ત્યારે, થોડું ફરી આવીએ."

સુવદન બોલ્યો: "આજે ફરવા જવાનું મન નથી થતું. એક કપ ચાહ બનાવી લાવવાનું ભટજીને કહે."

"ચાલ, ફરી આવીને પછી પીશું..."

"ના, ના, એથી બહુ મોડું થશે, અને ઘેર..."

તારિકા હસી અને બોલી: "ઘેર પાછી હાજરી લેવાશે, એમ ને?" તે વધુ હસીને આગળ બોલી: "બહારથી નિર્ભયતા દાખવે છે, પણ દિલમાં ઊંડેઊંડે તો ડર હોય એમ લાગે છે."

"ખાસ ડર નહિ, પણ વિનાકારણે વડીલોને ફરિયાદનું કારણ શામાટે આપવું? એમ છતાં ફરવા જવાની તારી ઇચ્છા જ હોય તો ચાલ, બરફના કારખાના સુધી લટાર મારી આવીએ."

"ના, હવે કાંઈ નહિ. હું ચાહ બનાવવાનું કહું છું."

તારિકા ગઈ અને બે મિનિટમાં પાછી ફરી. આજે તેનું ચિત્ત જુદા જ પ્રકારનો પ્રચ્છન્ન આનંદ અનુભવી રહ્યું હતું. સુવદને પત્ની સાથે ઝગડો કર્યો હતો તે તારિકાને જ માટે, તે માતાપિતાનો ભય કે સંકોચ છોડવા તૈયાર થયો હતો તે પણ તારિકાને જ ખાતર,

એથી–સુવદનના હૃદયમાં પોતાનું સાચું સ્થાન છે એવું જણાવાથી શું તારિકા પ્રચ્છન્ન આનંદ અનુભવી રહી હતી ?

પાંચેક મિનિટમાં ચાહ તૈયાર થઈને આવી અને બેઉએ પીધી. બેઉ ચિત્તમાં ઉત્સાહની લહેર ચડી.

" સુવદન ! સુસ્મિતાને તેં કહેલું એક વાક્ય મને વારેવારે યાદ આવ્યા કરે છે. "

" એ શું ? "

" તું મને પરણવાનો પણ છે એમ તેં શું સમજીને સુસ્મિતાને કહેલું ? "

" તેને ખાલી ધમકાવવા જ કહેલું... "

" પણ સ્ત્રીને ધમકાવવાના તો અનેક માર્ગો છે, તેમાંનો તેં આ માર્ગજ કેમ પસંદ કર્યો ? "

" કશા જ હેતુ વિના. "

" એમ ન હોઈ શકે; તારા 'સબકોન્શ્યસ માઇંડ' (સુષુપ્ત મન) નો એ ઉદ્‌ગાર હોવો જોઈએ, એમ મને લાગે છે. પત્ની હોવા છતાં તેં મને પરણવાનો વિચાર કોઈ વાર મનમાં કરેલો હોવો જોઈએ... "

સુવદન હસ્યો.

" કેમ કશું બોલતો નથી ? " તારિકાએ પૂછ્યું.

" કશું બોલવાનું છે જ નહિ. મન તો અનેક વિચારો કરે અને ફેંકી દે. બધા વિચારોને માણસ અમલમાં જ મૂકે એવું કાંઈ થોડું જ હોય છે ? "

" તારો આ વિચાર અમલમાં મૂકી શકાય તેવો નથી, એમ તું માને છે ? "

" અમલમાં મૂકી શકાય તેવા બધા વિચારો કાંઈ અમલમાં મૂકવાયોગ્ય હોતા નથી. "

" પણ તારો એ વિગાર મને પ્રેરણાદાયક બને તો ? "

"હેં! તારિકા! એથી થતી અપકીર્તિ વેઠવા તું તૈયાર થઈશ?"

"અપકીર્તિ અને બદનામી તો તારી અને મારી બેઉની થશે ને? તું તે વેઠવા તૈયાર હોય તો તારે ખાતર હું કેમ ન વેઠું?" તારિકા કોઈ મુગ્ધ ભાવે જાણે બોલી રહી હતી.

"પુરુષ કરતાં સ્ત્રી એથી વધુ બદનામ થાય છે...અને વળી તું તો કેળવાયલી, ગ્રેજ્યુએટ થએલી યુવતી; સ્ત્રીત્વના અધિકારોને સમજનારી; સુસ્મિતા તારી સહાધ્યાયિની અને બહેનપણી..."

"એ બધું જાણ્યા છતાં તારા પર મેં આજસુધી કેળવેલો પ્રેમ મને એ માર્ગ તરફ પ્રેરી રહ્યો છે, તે હું આજ તને-તારા સુષુપ્ત મનનો ઉદ્‌ગાર જાણ્યા પછી-ખુલ્લું કહું છું." એમ કહેતાં તારિકાએ સહજ રોમાંચ અનુભવ્યો.

સુવદન તારિકાના ઉત્સાહથી દીપ્તિમાન થએલા વદનને જોઇ રહ્યો. એ વદનમાંથી સાચા પ્રેમનાં તેજઃકિરણો પ્રકટીને પોતાને આંજી રહ્યાં હોય તેવો સુવદને અનુભવ કર્યો. તે વિચારમાં પડી ગયો.

"શાનો વિચાર કરે છે તું? અપકીર્તિનો? આવાં લગ્નોથી થતી અપકીર્તિ થોડા દિવસમાં જ ઝાકળની પેઠે ઊડી જાય છે તે તું અને હું બીજા દાખલાઓના અનુભવ પરથી ક્યાં જાણતાં નથી? મને પરણવાથી તું કુટુંબથી ભ્રષ્ટ થઇશ તેનો વિચાર કરે છે? કુટુંબમાં તને રસ નથી તે તો હું જાણું છું. સુસ્મિતાના હૃદયનો વિચાર કરતો હોય તો તે સાથે મારા હૃદયનો વિચાર કરવાનું ન ભૂલીશ, સુવદન!"

"હું તો વિચાર કરી રહ્યો છું કે મારા પક્ષે એ જેવું સાહસ છે તે કરતાં વિશેષ ગંભીર સાહસ તારા પક્ષે છે, તે કરવાને તું જો તૈયાર થતી હોય તો તે મારા કયા ગુણથી આકર્ષાઇને?"

"જ્યાં પ્રેમ સાર્વભૌમત્વ ભોગવતો હોય છે ત્યાં એનેલિસીસ (પૃથક્કરણ) શક્ય નથી."

"માનસશાસ્ત્રનું તારું ઊંડું જ્ઞાન તો એ પૃથક્કરણ જરૂર કરી શકે એમ હું માનું છું."

"જા, મારે તારી સાથે માનસશાસ્ત્રની વાતો નથી કરવી!" તારિકાએ મીઠી ચીડ દાખવી અને મ્હોં ફેરવ્યું.

સુવદન હસ્યો અને બોલ્યો : "ઠીક ઠીક, વાત ન કરવી હોય તો કાંઇ નહિ, પણ તે વિષે એકાદ 'એસે' (નિબંધ) લખીને મને આપીશ તો મને તેમાં રસ પડશે." એમ બોલતો સુવદન ઊઠ્યો અને ચાલ્યો.

વિશેષ પ્રસન્નગંભીર વદને તારિકા તેને દરવાજા સુધી મૂકીને પાછી ફરી.

▲ ▲

## પ્રકરણ ૩૨

▲

# દુઃખને વિસારે પાડવાનું મથન

એક પત્ની વિદ્યમાન હોવા છતાં બીજી પત્ની પરણવાની કલ્પનાએ પ્રભાવિત કરેલું સુવદનનું મન સ્વપ્નોમાં રમવા લાગી ગયું.

સુસ્મિતા સાથે થએલું પોતાનું લગ્ન અને તારિકાને પોતે સ્વીકારી લે તો પોતાનું થનારું એ બીજું લગ્ન, એ બેઉ વચ્ચેનું અંતર હવે તેને સમજાતું હતું.

સુસ્મિતાને પોતે પસંદ કરીને જ તેની સાથે લગ્ન કર્યું હતું અને પસંદ કરતી વખતે પોતે અનેક દૃષ્ટિએ તેની ગુણવત્તાને કસી જોઈ હતી; પરન્તુ આજે પોતાની અને તારિકાની વચ્ચે જેવો પ્રેમ હતો તેવો પ્રેમ પોતાની અને સુસ્મિતાની વચ્ચે ઊભર્યો નહોતો; ખરેખર, એ પ્રેમલગ્ન નહોતું, ભલેને એ પસંદગીનું લગ્ન કહેવાય; પ્રેમલગ્ન વિના પરિણીત જીવન સફળ થતું નથી એવો સિદ્ધાંત સુવદન પોતાના આટલા અનુભવોને અંતે તારવી રહ્યો હતો.

અને પોતે તારિકા સાથે પ્રેમલગ્ન કરે તો કેવી મુશ્કેલીઓની વચ્ચેથી પસાર થવું પડે તેની ગણતરી પણ તે કરતો જ હતો.

સુસ્મિતાના હૃદય ઉપર આઘાત થાય, માતા-પિતા અને બીજાં સ્વજનોના હૃદય ઉપર આઘાત થાય, સમાજમાં બદનામી થાય, છાપાંમાં ટીકા થાય, ઘરમાંથી નીકળી જઈને પોતાને તારિકાની સાથે જુદાં રહેવું પડે, બે-ચાર-છ માસે કે વર્ષે દહાડે બધાંને પોતપોતાની પરિસ્થિતિ કોઠે પડી જાય તથા લોકોમાંની ચકચાર પણ થાળે પડી જાય.

પણ પોતાનાં બાળકો? અલબત્ત, તેઓ તો સુસ્મિતાની પાસે જ રહે, અને પોતે સુસ્મિતાના ભરણપોષણ માટે તથા બાળકોના ઉછેર તેમજ કેળવણી માટે પૂરતી જોગવાઈ જરૂર કરે. રઘુનાથ કર્વેને પોતાના વડીલ માટે જેવી ફરિયાદ કરવી પડી હતી તેવી ફરિયાદ પોતાનાં બાળકોને પોતા માટે ન કરવી પડે એ ફરજ સુવદનના ખયાલની બહાર નહોતી.

આ બધી કાંઈ એવી મુશ્કેલીઓ સુવદનને નહોતી લાગતી કે જેથી ગભરાઈને એક ગ્રેજ્યુએટ બાળાના સ્વયંમુદિત પ્રેમને તરછોડવાની અને પ્રેમલગ્નની પ્રભાથી ઉજ્જવલ એવા પરિણીત જીવનને જતું કરવાની જરૂર હોય.

લગ્નપૂર્વે વરકન્યા વચ્ચેનો પ્રેમ સ્થપાયલો હોવો જોઈએ અને તો જ એ લગ્ન બેઉને સંતોષ આપનારું નીવડે એવા વિચારના અમેરિકનો 'અજમાયશી લગ્ન'ને જરૂરી માનતા હતા એ તેમની સાચી, નવીન અને આદરણીય શોધ હતી એમ પણ સુવદનને લાગતું હતું; અને એ જ કારણે અત્યારે સુસ્મિતા સાથેનું લગ્ન તેને બેડીરૂપ લાગતું હતું—અરે, હિંદુ લગ્ન જ બેડીરૂપ છે એમ કહેનારા લોકો સાચા છે એ તેના આટલા અનુભવની વાણી હતી. આ વિચારમાળાના મણકા ફેરવતો તે ઘેર આવીને જમવા બેઠો ત્યારે માતાએ તેને સૂચવ્યું: "હવે કાલે તું જરા સુસ્મિતાની ખબર કાઢવા જજે."

"સારું." સુવદને ઠંડો જવાબ આપ્યો.

સુસ્મિતાને મળવા જવાનો કંટાળો સુવદનની છાતી ઉપર ચડી બેઠો હતો, છતાં માતાના અત્યાગ્રહથી ત્યાં ગયા સિવાય હવે તેનો છૂટકો નહોતો. એ વેઠ એકાદ વાર જઈને પતાવવી જોઈએ, નહિતો માતા પોતાનો જીવ ખાધા કરશે એ તેના ખયાલમાં હતું.

અને તે ગયો. ડહેલીના મેડા ઉપર બે ખંડો હતા, તેમાંના એકમાં સુસ્મિતાએ બેઠક રાખી હતી. એને બેઠકને બદલે માંદગીની પથારી માટેનો ખંડ કહેવો એ વધારે યોગ્ય હતું. તેની પથારી એ ખંડમાં પાથરેલી રહેતી, છતાં તે આખો દિવસ ત્યાં ગાળતી નહિ. તે સમજતી હતી કે જે સ્થળે પોતે પંદર દિવસમાં જ અળખામણી બનતી હતી તે સ્થળે તેને હવે લાંબા વખત સુધી–અનિશ્ચિત સમય સુધી રહેવાનું હતું; એટલે ભાભીઓને અપ્રિય ન થઈ પડાય તે માટે તેને સાવધ રહેવું પડતું હતું. તે ભાભીઓને ઘરકામમાં બનતી મદદ કરતી, પોતાનાં અને બાળકોનાં વસ્ત્રો ધોતી, ભાઈઓનાં બાળકોને બપોરને વખતે રમાડતી અને પડોશનાં બાળકોને પણ એકઠાં કરીને રમતી, રમાડતી, ભણાવતી તથા એ રીતે પોતાના મનોદુઃખને વિસારે પાડવા મથતી.

જો બાળકોને રમાડવામાં, તેમને ભણાવવામાં, તેમનાં કુતૂહલોને પોષવામાં રસ ઉદ્દીપ્ત થાય તો પોતાનો દહાડો કાંઈક ચેનમાં પસાર થાય એ સુસ્મિતા સમજતી હતી અને તેટલા માટે જ તેણે આ પ્રવૃત્તિ ચલાવવા માંડી હતી. ધીરે ધીરે સુસ્મિતાનો એ એક શિક્ષણ-વર્ગ બનતો જતો હતો, પરન્તુ એ વર્ગ મોટે ભાગે શનિવારે અને રવિવારે જ ઠીક–ઠીક ભરાતો, બાકીના દિવસોમાં નિશાળે ભણવા જતાં બાળકો આવતાં નહિ, માત્ર થોડાં નાનાં બાળકો જ આવતાં.

એ રવિવારનો દિવસ હતો. સુસ્મિતાની આસપાસ બાર–પંદર બાળકો અને બાલિકાઓ બેઠાં હતાં. ખંડમાં છૂટાં છૂટાં બાળક–બાલિકાઓ ચોપડીમાં જોઈને સારા અક્ષરે પાઠ લખતાં હતાં. હસ્તાક્ષર સુધારવાનો એ શિક્ષણક્રમ હતો. ચારેક બાળકો સુસ્મિતાની

નજીક બેઠાં હતાં, તેમને તે પાઈઓ, પૈસા અને આનાની ઢગલીઓ કરી ચલણી નાણાંનું કોષ્ટક શીખવતી હતી. સુસ્મિતાની બેબી હજી ભણવાને પંથે ચડી નહોતી, એટલે તે એક ખૂણામાં બેસીને લાકડાના ઘનનો બંગલો બનાવતી હતી.

"અહો ! અહીં તો નિશાળ ચાલે છે ને શું ?" કહેતો સુવદન દાદર ચડ્યો.

સુસ્મિતાએ ચમકીને ઊંચી દૃષ્ટિ કરી અને સુવદનને જોયો. તેણે રોમાંચ અનુભવ્યો, પણ કશો જવાબ ન આપ્યો. સ્ત્રીસ્વાભાવિક લજ્જાથી તેણે માત્ર વસ્ત્રો સંકોર્યાં.

"કેમ છે હવે તબિયત ?" સુવદને દૂર પડેલી એક ખુરશી પર બેસતાં પૂછ્યું.

"ઠીક છે."

"દવા ચાલે છે ને ?"

"હા."

"બાએ પુછાવ્યું છે કે હવે તું ઘેર ક્યારે આવી શકીશ ?"

સુસ્મિતાના હૃદયમાં તાજો ચીરો પડ્યો. 'બાએ પુછાવ્યું છે' એમ કહેનાર પતિ પોતા તરફથી તો શું કહેતો–પૂછતો નથી, એમ જોઈને સુસ્મિતાથી ઊકળી જવાયું. તેના હોઠે કેટલાક શબ્દો આવ્યા અને પાછા વળી ગયા.

"બાને મારી જરૂર હશે અને બા પૂછશે ત્યારે કહીશ." સુસ્મિતાએ કટાક્ષમાં પણ ઠાવકો જવાબ આપ્યો.

"બા તો બિચારી તને કેટલીય વાર તેડવા આવી ગઈ, પણ તારે તો અહીં નિશાળ ભણાવવી છે અને પારકાં છોકરાંને પંડિત કરવાં છે !" સુવદન ચીડાઈને ઉતાવળે બોલ્યો.

"એમ ધાંટાધાંટ ન કરશો. મારું શરીર નબળું છે, દિવસ ખૂટતો નથી, એટલે આમ કરીને દહાડો પૂરો કરું છું, એમાં હું ખોટું શું કરું છું ?"

" સાચા–ખોટાની લપ્પન-છપ્પન મારે કરવી નથી. તું હવે ઘેર ક્યારે આવીશ એ વાત કરને ! શરીર નબળું છે તો જેમ અહીં દવા ચાલે છે તેમ ત્યાંય ચાલશે. "

" બાને કહેજો કે હમણાં આવવાની મારી ઇચ્છા નથી. "

" એમ ? ભલે ! "

તત્ક્ષણ ઊઠીને સુવદન ચાલતો થયો.

સુસ્મિતાની એક ભોજાઈ પાછલા ખંડમાં છુપાઈને અને બીજી નીચે ચોકમાં ઊભીઊભી આ નાનીશી વઢવાડ સાંભળી રહી. આજસુધી કોઈને ખયાલ નહોતો કે સુસ્મિતા આટલો બધો વખત પિયર રહી છે તે કેવળ તબિયતને કારણે જ નથી પણ તેની પાછળ કાંઈક મનદુઃખ રહેલું છે. પણ નણંદ–નણંદોઈની વઢવાડમાં ભાભીઓ શામાટે માથું ઘાલે ?

સુસ્મિતાનું બધું દુઃખ તાજું થયું. તેની આંખોમાં આંસુ આવી ગયાં. હવે તેને લાગ્યું કે પોતાનો પતિ કેવળ બદલાઈ ગયો હતો. પતિનો એક વખતનો–તારિકાનો પરિચય નવેસરથી તાજો થયો તે પૂર્વેનો જ–વહાલસોયો સ્વભાવ આજે રહ્યો નહોતો. પોતે રિસાઈને પિયર ચાલી આવી હતી તે માટે તેને પસ્તાવો પણ થયો નહોતો અને તે પોતાને ઘેર આવવાનું કહેતો હોવા છતાં વસ્તુતઃ તે તે માટે બેપર્વા જ હતો. તારિકાની કુટિલ છાયાની જ એ અસર હશે ને ?

સુસ્મિતાને લાગ્યું કે પોતે જીવન હારી બેઠી છે. નાસીપાસીથી તેનો હૃદયગઢ ઘેરાઈ ગયો અને ગઢમાં ભડકા બળવા લાગ્યા. એ બળેલી ભૂમિમાં સુખનો અંકુર કોઈ વાર પલ્લવિત થાય ખરો ?

બળબળતે હૃદયે તે આંસુ લૂછતી કેટલીક વાર બેસી રહી. તેણે બાળકોને રજા આપી દીધી, બેબીને બહાર રમવા મોકલી, અને ઊંઘમાંથી જાગેલા બાબાને ધવડાવવા માંડ્યો.

બાબાનું મ્હોં જોતાં સુસ્મિતા ગમે તેવું દુઃખ પણ ઘડીભર વીસરી જતી.

તે તેની સાથે મૌન વાતો કરવા લાગી :

" બાબા ! તું તારા બાપ જેટલું ન ભણીશ હોં, બેટા ! અને મોટો થઈને પરણે ત્યારે પણ કૉલેજ સુધી ભણેલી છોકરીને ન પસંદ કરીશ ! બહુ ભણવામાં બે અવગુણ છે : એક તો આજના ભણતરથી સૃષ્ટિ સ્વૈરાચારી થઈ જાય છે, અને બીજું જેટલું વધુ ભણતર તેટલી વધુ સમજદારી; એવી સમજદારી પણ એકંદરે તો એટલી અધૂરી હોય છે કે સાચી સમજ પ્રકટતી નથી અને અધૂરી સમજદારી સુખદુ:ખની કલ્પિત દુનિયા ઊભી કરીને રડે છે કે રાચે છે. જીંદગી ભોગવવા જેટલું ભણતર જ બસ છે, હોં ! બેટા !"

" એમ કેમ બા ? કેળવણીથી સંસ્કારાયલું જીવન જ ઉચ્ચ પ્રકારનું હોય છે ને ?"

" હા ભાઈ ! પરન્તુ આજનું ભણતર કેળવણી હોય એમ મને નથી લાગતું, પછી સંસ્કારાયલા જીવનની તો વાત જ કયાં કરવી ?"

" બા ! હું મોટો થઉં, ભણું અને પરણું તે વખતની વાત તે વખતે. તું જ મને ભણાવીશ ને પરણાવીશ ને ?"

" શી ખબર બેટા !"



## પ્રકરણ ૩૩



## વધતી જતી મૂંઝવણ

સુવદન સુસ્મિતાને મળી આવ્યો; પરન્તુ હમણાં ઘેર આવવાની સુસ્મિતાની ઇચ્છા જ નથી, એવી વાત વસંતબાએ સ્વામીને કરી, ત્યારે દામોદરદાસ જરા ગૂંચવણમાં પડ્યા.

પાંચસો રૂપિયાવાળા પ્રકરણમાંથી એ બેઉ જણ વચ્ચે વિખવાદ જામ્યો છે એટલું તો દામોદરદાસ જાણતા જ હતા; તે માટે સુસ્મિતાના ખુલાસાની અપેક્ષા હતી એ પણ તેમના ખયાલમાં હતું;

વખત જતાં બેઉ વચ્ચે ખુલાસો થઇ જશે એટલે વાત પાછી ઠેકાણે આવી જશે એવી તેમને આશા હતી. પુત્ર અને પુત્રવધૂના ઝઘડામાં બનતાં સુધી વડીલો વચ્ચે ન પડે એ ઠીક, એવી તેમની સમજ હતી. એ સમજ ઊંડા અનુભવમાંથી જન્મેલી પણ હતી. પતિ–પત્ની વચ્ચેના કલહમાં ત્રીજી વ્યક્તિની સમજાવણી, ફોસલામણી કે ઠપકો માત્ર ઉપલકિયું કામ કરે છે, અને પુનઃ કલહનો પ્રસંગ ઉપસ્થિત થતાં વળી એવી જ રીતે ત્રીજી વ્યક્તિની જરૂર પડે છે; તેમ કરવાથી લાભ ક્ષણિક અને ગેરલાભ મોટો થવા પામે છે. બેઉ માણસ પોતપોતાની મેળે સમજીને, નરમગરમ બનીને, એકબીજાંની જરૂરીઆતનો ખયાલ કરીને સમાધાની પર આવી જાય, એ રીતે કલહ ટળે, તો બેઉને જે કાંઇ મળે છે તે શિક્ષણ ત્રીજી વ્યક્તિના ઉપદેશથી કે ઠપકાથી મળી શકતું નથી. આપોઆપ પ્રકટેલી સમજ જ દંપતીને દાંપત્યધર્માભિમુખ રાખવાને સાચા શિક્ષણની ગરજ સારે છે, પછી ભલે એવી સમજ થોડા કડવા અનુભવો કે કાંઈ ઠોકરો ખાવાને પરિણામે પ્રકટવા પામી હોય. સુવદન અને સુસ્મિતાની વચ્ચે ઊઠેલો કલહ પણ બેઉ પોતપોતાની મેળે સમજીને પતાવે એ વધુ ઇષ્ટ છે, એમ માનતા દામોદરદાસે અત્યારસુધી વચ્ચે માથું માર્યું નહોતું. કલહમાં એક પક્ષનો થોડો તો બીજા પક્ષનો વધુ દોષ હોય છે, એ દોષનું માપ પોતે કાઢવું અને પછી ન્યાય તોળવા બેસવું એવી વડીલ માટેની અણગમતી ફરજનો સમય આવી પહોંચેલો હોય એમ દામોદરદાસને લાગતું નહોતું.

પરન્તુ સુવદન અને વસંતબા બેઉ તેડવા ગયા છતાં સુસ્મિતા ન આવી અને મુખ્યત્વે કલહને પરિણામે તેની માંદગી લંબાઈ એથી દામોદરદાસને લાગ્યું કે પોતે જ એક વાર પુત્રવધૂને મળી આવે તો ઠીક.

કચેરીનો સવારનો સમય હતો એટલે બપોરે બેએક વાગતાં દામોદરદાસ સુસ્મિતા પાસે ગયા. સુસ્મિતાનો અભ્યાસનો વર્ગ ચાલી રહ્યો હતો એટલે તે જરા ખમચાયા, પરન્તુ એટલામાં પોતાના

છેવાડા ખંડમાંથી સુસ્મિતાના પિતા નારાયણદાસે વહેવાઈને જોયા અને તેમણે બૂમ મારીઃ "પધારો દામોદરદાસ, પધારો! ઘણે વખતે કાંઈ આપનાં દર્શન થયાં."

તુરત દામોદરદાસ વચ્ચેની નાની અગાશીમાં થઈને નારાયણદાસ પાસે ગયા અને તેમની કુશળતા પૂછી. નારાયણદાસે પોતાની તબિયત હવે ખૂબ લથડી ગઈ છે, બહાર નીકળાતું નથી, આખો દિવસ મોટે ભાગે પથારીમાં જ સૂઈ કે બેસી રહેવું પડે છે એવી સામાન્ય વાતો કહી. દામોદરદાસે વહેવાઈની તબિયતની વાત સાંભળી રહીને વૃદ્ધાવસ્થામાં પણ હરવા ફરવા જેવો વ્યાયામ કરવો જોઈએ એવી સાધારણ સલાહ આપીને પછી પોતે સુસ્મિતાની તબિયત જોવા આવ્યો હોવાની વાત કહી.

નારાયણદાસ ધીરેથી બોલ્યાઃ "સુસ્મિતાને શરીરે કાંઈ ઠીક રહેતું નથી, દામોદરદાસ! બિચારી દવા પીએ છે, પણ તેને પૂરતો આરામ મળતો નથી. તમે જરા કહેજો કે ઘરનું વહીતરું છોડી દે..."

"ઠીક છે." કહી દામોદરદાસ ઊઠ્યા અને સુસ્મિતા પાસે આવ્યા.

સુસ્મિતાએ એકઠાં થએલાં બાળકોને વિદાય કરી દીધાં હતાં, માત્ર બેબી જ ત્યાં બેઠી બેઠી કોઈ ચોપડીનાં પાનાં ફેરવીને ચિત્રો જોતી હતી.

દિવાલને અઢેલીને પડેલી ખુરશી પર બેસતાં દામોદરદાસે પૂછ્યુંઃ "તમને હવે કેમ રહે છે?"

"છે તેમ ને તેમ છે, નથી સુધારો કે નથી બગાડો." સુસ્મિતાએ જરા આઘું ઓઢીને સવિનય કહ્યું.

"દવા તો પીઓ છો ને?"

"હા, દવા પીઉં છું અને ચોળવાની દવા ય વાપરું છું. પણ જાણે શરીરમાં શક્તિ જ નહિ."

"તમારા પિતાજી કહે છે કે તમે બરાબર આરામ લેતાં નથી, તેથી દવા અસર કરતી નથી"

" આરામ તો લઉં છું. પોળનાં છોકરાં આવે છે તેમને ભણાવું છું તેથી મારો દિવસ જાય છે, એથી કાંઈ થાક લાગતો નથી."

" પણ તે ઉપરાંત કાંઈક ઘરકામ તો કરતાં હશો ને?"

" હા, થોડુંક કરું છું; રાંધવાનું તો મારી ભાભીઓ કરે છે—એ કશું મારે કરવું પડતું નથી."

" પણ હવે જો તમે ઘેર આવો તો તમને પૂરો આરામ મળે એવી વ્યવસ્થા થઈ શકશે." દામોદરદાસે કહ્યું.

સુસ્મિતાએ કશો જવાબ ન આપ્યો.

દામોદરદાસે ફરી કહ્યું: " ઘેર આવવાનું મેં કહ્યું તે તમે સાંભળ્યું ને?"

" હા, પણ હમણાં હું ઘેર આવવા ઇચ્છતી નથી."

" એનું કારણ શું?"

ફરી સુસ્મિતા અવાક્ રહી.

" જુઓ, તમારી અને સુવદનની વચ્ચે કાંઇ કંકાસ થયો છે એટલું મેં સાંભળ્યું છે, પરન્તુ એવા કંકાસથી બેઉનાં શરીર બગડે. એવી બાબતમાં તમારે જ માંહોમાંહે સમજી લઇને સમાધાની કરવી જોઇએ. અમે એમાં વચ્ચે આવીએ તે ઠીક નહિ."

પણ સુસ્મિતા કશું બોલી નહિ.

" તમે ભણેલાં અને સમજુ છો, માટે જ હું તમને જરાએ ઠપકો આપ્યા વિના સલાહ આપું છું કે તમે ઘેર આવીને રહો. બેઉ આમ અલગ—અલગ રહેશો તો અણમેળ ઘટશે નહિ પણ વધશે, અને સાથે હશો તો કંકાસનું નિવારણ થઇ જશે."

" તમે શું સાંભળ્યું છે?" સુસ્મિતાએ નીચું મ્હોં ઘાલીને ભોંય ખોતરતાં પૂછ્યું.

" તમે પેલા તાપીદાસનું પાંચસેં રૂપિયાનું કરજ તમારી મેળે કોઇને કહ્યા કે પૂછ્યા વિના પતાવી આવ્યાં એ તમે ઠીક કર્યું કહેવાય, પણ ડહાપણભરી રીતે કર્યું કહેવાય નહિ. વળી એ રૂપિયા તમે

કોની પાસેથી લઇ આવ્યાં એ વાત પણ તમે કોઇને કહેતાં નથી; એવી ચોરી–છૂપી તમારાં જેવાં સમજુ બાઇને છાજે છે? એ જ તમો બેઉના કંકાસનું કારણ છે, અને જો ધારો તો તમે જ સંતોષકારક ખુલાસો કરીને કંકાસ ટાળી શકો તેમ છો."

"ઠી...ક, ખુલાસો કરીશ." સુસ્મિતાએ ટૂંકો જવાબ આપ્યો.

"ખુલાસાની વાત ખુલાસા પાસે, પણ તમે અત્યારે મારી સાથે ઘેર ચાલો, પછી બધું થઇ રહેશે."

"ના, હમણાં તો નથી જ આવવું."

"આનું નામ સ્ત્રીહઠ." દામોદરદાસે જરા ચિડાઇને ટીકા કરી, પરન્તુ તે વધુ કડવાં વેણ ન બોલ્યા. સુસ્મિતાના દિલ પર આઘાત થવા પામે એવી તેમની બિલકુલ ઇચ્છા નહોતી.

બે મિનિટ દામોદરદાસ ચુપચુપ રહ્યા, અને પછી જાણે નિરાશ થયા હોય તેમ નિઃશ્વાસ નાંખીને બોલ્યાઃ "ત્યારે હવે હું જઉં છું. શરીર સાચવીને રહેજો." અને તે દાદર ઊતરતા ચાલ્યા ગયા.

સુસ્મિતા એમ ને એમ કેટલીક વાર સુધી બેસી રહી. તેની વિચારતંદ્રા વધુ લંબાઇ હોત, પણ એટલામાં મંદારિકા ઉપર આવી અને તે સુસ્મિતાને જોઇ જ રહી.

દામોદરદાસ ગયા હતા, પરન્તુ જેવી રીતે તે સસરાની સમક્ષ આઘું ઓઢીને બેઠી હતી તેવી જ રીતે હજી તે બેસી રહી હતી. તેના અર્ધા ખુલ્લા વદન ઉપર મૂર્તિમંત શોક છવાઇ ગયેલો મંદારિકાને દેખાયો અને તે બોલીઃ "સુસ્મિતા! આમ કેમ બેઠી છે?"

સુસ્મિતાએ સાવધાન થઇને માથા પરની સાડી પાછી ખેંચી વદન ખુલ્લું કર્યું અને મંદારિકાને સત્કારતાં કહ્યુંઃ "આવ મંદારિકા! હમણાં જ મારા સસરાજી ગયા, તેમની સાથે વાતો કરતી હતી."

"તારું મોઢું તો બહુ લેવાઇ ગયું છે."

"એમ છે ખરું."

"તને બહારની હવા જેવી માફક હતી તેવી શહેરની હવા માફક હોય એમ નથી લાગતું. ત્રણ મહિનામાં તો તું તદ્દન નંખાઇ ગઇ હોય એવી લાગે છે."

"શરીરમાં જાણે કશો રોગ નહિ, પણ શરીર લેવાતું જાય."

"હું તો કેટલાય દિવસથી તને મળવા આવવાનો વિચાર કરતી હતી પણ અવાતું નહોતું. મારી બા ગુજરી ગયાં તેની તો તને ખબર હશે."

"ના, શું એ બિચારાં ગુજરી ગયાં?"

"હા, એને તો બે મહિના થયા; એટલે જ અવાયું નહિ. હું તો તારે ઘેર જ તને મળવા જાત, પણ એટલામાં ગઈ કાલે સાંજે જ સુવદનભાઇ મળી ગયા, અને તેમણે જ કહ્યું કે તારું શરીર બરાબર નથી, તેથી તું હમણાં પિયરમાં રહી છે, એટલે પછી હું અહીં આવી."

"એ વળી તને ક્યાંથી મળ્યા?"

"તારિકાના બંગલામાંથી નીકળતાં જ મેં તેમને જોયા અને તારા સમાચાર પૂછ્યા એટલે તેમણે તારી તબિયતની વાત કહી. બેબી–બાબો તો સારાં છે ને?"

મંદારિકાએ ઊઠીને પારણામાં જોયું. બાબો ઊંઘતો હતો. તેને તે ક્ષણભર આનંદથી નિહાળી રહી. બેબી પારણાની પાછળ ચોપડીનાં પાનાં ફાડતી હતી તેને જોઇને તે હસતી બોલી: "ઓહો! બેબી બહેન તો જાણે ખૂબ ભણીગણીને થાકયાં હોય તેમ ચોપડી ફાડી નાંખે છે!"

મંદારિકાએ તેને ઊંચકીને બચ્ચી લીધી અને તે પાછી સુસ્મિતા પાસે આવી બોલી: "ત્યારે સુસ્મિતા! તમે પાછાં સોસાયટીમાં રહેવા આવો તો ઠીક; એથી જ તારું શરીર સુધરશે."

સુસ્મિતા ચિડાઇને બોલી: "બળી તારી સોસાયટી, મારે તો આવવું નથી."

"હવે તો નોકરો સસ્તા થયા છે એટલે સહેજે મળી રહે છે; તને પહેલાંના જેવી તકલીફ નહિ પડે." મંદારિકા બોલી.

સુસ્મિતાએ કશો જવાબ આપ્યો નહિ, અને તે મૂગી મૂગી ઊઠીને પોતાની પથારીમાં સૂઇ ગઇ.

મંદારિકાને લાગ્યું કે બિચારી સુસ્મિતાનો સ્વભાવ પણ તેની લંબાયલી માંદગીએ બગાડી નાંખ્યો છે. તે બેબીને રમાડતી બેઠી અને સુસ્મિતા સાથે અહીંતહીંની થોડી વાતો કરવા લાગી. વાતોમાં પણ તેણે જોયું કે સુસ્મિતા જેમ બને તેમ ઓછું બોલતી, અને બનતાં સુધી જવાબ આપવાનું ટાળતી. થોડી વાર બેસીને તે ચાલી ગઇ.

સુસ્મિતાની મૂંઝવણ વધી રહી હતી. સસરાજી ચિડાઇને ગયા હતા અને વધારામાં મંદારિકાના કથન પરથી તેણે જાણ્યું હતું કે સુવદન ને તારિકાની મુલાકાતો અવિચ્છિન્ન રહી હતી. હજી પોતાનું હૃદય તૂટી કેમ પડતું નથી, મૃત્યુ કેમ આવતું નથી, તેનું તેને આશ્ચર્ય થતું હતું.

મંદારિકા ગયાને પાંચેક મિનિટ નહિ થઇ હોય, એટલામાં સુસ્મિતાની મોટી ભાભી આવી અને બોલી: "જુઓ નાની બ્હેન! તમે અમારી વગોવણી કરાવો છો! સુવદન આવ્યા, વેવાણ આવ્યાં અને વહેવાઇએ તમને તેડવા આવ્યા પણ તમે ઘેર જવાની ના કહો છો, એ હઠીલાપણું સારું નહિ. અમે કશું બોલતાં નથી પણ સાંભળીએ તો છીએ, સમજ્યાં ને? દીકરી સાસરે શોભે, પિયરમાં નહિ."

"હું તમને ભારે પડતી હોઉં તો તેમ કહેજો."

"તમારા બાપનું ઘર છે, અમે કાંઇ તમને જતાં રહેવાનું કહેતાં નથી, પણ આ રીતે ઘર ન્યાત-જાતમાં વગોવાય તે સમજો છો? લોકો એમ સમજે કે અમે તમને સાસરે મોકલતાં નથી. આમને મોઢે કાંઇ ગળણું છે?"

"મને જરા ઠીક થાય તો મારે અહીં રહેવું જ નથી ને!"

"અહીં ઠીક થતું નથી. ને સાસરે જઇને રહેવું નથી તો સોસાયટીમાં પહેલાંની પેઠે રહેવા જવાનું પેલી મંદા કહેતી'તી તે શું ખોટું હતું? આવી હઠીલાઇ તે હોય, મારી બાઇ?"

અને તે બડબડતી ચાલી ગઇ. સુસ્મિતાની મૂંઝવણે તેની આંખોને આંસુથી ભરી દીધી.

સાંઝ પડી ગઇ. દીવા થયા એટલે સુસ્મિતાની ભાભીએ બુમ મારી: "બેબી! તારી મોટી બહેનને કહે કે જમવા નીચે આવે."

સુસ્મિતાએ જવાબ આપ્યો: "મને અત્યારે ભૂખ નથી એટલે જમવાની ઇચ્છા નથી."

"જરા કહ્યું એમાં તો રીસ ચડી ગઈ! ભલે ને, મારે શું? હવે પિયરિયાંને અળખામણાં કરજો!"

સુસ્મિતા કશો જવાબ ન વાળતાં મૂગી બેસી રહી. તેણે બેબીને નીચે જમવા મોકલી અને પોતે બાબાને ધવડાવવા બેઠી.

તેને બહુ બહુ વિચારો થયા. પોતા માટે વિષમ સ્થિતિ ઊભી થતી જતી હતી એમ તેણે જોયું. હૃદયનો ભાર ખૂબ વધી ગયો હતો અને તે હળવો કરવાનું સ્થાન શોધવા તે મથી રહી.

બાબાને પાછો પારણામાં સુવાડીને તેણે કાગળ પેન્સીલ લઇ સસરાને પત્ર લખવા માંડ્યો.

પત્ર થોડો લખાયો એટલામાં બેબી જમીને ઉપર આવી. "મોતી બેન, મારે સૂઇ જવું છે" એમ તે બોલી એટલે સુસ્મિતા પત્ર લખવો અધૂરો મૂકીને જાણે યંત્રવત્ ઊભી થઇ, પથારી કરીને તેણે બેબીને સુવાડી, દવાની બાટલી ઉપર નજર પડી એટલે તેણે દવાનો ઘૂંટ પી લઇને પુનઃ પત્ર લખવા માંડ્યો. થોડી વારમાં પત્ર પૂરો થયો, એટલે પરબીડિયામાં બંધ કરી, ઉપર સસરાનું સરનામું લખી, સવારે ટપાલમાં નાંખવાના ઇરાદાથી પત્રને ઓસીકે મૂક્યો.

▲ ▲

# પ્રકરણ ૩૪



## સ્વામીજીના સ્વાગત માટે

કિરીટના ઘરમાં આજે જાણે મોટો ઉત્સવ હોય એવી ધમાલ મચી હતી. ડહેલીના વિશાળ મેડા પર કિરીટની બેઠક હતી તેમાંનાં બધાં આસનો ત્યાંથી ખસેડી લેવામાં આવ્યાં હતાં અને ગાલીચા બિછાવવામાં આવ્યા હતા. સામે ત્રણ અઢીંગણુવાળા બાજઠ ગોઠવી ઉપર ગાદીતકીઆ બિછાવ્યા હતા. છતને ફૂલહારથી શણુગારવામાં આવી હતી અને દરેક બારી-બારણે ફૂલનાં તોરણ બાંધ્યાં હતાં. ચાર ખૂણે ચાર ઊંચા મેજો મૂકી તે પર ફૂલરોપનાં સુંદર કુંડાં ગોઠવ્યાં હતાં. ધૂપદાનીઓ તો એવી રીતે છુપાવી દેવામાં આવી હતી કે પ્રથમ દૃષ્ટિએ દેખાય જ નહિ, પરન્તુ ધૂપનો મઘમઘાટ આખા ખંડમાં પ્રસરી રહેતો હોવાથી ક્યાંક ધૂપ સળગતો હોવાનો તો તુરત ખયાલ આવે. ધૂપ વાતાવરણને સુગંધી બનાવવા માટે હોય છે, પરન્તુ તે સાથે તે ધુમાડોય ઉત્પન્ન કરે છે અને એવો ધુમાડો દૃશ્યની સુંદરતામાં ઊણપ લાવનારો નીવડે છે, તેથી ધૂપદાનીઓને ખંડની દિવાલો પર કાટખૂણે લટકાવેલા તખતા-અરીસાઓની પાછળ છુપાવી દેવાની યુક્તિ ચતુર મંગળાએ જ શોધી કાઢી હતી. તેથી ધુમાડો ઊંચે જ થોડો પ્રસરીને બારીઓ વાટે બહાર નીકળી જતો, અને માત્ર મઘમઘાટ આખા ખંડમાં છવાઈ રહેતો.

નીચે ચોકમાં આડ કરીને બે બ્રાહ્મણો રસોઈ કરતા હતા. માલપૂડા તળાતા હતા અને દૂધપાક ઘુંટાતો હતો. કેટલાક ભોજન પદાર્થો તૈયાર થયા હતા અને થોડાક હજી બાકી હતા. બધી ઘીની રસોઈ હતી. શાક ઘીનાં, કઢી ઘીથી વઘારેલી, ભજીયાં પણ ઘીમાં જ તળવાનાં હતાં; મરચાં બિલકુલ વપરાતાં નહોતાં; તેલ-મરચાં જેવા તમોગુણી પદાર્થો કશામાં વાપરવાનાં નહોતાં. ષટ્રસમાંના

તિક્ત રસનું સ્થાન મુખ્યત્વે મરીને અને કેટલેક અંશે આદુને આપવામાં આવ્યું હતું.

સ્વામી મધુસૂદનાનંદજી અને તેમના બે શિષ્યોને આજે યમુનાએ ભોજન માટે નિમંત્ર્યા હતા. યમુના સ્વભાવે જ ભક્તિશીલ હતી પરંતુ કિરીટને બહુ ભગતવેડા ગમતા નહિ અને કોઈ સ્વામીજી કે સાધુ-બાવાઓની આવી પધરામણી કે તે પાછળની વેવલી ધમાલો તેને બિલકુલ રુચતી નહિ. યમુના કોઈ વાર એથી જ સાધુ-સંન્યાસીને ઘેર આમંત્રતી નહિ, પરંતુ આ વખતે તો દિયર-ભોજાઈએ એકમત થઈને આ સ્વામીજીને નિમંત્ર્યા હતા.

વડોદરામાં ત્રણ-ચાર અઠવાડિયાંથી તેમનું આગમન થયું હતું અને તેમણે નગરજનોમાં પોતાના વ્યક્તિત્વથી, વાણીથી અને ચારિત્ર્યથી એટલો પ્રભાવ પાડ્યો હતો કે તેમની સમક્ષ ભલભલા ધનિકો, વિદ્વાનો કે અમલદારોનાં મસ્તક પણ ઝૂક્યા વિના રહેતાં નહિ. શહેરમાં તેમનાં વ્યાખ્યાનો ઠેરઠેર ગોઠવાયાં હતાં, કોઈ ભાવિકો તેમને પોતાને ત્યાં નિમંત્રીને વ્યાખ્યાન કરાવતા હતા, શ્રીમંત મહારાજાએ પણ તેમને રાજમહેલમાં નિમંત્રીને તેમનાં વ્યાખ્યાનો રસભેર સાંભળ્યાં હતાં.

થોડા દિવસ પહેલાં બપોરને વખતે એક થીએટરમાં તેમનું વ્યાખ્યાન હતું અને તે સાંભળવા કિરીટ તથા ઘરનાં બધાં ગયાં હતાં. કિરીટને તેમનું વ્યાખ્યાન એટલું ગમ્યું કે એવાં વધુ વ્યાખ્યાનો શ્રવણ કરવાનું મન થઈ ગયું. ત્યારપછી વખત મેળવીને તેણે એક-બે વ્યાખ્યાનો સાંભળ્યાં પણ ખરાં, પરન્તુ તેથી જાણે તૃપ્તિ થઈ ન હોય તેમ તેણે પોતે જ યમુનાની સંમતિપૂર્વક સ્વામીજીને નિમંત્ર્યા હતા. યમુનાના આનંદનું તો પૂછવું જ શું!

બીજા સંન્યાસીઓની પેઠે મધુસૂદનાનંદજી કાંઈ લોકો પાસેથી નાણાં ધૂતવા આવ્યા નહોતા, એટલે તે પોતાને પગે ભેટ-નજરાણું મુકાવતા નહિ કે કોઈ મૂકે તો તે ગ્રહણ કરતા નહિ. હરદાર પાસે

તેમના ગુરુનો એક આશ્રમ હતો જે તપોવનાશ્રમને નામે ઓળખાતો, ત્યાંથી તે ગુરુની આજ્ઞાનુસાર બે શિષ્યોની સાથે વેદધર્મનો સંદેશ ભારતની જનતાને સુણાવવા નીકળ્યા હતા. ત્રણ વર્ષ સુધી એ રીતે આખા ભારતમાં ઘૂમવાની ગુરુની આજ્ઞા હતી અને માળવામાંથી ગુજરાતમાં પ્રવેશ કરતાં તેમણે પહેલો પગ વડોદરામાં જ મૂક્યો હતો. પૂર્વ ભારત અને દક્ષિણ ભારતમાં ઘૂમવાનું હજી તેમના માટે બાકી રહ્યું હતું.

સ્વામી મધુસૂદનાનંદજી વેદો અને ઉપનિષદોના જ્ઞાતા હતા, તે સાથે તેમણે પોતાના અંગ્રેજી ભાષાના જ્ઞાનની મદદથી ડો. બેસન્ટના, એરંડેલના, કૃષ્ણમૂર્તિના, સ્વામી રામકૃષ્ણના, સ્વામી વિવેકાનંદના, સ્વામી રામતીર્થના ઇત્યાદિ તત્ત્વવેત્તાઓના વિચારોનો સારી પેઠે પરિચય કર્યો હતો. તેમના વ્યાખ્યાનમાં તેમનું વિશાળ જ્ઞાન તરી આવ્યા વિના રહેતું નહિ; એટલું જ નહિ પણ તેમનો ઉપદેશ એટલો બુદ્ધિગમ્ય હતો કે તર્કો કરવામાં કુશળ એવા જુવાન કોલેજિયનો, પ્રોફેસરો અને પંડિતોને પણ તેમનાં વ્યાખ્યાનો સાંભળવાં ગમતાં, પોતાની શંકાઓના સમાધાન માટે તેઓ તેમની પાસે જતા અને ચર્ચા પણ કરતા. સ્વામીજી પણ તેમની સાથે ખુલ્લે દિલે વાતો કરતા. પોતે કોઈ પ્રકારનો દિગ્વિજય કરવા નીકળ્યા છે એવો કાંઈ તેમનો ખયાલ હતો નહિ, એટલે કુતર્કોની જાળથી વાદી પક્ષને હરાવીને કૃતકૃત્ય થવું એવી શાસ્ત્રચર્ચામાં તે પડતા જ નહિ. એવા પાંડિત્યપ્રદર્શનથી ચર્ચાકાર વાદી–પ્રતિવાદીઓની કીર્તિ–અપકીર્તિ પ્રસરે ખરી, પરન્તુ તેથી જનતાને શો લાભ? બિચારી જનતાને એવું પાંડિત્ય જોઈતું નથી, તેને તો જીવનની વિશુદ્ધિ માટેનું માર્ગદર્શન જોઈતું હોય છે, ધર્મનું રહસ્ય પામીને જીવનચર્યાને વહેવારુ રીતે પવિત્ર કરવા માટેનાં સૂચનો જોઇતાં હોય છે, એવી માન્યતાપૂર્વક શાસ્ત્રચર્ચાને નામે કોઈ પ્રકારની વિતંડામાં તે ઊતરતા જ નહિ. તેમની આવી શકિત અને ગુણોએ જે અનેક દિલોમાં પક્ષપાત જમાવ્યો હતો તેઓમાંનો એક કિરીટ હતો.

બેઠક ગોઠવવાનું કાર્ય હજી પૂરું થયું નહોતું, ત્યાં તો પડોશમાંથી સ્ત્રીપુરુષો સ્વામીજીનું સ્વાગત કરવા માટે આવવા લાગ્યાં, અને બેઠકમાં ગોઠવાવા લાગ્યાં. સ્વામીજીને તેડી લાવવા માટે કિરીટ ગાડી લઈને સાડાનવ વાગ્યે જવાનો હતો અને સ્વામીજી બરાબર દસ વાગતાં ઘેર પધારવાના હતા. કિરીટે ઘેરથી નીકળ્યા પૂર્વે યમુનાને તથા કમળાને બધી સૂચના કરી: "જુઓ, ફૂલના હાર આવી ગયા છે. સ્વામીજી આવે અને દ્વારમાં પ્રવેશ કરે તે વખતે મંગળાએ ત્રણેને ફૂલહાર પહેરાવવાના છે, એટલે તે વખતે તે બરાબર તૈયાર થઈને નીચેની ડહેલીમાં જ ઊભી રહે. રસોઈ તો વખતસર તૈયાર થાય તેમ લાગે છે એટલે કશી ફીકર નથી; પરન્તુ સ્વામીજીનું વ્યાખ્યાન બરાબર બાર વાગતાં સુધી ચાલશે, અને વ્યાખ્યાન પૂરું થઈ રહે કે તુરત તેમના ભોજન માટેના પાટલા નંખાઈને બધું તૈયાર થઈ ગયું હોવું જોઈએ, એ બધું તમારે જોવાનું. સ્વામીજી આવી ગયા પછી તમારે મને કશું પૂછવાનું નહિ અને હું કશું કહીશ નહિ. પૂછવું હોય તો અત્યારે જ પૂછી લો."

યમુનાએ કહ્યું: "એ બાબતની તમારે કશી ચિંતા કરવી નહિ. અમે બધું સંભાળી લઇશું."

કિરીટે મંગળા સામે જોતાં હસીને કહ્યું: "આજે તારાથી સ્કૂલે નહિ જઈ શકાય."

"હું ધારું છું કે રિસેસ (આરામની રજા) પછી તો જઈ શકાશે."

"એ તો કશું કહી શકાય નહિ; ભોજન પછી સ્વામીજી કેટલો સમય રોકાય છે તે ઉપર બધો આધાર છે." એમ કહેતો કિરીટ સ્વામીજીને તેડી લાવવા માટે ઊપડ્યો.

કિરીટ ગયો એટલે કમળા અને યમુનાએ બધી તપાસ કરી લીધી અને કશી અપૂર્ણતા રહી નથી ને, એ જોઇ લીધું. મંગળાએ ફૂલની ટોપલીમાંના હાર છૂટા કરી બરાબર મૂક્યા કે જેથી તે પહેરાવતી વખતે ગૂંચવાઈ ન જાય. પછી ફૂલની ટોપલીને પોતાની બાજુમાં

જ મૂકીને તે ડહેલીમાંની બેંચ ઉપર બેસી ઉત્સાહભેર સ્વામીજીના આગમનની રાહ જોઇ રહી.

ઘડીઆળમાં દસના ટકોરા પડ્યા એટલે તેણે ઊઠીને ડહેલી બહાર ડોકિયું કરી દૂર સુધી નજર ફરી પરન્તુ સ્વામીજીની ગાડી દેખાઈ નહિ.

થોડાં સ્ત્રીપુરુષ પણ ડહેલીમાં આવીને એકઠાં મળી ઊભાં અને સ્વામીજીના આગમનની રાહ જોવા લાગ્યાં. દ્વારથી તે મેડીની સીઢી સુધી કસુંબલ ચાદરો પાથરી હતી તે સ્વામીનાં પગલાં માટે હતી, તેની ઉપર ભૂલેચૂકે પણ બીજા કોઈનો પગ પડી ન જાય તે માટે બધાં સાવધાનીથી હાલતાં-ચાલતાં હતાં.

સવાદસ વાગ્યા પણ સ્વામીજી આવ્યા નહિ. સાડાદસ થતાં ગાડી આવી, પરન્તુ તેમાં કિરીટ એકલો જ હતો, સ્વામીજી નહોતા!

સૌની આંખો કિરીટને ગાડીમાંથી ઊતરતો જોઇ પૂછી રહી હતી: "સ્વામીજી ક્યાં? પાછળ બીજી ગાડીમાં આવે છે?"

ત્યાં તો કિરીટે ગાડીમાંથી ઊતરીને ખબર આપી: "આજે સ્વામીજી કોઇ રીતે આવી શકે તેમ નથી!"

"હેં!!" સૌનાં મુખમાંથી ઉદ્ગાર નીકળી પડ્યો.

કિરીટે ખુલાસો કર્યો તે ઉપરથી સૌએ જાણ્યું કે સ્વામીજીના એક શિષ્યને ગઈ આખી રાત તાવ રહ્યો હતો, અને સવારમાં તાવ નરમ પડી ગયો હતો, પરન્તુ તેની પથારી છોડીને સ્વામીજી જરાએ દૂર ખસવા તૈયાર નહોતા.

કમળાએ પૂછ્યું: "પણ બેને બદલે એક શિષ્યને સાથે લઇને આવ્યા હોત તો?"

કિરીટ બોલ્યો: "મેં કહ્યું નહિ કે સ્વામીજી શિષ્યની પથારીથી જરાએ આઘે ખસવા તૈયાર નથી? મેં એ કહી પણ જોયું, પરન્તુ તે શિષ્યની માંદગીથી એટલા વ્યાકુળ થયા હતા કે તેમણે મને ગુસ્સાથી

જવાબ આપ્યો કે 'વહ ન બન સકે!' એટલે પછી મારાથી વધુ કહી શકાય તેમ જ નહોતું."

મંગળાએ પૂછ્યું : "શિષ્યને શું કાંઇ ભયંકર વ્યાધિ થયો હોવાનો ભય છે?"

કિરીટે કહ્યું : "ના રે ના! માત્ર સહજ તાવ આવ્યો છે, અને અત્યારે તો તાવ પણ નથી. પરંતુ બીજો શિષ્ય અને સ્વામીજી પોતે તેની સેવામાં જ ઉપસ્થિત રહેવા માંગતા હોય તો પછી તેમને તેડી લાવવાનું કેવી રીતે બને?"

કમળા બોલી: "આપણે કેટલી બધી તૈયારી કરી છે. રસોઈ કરાવી છે, લોકો ઉત્સાહથી એકઠા થયા છે, એ કશાનો તેમણે વિચાર ન કર્યો?"

"આપણી તૈયારીઓ અને આપણી આશા ને ઉત્સાહ એ બધાંની એ ત્યાગીઓને શી પરવા!"

મંગળાએ ટીકા કરી: "માત્ર સાધારણ તાવ આવ્યો છે, તેમાં આટલી બધી વાત!"

યમુના બોલી: "એ તો શિષ્ય ઉપર ગુરુની એવી જ મમતા હોય."

એકઠા થએલા લોકોમાં ખબર ફેલાઈ ગઈ કે સ્વામીજી આવવાના નથી એટલે લોકો વેરાઇ ગયા. કિરીટ અને ઘરનાં બધાંને પોતાની બધી તૈયારીઓ અફળ ગઈ તેથી બહુએ લાગી આવ્યું, પણ શું કરે? રસોઈ તૈયાર થઈ ગયેલી તે પડોશમાં વહેંચી દઇને અને ઘરનાંએ ભોજન કરીને માંડમાંડ ખુટાડી.

અને મંગળા વખતસર શાળામાં જઈ શકી.



# પ્રકરણ ૩૫



# શિષ્યની માંદગી

સુરસાગર પરના એક ગૃહસ્થના બંગલામાં સ્વામીજીનો નિવાસ હતો. રોજ સવારમાં અને સાંઝે ત્યાં મુમુક્ષુઓની મેદની મળતી. સ્વામીજી કોઈ વાર ત્યાં વ્યાખ્યાન આપતા, તો કોઈવાર શંકાસમાધાન અંગેનો વાર્તાલાપ ચાલતો. જાહેર વ્યાખ્યાન હોય ત્યારે આ કાર્યક્રમ બંધ રહેતો, છતાં સત્સંગ નિમિત્તે સ્વામીજીના દર્શનાર્થે આવેલો કોઈ પણ મુમુક્ષુ કદાપિ નિરાશ થતો નહિ.

સ્વામીજીનો ભોજન–શયનાદિ સિવાયનો બધો સમય મોટે ભાગે મુમુક્ષુઓની વચ્ચે જ જતો. વાચન–અભ્યાસ–ધ્યાન–ચિંતનાદિ માટે તેમને એકાંતનો સમય જોઈતો તે બહુધા રાત્રે મળી રહેતો એટલે દિવસે તેમનાં દ્વાર મુમુક્ષુઓ કે જિજ્ઞાસુઓ માટે હમેશાં ખુલ્લાં જ રહેતાં. તેમનું જીવન કેવળ સાદું હતું. તે પોતાની સાથે ચાકર સેવક રાખતા નહિ, બહુ સરસામાન પણ રાખતા નહિ અને જીવનની જરૂરીઆતો બને તેટલી ઓછી રાખતા. તેમના વદન ઉપર હમેશાં યોગીની ધીરતા–ગંભીરતા દષ્ટિગોચર થતી, અને કોઈ વાર વ્યાખ્યાન કે વાર્તાલાપની વચ્ચે આછા સ્મિતનું દર્શન થતું.

આવા ધીર–ગંભીર સ્વામીજી જ્યારે પોતાના શિષ્યની તાવ જેવી સાધારણ માંદગીથી વ્યાકુળ બની ગયેલા દેખાયા ત્યારે કેટલાકને તેમના દિલની સુકોમળતાનો એ પ્રભાવ સમજાયો, કેટલાકને શિષ્ય ઉપરના પ્રેમોદ્રેકની અસર દેખાઈ, કોઈને એમ પણ લાગ્યું કે તપોવનાશ્રમમાં રહેનાર એ યોગી તાવ જેવી માંદગીને પિછાણતો ન હોય અને નગરમાં–લોકસમૂહની વચ્ચે વસવાથી એવી માંદગી આવી પડેલી જુએ ત્યારે તે ગૂંચવાઇ જાય એમાં કશી નવાઇ નહિ.

તાવથી પથારીવશ બનેલા શિષ્યની ઉંમર સત્તર–અઢાર વર્ષથી

વધુ નહોતી. બીજો શિષ્ય પણ લગભગ તેટલી જ ઉંમરનો હતો. ગુરુ–શિષ્ય બેઉ એ દર્દી શિષ્યની સેવામાં ઉદ્યુક્ત રહ્યા કરતા હતા.

તાવ બીજે દિવસે સવારે ઓછો લાગ્યો, પણ બપોરે પાછો ચડ્યો, એટલે સેવકોએ ડાક્ટરને બોલાવ્યો. ડાક્ટરે દવા આપી. અને તાવની ચડ-ઊતરની નોંધ રાખવાની સૂચના કરી. સેવકો સ્વામીજીને કહેતા કે "સ્વામીજી! આપ નિશ્ચિંત રહો. દર્દીની સેવામાં અમે રાતદહાડો ખડે પગે રહીશું, આપે જાતે દર્દીની સેવા કરવાની કશી જરૂર નથી." પરંતુ સ્વામીજીનું મન માનતું નહિ. તે દર્દીનો ખંડ છોડીને ક્યાંય જતા નહિ. જેમ જેમ દર્દીની માંદગી લંબાતી હતી, તેમ તેમ સ્વામીજીની બેચેની વધતી હતી. રાત્રિનાં તેમનાં ધ્યાન–ચિંતનાદિ પણ બંધ પડી ગયાં હતાં.

અઠવાડિયું થયું અને તાવ ન ઊતર્યો એટલે એ મુદતિયો તાવ હોવાનું નક્કી થયું. મુદતિયો તાવ ચિંતા કરાવે તેવો હોય છે ખરો.

હવે મુમુક્ષુઓને સમજાવા લાગ્યું : "નિત્યાનંદને તાવ આવ્યો ત્યારથી સ્વામીજી ગભરાવા લાગ્યા હતા તેનું કારણ એ જ હોવું જોઈએ કે આ માંદગી અત્યંત ગંભીર હોવાનું જ્ઞાન તેમને પોતાના યોગબળે કરીને પહેલેથી થયું હોવું જોઈએ; નહિતો તાવની શરુઆતથી જ કોઈ માણસ આટલું વ્યાકુળ બને ખરું?"

એક ભક્ત હૃદયને એમ લાગ્યું કે "સ્વામીજી જ્યોતિષવિદ્યા જાણતા હશે, તેમને નિત્યાનંદની આ માંદગી કદાચ જીવલેણ નીવડવાનો યોગ દેખાતો હશે, તેથી જ તે બેચેન રહ્યા કરે છે અને વારે વારે નિત્યાનંદની પથારી પાસે જઈને કંઈ કંઈ પૂછે છે, તેના શરીર પર હાથ ફેરવે છે, બરફની થેલી હાથે ભરીને તેને માથે મૂકવા બેસી જાય છે, અને સેવકો જે સેવાચાકરી કરે છે તે પણ બરાબર નથી એમ વખતોવખત કહ્યા કરે છે. શિષ્યની સેવા પોતાને હાથે જ કરવાનો તેમનો આગ્રહ ખરેખર વિલક્ષણ છે."

એક વાર કિરીટે સ્વામીજીને કહ્યું : " પ્રભુ ! આપ શિષ્યની માંદગીથી આટલા ચિંતાતુર શાને રહો છો ? ડાક્ટર કહે છે કે ચિંતાનું કશું કારણ નથી; મુદતિયા તાવમાં દર્દીની શકિત ટકી રહેવી જોઈએ છે અને શકિતનો ટકાવ સારો છે; બાકી તાવ તો મુદત પાકયે જ ઊતરે છે, એમાં આપે શામાટે બેચેન રહેવું જોઈએ ?"

સ્વામીજી બોલ્યા : " દેખો ! યહ હમારા શિષ્ય હૈ ઔર આશ્રિત ભી હૈ. તે એક ધનવાન અને સંસ્કારી ખાનદાનનો લડકો છે, અને તેની ઈચ્છાથી તેના પિતાએ મને તેના આત્માનું કલ્યાણ કરવા માટે સોંપ્યો છે. આત્મકલ્યાણને માર્ગે હજી તો તેણે પગલાં જ માંડયાં છે, તેની સિદ્ધિ તો જ્યારે થાય ત્યારે ખરી, પરન્તુ તે પહેલાં મારા આશ્રયે રહેલો એ મુમુક્ષુ આત્મા પોતાનો દેહ જ ગુમાવી બેસે તો હું શું કરું ? તેના પિતાને, મારા ગુરુદેવને અને દુનિયાને હું શું મ્હોં બતાવી શકું ? તેથી મારા મનમાં અશાંતિ રહ્યા કરે છે, સમજ્યા ? "

કિરીટના મુખમાં અને તેની પાછળ બેઠેલી કમળા અને મંગળાના મુખમાં પણ સ્મિતરેખા ફરકી, પરંતુ સાંઝનું અંધારું વળતું આવતું હતું તેમાં સ્વામીજીના જોવામાં એ સ્મિત આવ્યું નહિ.

કિરીટે કહ્યું : " એ ખરું, પરંતુ આટલી સારી માવજત ચાલે છે, વડોદરામાં મળતા સારામાં સારા ડાક્ટરો ઉપચાર કરે છે, વડોદરાનરેશના રાજકુમારની જેવી સેવાશુશ્રૂષા થાય તેવી જ નિત્યાનંદની થાય છે, પછી આપને ચિંતા કે અસંતોષ રાખવાનું કાંઈ કારણ તો નથી દેખાતું સ્વામીજી ! "

" યે બાત સચ હૈ, મગર તમને ખબર નથી કે જીવનમાં સ્વજન સિવાયની કોઇની પણ સેવા પરિપૂર્ણ હોઈ શકતી નથી. સંસારના સ્વજન એવા નિત્યાનંદના પિતાનું સ્થાન મેં લીધું છે, તો મારો ધર્મ શો છે તે હું જાણું. બીજું કોણ જાણે ? તેની સેવા કેવી રીતે થવી જોઇએ તેનો ખયાલ મને હોય તેવો કોઈ નર્સને કે

ઈતર જનને હોય એમ હું નથી માનતો...અરે યે કયા હુવા? હિચકી આતી હૈ!" કહેતા કે હેડકી જેવો અવાજ સાંભળીને સ્વામીજી નિત્યાનંદની પથારી ભણી દોડચા.

તે વખતે નિત્યાનંદને ઊલટી થતી હતી. માંદગી દરમિયાન ઉપસ્થિત થએલું આ નવું ચિહ્ન સ્વામીજીને વધારે ચિંતાતુર બનાવે તેવું હતું. તુરત ડાક્ટરને ટેલીફોન કરવામાં આવ્યો અને ડાક્ટરે મારતી મોટરે આવીને દર્દીને તપાસ્યો. ઊલટીને પૃથક્કરણ માટે એક બાટલીમાં ભરી લીધી.

સ્વામીજી અકળાઇને બોલ્યા: "આમ કેમ થાય છે ડાક્ટર? તમે કહો છો કે નિત્યાનંદની તબિયત સુધારા પર છે અને નવું દર્દ કેમ થઇ આવ્યું? તમે ડાક્ટરી શીખ્યા છો કે હજામત?"

ડાક્ટર ગમ ખાઈ ગયો અને કશું ન બોલ્યો. તેને માઠું તો લાગ્યું પણ એ યોગી પુરુષને તે શું કહે? દર્દીની તબિયત જરા બગડતાં તેનાં સ્વજનો ડાક્ટર પર ઉશ્કેરાઇ જાય છે એમ જાણનાર ડાક્ટરે સબૂરી પકડી અને થોડી વારે ઊલટીનું પૃથક્કરણ કરીને પોતે બીજી દવા મોકલશે એમ કહી તે ચાલ્યો ગયો.

પણ તેથી સ્વામીજીની ચિંતા ઓછી થઇ નહિ. તેમણે બે-ત્રણ ધનિક ભક્તોને બોલાવ્યા અને ડાક્ટરની દવા બંધ કરીને કોઈ સારા દેશી વૈદ્યને બોલાવી લાવવા કહ્યું.

એક ભક્તો કહ્યું: "જુઓ સ્વામીજી! એમ અકળાઓ નહિ. એ સારામાં સારો ડાક્ટર છે અને આટલો વખત ડાક્ટરની દવા કર્યા પછી પાછી વૈદ્યની દવા શરુ કરીશું તો તે પાછો એકડેએકથી શરુ કરશે. ડાક્ટર દર્દીની ખાસિયત જાણી ચૂકયા છે અને વૈદ્યને તે જણાતાં પાછા બે ચાર દિવસ અખતરાઓમાં જ વીતી જશે."

પણ સ્વામીજીનું મન માન્યું નહિ. તેમણે વૈદ્યને બોલાવવાની જ હઠ પકડી એટલે એક મહારાષ્ટ્રીય વૈદ્યને બોલાવી લાવવામાં આવ્યો. તેણે નિત્યાનંદની તબિયત તપાસી અને વિષમ જ્વરનું નિદાન

કર્યું. ઊલટી વાયુના પ્રકોપથી થઈ હોવાનું તેણે કહ્યું. ડાકટરોની ઉપચારોની પદ્ધતિની તેણે થોડી નિંદા પણ કરી, એટલે સ્વામીજીને લાગ્યું કે આ વૈદ્ય જ નિત્યાનંદની તબિયત ઉતાવળે સુધારી શકશે.

હવે વૈદ્યની દવાની શરુઆત કરવામાં આવી, અને ડાકટરને પડતો મૂકવામાં આવ્યો. પહેલાં દૂધ અને મોસંબીનો રસ એ જ નિત્યાનંદનો ખોરાક હતો તેને સ્થાને હવે ભાત–દૂધ આવ્યાં અને બે દિવસ પછી તાવનું પ્રમાણ વધી ગયું.

પુનઃ સ્વામીજી ગભરાયા અને પાછો ડાકટરને બોલાવવામાં આવ્યો. સ્વામીજીએ ડાકટરને કહેલી કટુ વાણી માટે તેમણે ડાકટરની ક્ષમા માંગી અને પુનઃ નિત્યાનંદને તેને સોંપ્યો. ડાકટરે સ્વામીજીને ધીરજ આપીને કેસ પાછો પોતાના હાથમાં લીધો.

અને એકંદરે ત્રણ અઠવાડિયાંને અંતે તાવે નિત્યાનંદનો પીછો છોડ્યો, એટલે સ્વામીજીના વદન ઉપર ધીરે ધીરે પ્રસન્નતા પ્રકટવા લાગી.

પણ હવે સ્વામીજીનું મન ઊંચું થઈ ગયું હતું. વડોદરામાં તેમણે ધાર્યું હતું તે કરતાં નિત્યાનંદની માંદગીને અંગે તેમને વધુ સમય ગાળવો પડ્યો હતો, એટલે તે જેમ બને તેમ ઉતાવળે વડોદરા છોડીને ભરૂચના ભાવિક જનોના આગ્રહથી ત્યાં જવા ઇચ્છતા હતા. નિત્યાનંદ બરાબર સશક્ત થઇ જાય એટલે તે જવાના હતા.

સ્વામીજીની ચિત્તવૃત્તિમાં પૂર્વવત્ સમતા સ્થપાવા લાગતાં પુનઃ વ્યાખ્યાન, વાર્તાલાપ, ઉપદેશાદિ કાર્યક્રમ ચાલુ થવા લાગ્યો હતો, પરન્તુ તે સ્વામીજીના નિવાસસ્થાને જ. જાહેર વ્યાખ્યાન કે કોઈને ત્યાં જઇને ઉપદેશદાન કરવાનું હવે તેમણે છોડી દીધું હતું. ઘણાય મુમુક્ષુ ભક્તોને તેમણે એ રીતે નિરાશ કર્યાં હતા.

પરન્તુ એક વાર સવારના નવ વાગતાં સ્વામીજી પોતાના બેઉ શિષ્યોની સાથે કિરીટને ત્યાં જઇ પહોંચ્યા અને "યમુનાબાઈ! ઘરમાં છો કે?" કહેતા બારણામાં પેઠા.

કિરીટ અને ઘરનાં બીજાં બધાં સ્વામીજીને એકાએક પોતાને ઘેર આવી પહોંચેલા જોઈને ચોંકી ઊઠયાં.

" સ્વામીજી ! પધારો ! " કહેતો કિરીટ દાદર ઊતરી આવ્યો.

યમુના સ્વામીજીનો સ્વર પિછાણીને બારીએ ડોકાઈ અને તુરત દાદર ઊતરી. મંગળાના હાથમાં ચોપડી અને કમળાના હાથમાં ઘરકામ સ્થિર બની ગયાં.

" પધારો, પ્રભુ ! " યમુના બોલી : " અગાઉથી કહાવ્યા વિના આપ પધાર્યા ? "

" કહાવવાની શી જરૂર ? એક વાર તમને નિરાશ કરવાનું પાતક મારે હાથે થઈ ગયું છે, તો એ પાતકનું નિવારણ આ રીતે જ કરવાનું મને રુચ્યું અને હું મારી મેળે ચાલ્યો આવ્યો ! " સ્વામીજીએ પ્રસન્નતાપૂર્વક કહ્યું.

♠ ♠

## પ્રકરણ ૩૬

♠

## સ્વામીજીનું વ્યાખ્યાન

સ્વામીજી ઓચિંતા આવ્યા હતા, એટલે તેમના સ્વાગત માટેની પહેલાંના જેવી સુંદર વ્યવસ્થા તો શકય જ નહોતી, પરન્તુ જેટલી બને તેટલી ઉતાવળથી કિરીટે પોતાની બેઠકના ખંડમાં સ્વામીજીને બેસાડવાની વ્યવસ્થા કરી. પડોશમાં બધે સમાચાર પહોંચી ગયા એટલે લોકો પણ આવીને ભરાવા લાગ્યા.

યમુનાએ આવીને સ્વામીજીનું પાદપ્રક્ષાલન કર્યું અને અગાશીમાંનાં ફૂલનાં કુંડામાંથી જે કાંઈ ફૂલો મળી શકયાં તે ચૂંટી લઇને સ્વામીજીને તે વડે વધાવીને પોતાનું મન મનાવ્યું.

સ્વામીજીએ જોયું કે યમુના અને કિરીટ પોતાના ઓચિંતા આગમનને કારણે ગૂંચવણમાં પડી ગયાં છે, એટલે તેમણે તુરત

કહ્યું: "જુઓ યમુનાબાઈ! હું જાણીસમજીને જ ઓચિંતો આવ્યો છું. મારા સ્વાગત કે ભોજન માટે તમારે કશી મોટી તરખડ કરવાની નથી. પહેલી વાર તમે કેટલી તકલીફ ઉઠાવી હશે તેની કલ્પના હું કરી શકું છું, અને એવી તકલીફ તમને ન પડે તે માટે જ હું તમને ખબર પહોંચાડયા વિના આવ્યો છું. ભોજન માટે થોડાં ફળ અને દૂધ એ સિવાય બીજું કશું અમે લેવાના નથી, અને તે પણ વહેલું મોડું ગમે ત્યારે આવશે તો ચાલશે, સમજ્યાં? છતાં તમે રસોઈની કે બીજી કાંઈ મોટી ધમાલ કરશો તો પસ્તાશો, કારણકે ફળ–દૂધ વિના બીજું કશુંય હું લેવાનો નથી તે તમને અત્યારથી કહી દઉં છું."

"અરે પ્રભુ! એમ તે કાંઈ હોય? રસોઈ માટે અમને કાંઈ ખાસ તકલીફ નહિ પડે." કિરીટે કહ્યું.

"નહિ, નહિ, મારો નિશ્ચય મેં તમને કહી દીધો છે તે કોઈ રીતે અન્યથા નહિ થાય."

એકઠાં થએલાં સ્ત્રીપુરુષો સ્વામીજીની સાદાઇ અને સરળતાને પ્રશંસતાં એક બીજાનાં મ્હોં સામે જોઈ રહ્યાં.

સ્વામીજીએ જોયું કે એકઠાં થએલાંઓ નિત્યાનંદ ઉપર વિશેષ દૃષ્ટિ ખોડી રહ્યાં હતાં એટલે તેમણે કહ્યું: "નિત્યાનંદની તબિયત હવે બરાબર સુધરી ગઈ છે, એટલે કશી ચિંતાનું કારણ રહ્યું નથી. હજી યોગાભ્યાસ અને પઠનનો ક્રમ ચાલુ કર્યો નથી, માત્ર આરામમાં જ સમય ગાળે છે; કેમ બાલયોગી! ચિત્ત પ્રસન્નતા અનુભવે છે ને?" એમ કહી કુતૂહલપૂર્વક સ્વામીજીએ નિત્યાનંદના વદન ભણી જોતાં સહજ સ્મિત કર્યું.

"આપની કૃપાથી પ્રસન્નતા વર્તે છે." નિત્યાનંદે સસ્મિત ઉત્તર આપ્યો, એટલે લોકો પણ આનંદ પામ્યા.

"મારી કૃપાની વાત ન કર, કૃપા તો આ વડોદરાવાસી ભક્ત જનોની છે કે જેઓએ માંદગીમાં પોતાના પુત્રની પેઠે તારી માવજત

કરી છે, કાંકરાની પેઠે રૂપિયા ખર્ચ્યા છે, રાજકુમારની પેઠે તારી જરૂરીઆતો પૂરી પાડી છે અને મારા વિષમ ચિત્તમાંથી પ્રકટતી કટુ વાણીની પણ મૂગે મોઢે બરદાસ્ત કરી છે."

યમુના બોલી: "એમ ન કહો, પ્રભુ! સંતોની સેવા ભક્તોને માટે હમેશાં સુલભ નથી હોતી. એવી સેવાની તક મળે ત્યારે તેનો લાભ ઉઠાવવો એ તો ભક્તોનો પહેલો ધર્મ છે, એમાં વડોદરાએ વિશેષ શું કર્યું છે? કૃપા તો પ્રભુની છે કે જેણે એ સેવાનાં મીઠાં ફળ ઉગાડી આપ્યાં અને આપ જેવા સંતજનને સંતુષ્ટ તથા પ્રસન્ન જોવાનો અમને અવસર આપ્યો."

"યમુનાબાઈ! તમે અમને સંતજન કહ્યા, અને બધાય લોકો અમને સંત કહે છે, પરન્તુ અમે શામાટે સંત છીએ, તમે શામાટે તમને સંત માનતાં નથી, તમે સંત થઈ શકો કે નહિ, એવા પ્રશ્નોનો તમે કોઈ વાર વિચાર કર્યો છે કે નહિ?" સ્વામીજીએ પ્રશ્ન કર્યો.

યમુના બોલી: "હા પ્રભુ! ઘણીએ વાર મનમાં વિચાર તો થાય છે કે જેવા તમે છો એવા અમે થઇએ તો કેવું સારું! પણ બળ્યું, આ સંસારનો મોહ છોડાતો નથી; જેનાં સંસારનાં બીજ બળી ગયાં છે તેવી મારા જેવીથી પણ ઘર છોડાતું નથી, જેમને પોતાનાં માન્યાં છે તેમનાથી અળગાં થઈ શકાતું નથી, તો પછી બિચારાં બીજાં સંસારી જનોની તો શી દશા! આ સંસારનો મોહ જ એવો છે પ્રભુ! જાણીએ છીએ, સમજીએ છીએ કે સંસાર જ લખચોરાશીમાં ભ્રમાવનારો છે, છતાં તે છૂટતો નથી; આપ છૂટચા એટલે સંત થયા, અમે છૂટી શકતાં નથી એટલે ભ્રમીએ છીએ અને આપ જેવા સંતની સેવાનો લાભ મેળવી સંતોષ માની બેસી રહીએ છીએ."

સ્વામીજી બોલ્યા: "તમે સમજ્યાં છો તો સાચું, પણ એ મોહ છૂટવાની ચાવી હજી તમને દેખાઈ નથી." એમ કહી એ જ

પ્રશ્નને આજના વ્યાખ્યાનનો વિષય બનાવી સ્વામીજી આગળ બોલ્યા: "રામાનંદ સ્વામી બ્રાહ્મણ હતા, તેમના અનેક શિષ્યો અને ભક્તો હતા, પરન્તુ એક પ્રસંગ એવો આવ્યો કે જ્યારે તે એક ચંડાળને ભેટયા, એક મુસલમાનને ભેટયા અને એક ચમારને પણ ભેટયા! એ ચંડાળ તે ભક્ત નાભા, એ મુસલમાન તે ભક્ત કબીર અને એ ચમાર તે ભક્ત રવિદાસ. શિષ્યો અને ભક્તો સ્વામીને ધિક્કારવા લાગ્યા, સમાજે તેમને ભ્રષ્ટ ગણ્યા, પણ તેમને જનતાનો દ્વેષ જરાએ અસર કરી શક્યો નહિ. તે સંત હતા અને સંત રહ્યા. સમાજે તેમને ભ્રષ્ટ માન્યા પણ પ્રભુએ તેમને ભ્રષ્ટ ન માન્યા, ઊલટું પ્રભુ એક ડગલું વધારે તેમની નિકટ આવ્યા. કયા ગુણે અને શક્તિએ કરીને તે પ્રભુની પ્રીતિને પાત્ર બન્યા તે જાણો છો? પોતાનું મન અને વિશ્વમન એક જ છે એ સત્યને તે પ્રાપ્ત કરી શકયા હતા, અર્થાત્ જે 'સોઽહં' 'સોઽહં' નો જાપ આપણે કરીએ છીએ તે 'સોઽહં'ને તે ચરિતાર્થ કરી શકયા હતા. પોતે જેવા માનવ છે તેવો જ માનવ ચંડાળ, મુસલમાન કે ચમાર છે, સમાજે માનેલા ભેદ તો ક્ષુદ્ર છે, નિષ્ઠુર છે, પરંપરાગત સંસ્કારની અસર છે એમ સમજીને તે જનતાના ધિક્કારને ઉલ્લંઘી શકયા હતા.

"ઈશુ ખ્રિસ્તને પણ એ 'સોઽહં' નો સાક્ષાત્કાર થયો હતો. પોતાની અહંસીમાને વટાવીને પરમ માનવની સાથે તેમણે પોતાનો અભેદભાવ અનુભવ્યો હતો.

"ભગવાન બુદ્ધે પણ 'સોઽહં' તત્ત્વને પિછાણી ઉપદેશ્યું છે કે સમસ્ત જગત પ્રતિ હિંસાશૂન્ય-શત્રુતાશૂન્ય માનસથી ખૂબ મૈત્રી પોષો; ઊઠતાં, બેસતાં, ચાલતાં અને સૂતાં ઊંઘી ન જવાય ત્યાંસુધી એ મૈત્રીની સ્મૃતિ જ રાખ્યા કરો.

"માનવમાં 'સોઽહં' તત્ત્વ રહેલું છે તેથી જ આ બધા મહાત્માઓએ માનવને જ ઉપદેશ કર્યો છે. અપાર પ્રેમ વડે જ પોતાના અંતરમાં રહેલા અનંત સત્યને માનવ પ્રકાશિત કરી શકે છે.

વેદમાં કહ્યું છે કે **पुरुषे ब्रह्म विदुः ते विदुः परमेष्ठिनम्**–જેઓ બ્રહ્મને માનવમાં જાણે છે, તેઓ પરમ દેવતાને પણ જાણે છે. એ માનવદેવતાને માનવમાં પામ્યાથી જ ભગવાન બુદ્ધે ઉપદેશ કર્યો હતો કે:—

**माता यथा नियं पुत्तं। आयुसा एक पुत्तमनुरक्खे।**
**एवंपि सब्ब भूतेसु मानसं भावये अपरिमाणं॥**

અર્થાત્-જેવી રીતે માતા પોતાનું આયુષ્ય ક્ષીણ કરીને પોતાના એકના એક પુત્રનું રક્ષણ કરે છે, તેવી રીતે સર્વે પ્રાણીઓ તરફ મનમાં અનંત પ્રેમભાવ ઉત્પન્ન કરવો. બસ એ જ મોહ છૂટવાની ચાવી છે. કરોડ વાર 'સોહં' નો મંત્રજાપ કરવાથી કશુંય વળવાનું નથી, મારા જેવાની સેવાભક્તિ કરીને કે વ્યાખ્યાનો સાંભળીને કાન પવિત્ર કરશો તો તેથી પણ કશું વળવાનું નથી; કાન કાંઈ 'સોહં' નથી, એ 'સોહં' તો અંતરમાં બેઠો છે; તેમાં અને બીજા માનવોમાં જ્યારે અભેદભાવ જોતાં શીખશો ત્યારે જ આ બધી પાર્થિવતાનો મોહ છૂટશે."

કિરીટે વચમાં કહ્યું: "એ ભગવાન બુદ્ધ અને ઈશુએ બોધ કર્યો ત્યારથી માંડીને આજસુધી આપના જેવા સંતો પણ એવો જ બોધ કરે છે, છતાં જનતા તો આજે જાણે તેવી ને તેવી જ છે. બુદ્ધના અનુયાયીઓ ચીન–જાપાન માંહોમાંહે લડે છે અને ખ્રિસ્તના અનુયાયીઓ યુરોપના દેશો પણ માંહોમાંહે લડે છે."

સ્વામીજી હસીને બોલ્યા: "સાચી વાત કહી તમે કિરીટલાલ! બુદ્ધ કે ઈશુના ઉપદેશનું પાલન કેટલા માણસો કરશે અને કેટલા નહિ કરે એ ગણતરી મહાત્માઓ કદાપિ કરતા નથી. સત્યનો વિચાર એવી ગણતરી ઉપર નિર્ભર રહેલો નથી. મનુષ્યમાં મહામાનવ રહેલો છે એવી એ મહાત્માઓને પ્રતીતિ હતી એટલે કોઇ જાતની ગણતરી કર્યા વિના કે સંકોચ રાખ્યા વિના તેમણે એ મહામાનવને આહ્‌વાન કર્યું હતું અને કહ્યું હતું કે અપાર પ્રેમદ્વારા સૌ પોતપોતાના અંતરમાં બ્રહ્મને પ્રકટ કરો. 'સોહં' તત્ત્વ બધાને માટે નથી, માત્ર ક્ષણ-

જન્મા માટે છે, એમ કહેનારાઓ ભૂલે છે. સર્વ માનવનો સમાન અધિકાર છે, કોઈ ઉત્તમ નથી કે કોઈ કનિષ્ઠ નથી. જેઓ પોતાને કનિષ્ઠ માને છે, 'સોઽહં' તત્ત્વના અનધિકારી સમજે છે તેઓ ભ્રમ સેવે છે. આપણે સૌ 'સોઽહં' તત્ત્વ કપાળમાં લખાવીને માનવ જન્મ્યા છીએ. હું સંત છું, તો તમે અસંત નથી : બ્રહ્મતત્ત્વને જાણવાનો અને જીવનમાં અભેદબુદ્ધિ ચરિતાર્થ કરવાનો જેવો અધિકાર ભગવાન રામાનંદનો હતો, બુદ્ધનો હતો, ઈશુનો હતો, તેવો જ નાભા–કબીર–રવિદાસનો પણ હતો અને મારો તથા તમારોય છે. અધિકારમાં ભેદ માનનારાઓ બ્રહ્મનું અસંમાન કરે છે.

"હવે જો આપણે બધાં સમાનાધિકારી છીએ તો અંતરમાં બ્રહ્મતત્ત્વના પ્રકટીકરણ માટે તમારે યત્નશીલ થવું જોઇએ, પ્રમાદ ન કરવો જોઈએ. અનેક પ્રતિકૂળતાઓને વિદારીને અનુકૂળતા પ્રાપ્ત કરવાનો યત્ન જેવો અમે સેવ્યો તેવો તમેય સેવી શકો છો. ક્રમેક્રમે તમેય પાર્થિવતાનો મોહ છોડીને સર્વત્ર બ્રહ્મને જ જોવાની અભેદ-દૃષ્ટિ પ્રાપ્ત કરી શકશો."

એ રીતે સ્વામીજીનું વ્યાખ્યાન સારી પેઠે લંબાયું અને શ્રોતાઓ જાણે બ્રહ્મજળથી તરબોળ થઈ ગયા. સમજૂતી એટલી સરસ હતી અને પોતાની મેળે જ શંકાઓ ઉપસ્થિત કરીને સમાધાન કરવાની સ્વામીજીની વ્યાખ્યાનશૈલી એટલી ચોટદાર હતી કે શ્રોતાઓને માટે વચ્ચે પ્રશ્ન કે શંકા ઉત્પન્ન કરવાની જરૂર જ રહેવા પામતી નહિ.

## પ્રકરણ ૩૭

## મંગળાનો પ્રશ્ન

અગીઆર વાગતાં સ્વામીજીનું વ્યાખ્યાન પૂરું થયું એટલે શ્રોતાઓ વીખરાઈ ગયા.

હવે કમળા અને યમુનાએ સ્વામીજી અને તેમના શિષ્યો માટે ભોજનની તૈયારી કરવા માંડી. ફળ અને દૂધ સિવાય બીજા પદાર્થો

નહિ આરોગવાની વાત સ્વામીજીએ પહેલેથી જ કહી દીધી હતી, એટલે કમળાએ વધારાના દૂધની જોગવાઈ કરી રાખી હતી; પરન્તુ લીલો મેવો જોઈએ તે તો કિરીટે બજારમાં જઈને લઈ આવવાનો હતો એટલે કિરીટ તુરત ચાલ્યો. મંગળાને આજે શાળામાં જવાનું હતું પરંતુ સ્વામીજી ભોજન કરી લે ત્યાંસુધી તો પોતાથી જમીને શાળામાં જઈ શકાશે નહિ એમ તે જોઈ શકી હતી, કારણકે સ્વામીજી આવી પહોંચતાં રસોઈનું કામ આગળ વધતું એકદમ અટકી ગયું હતું.

સ્વામીજી માટે ભોજનના પદાર્થો આવતાં અને તેમનો ભોજન-વિધિ પૂરો થતાં સાડા બાર વાગી ગયા અને પછી ઘરનાં માણસોને જમી રહેતાં તો દોઢ વાગ્યો.

નિવૃત્ત થઈને કિરીટ પાછો સ્વામીજી પાસે આવીને બેઠો, અને પાછળથી યમુના, કમળા અને મંગળા પણ આવ્યાં.

કિરીટે પૂછ્યું: “સ્વામીજી! ગાંધીજીના વિચારોથી તો આપ સારી પેઠે જ્ઞાત હશો. તેમના બધા કાર્યક્રમોથી દેશની જનતા ઉપર સારો ઉપકાર થયો હોય એમ આપ માનો છો ખરા ને?”

સ્વામીજી બોલ્યા: “ખરેખર માનું છું, પરન્તુ દેશના આમુષ્મિક કલ્યાણનું તત્ત્વ ગાંધીજીના કાર્યક્રમમાં નહિવત્ છે એ મને બહુ ખૂંચે છે. આપણા દેશના મહાત્માઓનો વારસો જેટલો સ્વામી રામકૃષ્ણે, સ્વામી વિવેકાનંદે, સ્વામી રામતીર્થે અને કાંઈક સ્વામી દયાનંદ સરસ્વતીએ પણ જેટલો દિપાવ્યો છે તેટલો હજી ગાંધીજી દિપાવી શક્યા નથી. જનતાનું કેવળ ઐહિક હિત–સ્થૂળ હિત–અર્થ અને કામની દૃષ્ટિએ સધાતું હિત એ મનુષ્યજીવનની સાર્થકતાના સિંધુમાં બિંદુ જેટલું સ્થાન રોકે છે.”

“એ વિષે હું આપની સાથે ચર્ચામાં ઊતરવા નથી ઇચ્છતો, પરન્તુ એટલું જ કહું છું કે જનતાનો ઐહિક ધર્મ કર્મ કરવાનો છે અને આમુષ્મિક દૃષ્ટિએ એ કર્મની કામના અને ફળ ત્યજવાનો છે એમ

કહી ટિળક નિષ્કામ કર્મયોગનો બોધ કરે છે, તો ગાંધીજી તેથીય આગળ વધીને અનાસક્તિને જ જીવનનું લક્ષ્ય માને છે જેમાં શુભાશુભ સર્વ કર્મનો સર્વથા ત્યાગ પણ સમાઈ જાય છે. એ નિરપેક્ષ આમુષ્મિક દૃષ્ટિનો જ બોધ કરે છે, એમ મને સમજાય છે. આપણી આર્ય આમુષ્મિક કલ્યાણની દૃષ્ટિ એમાં જ સમાઈ જાય છે એમ હું માનું છું."

"માનવના આમુષ્મિક કલ્યાણની દૃષ્ટિ ગાંધીજી ધરાવતા જ નથી એમ હું કયાં કહું છું?" સ્વામીજીએ ઉત્તર આપ્યો: "પરન્તુ એ કલ્યાણસિદ્ધિનાં જે સોપાન આપણા આર્ય મહાત્માઓએ કહ્યાં છે તેને અનુકૂળ રહેવામાં ગાંધીજી હમેશાં દૂર રહ્યા કરે છે."

"એ તો સાધનભેદની વાત થઈ. જો સાધ્ય સમાન હોય તો સાધનોની વાત ગૌણ છે. જેવો યુગ વર્તતો હોય તેવાં સાધનો સંશોધવાં એ તો પ્રત્યેક યુગના મહાત્માઓનું કર્તવ્ય છે."

સ્વામીજી બોલ્યા: "યુગભેદ મહાત્માઓની આડે આવતો નથી. બુદ્ધ અને મહાવીરનો, સ્વામી રામાનંદનો, સ્વામી રામકૃષ્ણનો એ બધા સ્થૂળ દૃષ્ટિએ જુદા જુદા યુગો જ હતા કે નહિ? છતાં કલ્યાણસાધનામાં એ કોઈ મહાત્માને યુગનો ભેદ નડયો નથી અને માત્ર ગાંધીજીને જ નડતો હોય એમ કેમ માની શકાય? અમને અમારી કલ્યાણયાત્રામાં તો યુગનો ભેદ જરાએ વિઘ્નકારક બનતો નથી."

"સંસારમાં આપ કયા દેશમાં અને કુળમાં હતા?"

સ્વામીજી સ્મિત કરીને બોલ્યા: "કિરીટલાલ! નદીઓનાં અને ઋષિઓનાં મૂળ કદાપિ જોવાં નહિ એમ શાસ્ત્રમાં કહ્યું છે."

કિરીટે લજાઈને નીચું જોયું અને કહ્યું: "તો એ વિષે મારે કશું જાણવું નથી, પ્રભુ! તો આપના સંસારત્યાગનું કારણ શું તે કહેશો?"

સ્વામીજીએ નિત્યાનંદની સામે જોઈને સ્મિત કરતાં પૂછયું: "બાલયોગી! કહો તમે સંસાર શામાટે તજ્યો?"

"ચિત્તમાં વૈરાગ્યનો વાસ થયો એટલે સંસારની ઉપાધિ છોડી દીધી." નિત્યાનંદે જવાબ આપ્યો.

"બસ, એ જ મારા ત્યાગનું કારણ જાણવું. ચિત્તમાં વૈરાગ્યનો ઉદય થાય છે એટલે જ ત્યાગ કરવાનું સૂઝે છે." સ્વામીજીએ કહ્યું.

કિરીટે કહ્યું: "એ તો ત્યાગનું ઉપાદાન કારણ થયું, પણ નિમિત્ત કારણ શું?"

"નિમિત્ત? નિમિત્ત!" સ્વામીજી જવાબ શોધવાનો યત્ન કરતાં બોલ્યા: "નિમિત્તો તો અનેક ઉપસ્થિત થાય. જુઓને, આજે તમે મારું વ્યાખ્યાન સાંભળ્યું, ઘણાં બધાં માણસોએ સાંભળ્યું, તેમાંના એક તમને જ પ્રત્યેક માનવમાં બ્રહ્મનો સાક્ષાત્કાર થયો હોય અને બીજાને થયો ન હોય, અને પછી તમે સંસાર ત્યજી દો એટલે તમારે માટે મારું વ્યાખ્યાન સંસાર ત્યજવાનું નિમિત્ત કારણ થયું લેખાય, જ્યારે બીજાને માટે મારું વ્યાખ્યાન શ્રવણના આનંદનું જ નિમિત્ત બને. આ રીતે એક જ નિમિત્ત કારણથી અનેક કાર્યો નીપજતાં દેખાય છે; પરન્તુ ઉપાદાન જ પ્રત્યેક કાર્યનું મૂળ કારણ હોય છે."

આ કાર્ય–કારણવાદની ચર્ચામાં સ્વામીજીએ મૂળ પ્રશ્નને ગૂંચવી નાંખ્યો એ જોયું એક કિરીટે અને બીજી મંગળાએ. મંગળા અત્યારની બધી ચર્ચા સમજી શકી નહોતી, પરન્તુ આ કાર્ય–કારણની ચર્ચા તેના સમજવામાં આવી હતી. તેનું એક ખાસ કારણ હતું. તેના મનમાં એક પ્રશ્ન ક્યારનોય ગૂંચવાઈ રહ્યો હતો અને તેને તે પૂછવાનું મન થતું હતું પરન્તુ સંકોચવશ તે પૂછી શકતી નહોતી.

છેવટે પોતાની બધી હિંમત એકઠી કરીને તેણે પૂછ્યું: "સ્વામીજી! હું એક વાત પૂછું?"

કમળા, યમુના અને કિરીટ ત્રણેએ કુતૂહલપૂર્વક મંગળા સામે જોયું.

સ્વામીજીએ કહ્યું: "પૂછને બહેન!" એમના વદન પર ઉત્તેજક ભાવ પ્રસર્યો હતો.

મંગળા બોલી: "આપે વ્યાખ્યાનમાં બુદ્ધ ભગવાનના ઉપદેશની વાત કહી કે જેવી રીતે માતા પોતાના આયુષ્યે કરીને પુત્રનું રક્ષણ કરે છે તેવો અનંત પ્રેમભાવ બધાં પ્રાણીઓ પ્રતિ રાખવો. આપે આપના શિષ્યની માંદગીમાં જે મમતા દાખવી છે તે સૌએ જોઈ છે. આ માંદગીથી આપ કેવા વ્યાકુળ થતા હતા અને માંદગી પૂરી થતાં કેવા સંતુષ્ટ થયા છો તે બધાય જાણે છે. તો આ નિત્યાનંદજી આપના સંસારના પુત્ર તો નથી ને ?"

"ના !" સ્વામીજીએ ઉત્તર તો આપ્યો, પરન્તુ તેમના વદન પર કારમો ફેરફાર થઈ ગયો.

મંગળાનો પ્રશ્ન સ્વામીજીને જરાયે ગમ્યો નથી એમ તો સૌ સમજી ગયાં. યમુનાના મનમાં થયું કે એ બોલકણી છોકરી મૂગી રહી હોત તો જ ઠીક હતું.

શિષ્ય પ્રત્યેના પ્રેમભાવથી પોતાને તેની માંદગીમાં જે વ્યાકુળતાનો અનુભવ થતો હતો તે તેમને તે ક્ષણે સાંભરી આવ્યો. એ વખતની વ્યાકુળતા ચિત્તની સમતાનું સૂચન કરતી નહોતી, તો સર્વ માનવ પ્રતિનો પોતાનો પ્રેમભાવ સમાન હોય એમ લોકો કેવી રીતે માની શકે ? એક ત્યાગી મહાપુરુષ શિષ્ય પ્રત્યે સંતાનના જેવો સ્નિગ્ધ પ્રેમભાવ રાખે એ તો એક પ્રકારની સંસારી–મોહમુગ્ધ દશા થઈ જ લેખાય,–સમાન નિર્મળ પ્રેમભાવ ન લેખાય. મંગળાના પ્રશ્નના ગર્ભમાં એ જ આરોપ સમાઈ રહેલો હતો એ તુરત સ્વામીજીના લક્ષમાં આવી ગયું.

પ્રશ્નના ઉત્તરમાં નકાર ભણ્યાથી વધુ આગળ તેમનાથી બોલી શકાયું નહિ, પણ બેએક ક્ષણ વિચાર કરીને તુરત તેમણે કહ્યું: "બહેન ! તારા પ્રશ્નનો મર્મ હું સમજું છું. એ પ્રશ્ન તારા ચિત્તમાં ઉત્પન્ન થયો તેવી રીતે બીજાં ઘણાંનાં ચિત્તમાં ઉત્પન્ન થયો હશે એમ હું અનુમાનથી કલ્પી શકું છું, એટલે મારું કર્તવ્ય એ છે કે એ બધાંના ચિત્તની શંકાનું સમાધાન મારે કરવું, અને તે માટે એક જાહેર

વ્યાખ્યાન રાખવું. કેમ કિરીટલાલ, મારું કહેવું બરાબર છે ને ?"

કિરીટને સમજાઈ ગયું કે સ્વામીજી ગૂંચવણમાં પડ્યા છે, તેથી જ આ પ્રશ્નના જવાબ માટે જાહેર વ્યાખ્યાનનો વાયદો કરવા ઇચ્છે છે. તેણે જવાબ આપ્યો: "ભલે એમ કરો."

સ્વામીજીએ વધારે સ્પષ્ટ થવાને પૂછ્યું : "હું કહું છું કે આ બહેને જેવું પૂછ્યું તેવો પ્રશ્ન તમારા મગજમાં ય કોઈ વાર થએલો ખરો કે નહિ ?"

"થએલો તો ખરો સ્વામીજી !" કિરીટે જવાબ આપ્યો: "પણ એમ માનીને મનનું સમાધાન કરેલું કે શિષ્યના નિકટવર્તિત્વને કારણે સ્વાભાવિક રીતે જે મમતા ઉત્પન્ન થાય છે તેને લીધે શિષ્યની માંદગી આપને બેચેન બનાવી રહી હોવી જોઈએ."

"તમે તમારા પોતાના મનનું સમાધાન ગમે તે રીતે કર્યું હોય, પરન્તુ હું જે માનું છું કે આ પ્રશ્ન બધાંના ચિત્તમાં ઉત્પન્ન થયો હશે તે મારી માન્યતા તો બરાબર છે. તમે સંકોચથી જે ન પૂછી શક્યા તે એક બાલિકા પૂછી શકી. તમારા સંકોચની પાછળ કઈ લાગણી હતી ? એ જ ને કે આવો પ્રશ્ન મને દુઃખ ઊપજાવશે ? એ પ્રશ્ન મને દુઃખ ઊપજાવશે એમ તમે માન્યું કારણકે તેમાં મારી હીનતા રહેલી હોવાનું તમે જોતા હતા. હું તો આત્મકલ્યાણ માટે યોગી થયો છું, હીનતાની છૂપી બરદાસ્ત કરવા માટે નહિ. એટલે એ હીનતાનો જવાબ માંગવાનો તમને અધિકાર છે અને જવાબ આપવાની મારી ફરજ છે. એ ફરજ બજાવવાને માટે મારો અંતરાત્મા મને જે કાંઈ કહે તે હું તમને બધાંને કહેવા પ્રવૃત્ત થઉં તો તેમાં કશો વાંધો નથી." સ્વામીજીએ સ્પષ્ટતા કરી.

કિરીટ સ્વામીજીના હૃદયની આરપાર જોઈ શક્યો કે એક અપ્રિય લાગે તેવા પ્રશ્ન ઉપર પણ સ્વામીજી સમાન ભાવથી યુક્ત દષ્ટિ કરી રહ્યા છે, અને જ્યાંસુધી એ પ્રશ્નનું જાહેર સમાધાન

કરવાની તક તેમને નહિ મળે ત્યાંસુધી તેમનું ચિત્ત શાંતિનો અનુભવ કરી શકશે નહિ.

કિરીટે જવાબ આપ્યો: "હા, વાંધો નથી. એ માટે કોઈ અનુકૂળ દિવસ નક્કી કરીને છાપામાં ખબર આપીશું તો બસ છે."

"હા, બરાબર; હવે ખૂબ સમય થઈ ગયો એટલે જઈશું." એમ કહી સ્વામીજી ઊઠ્યા. સાથે શિષ્યો પણ ઊઠ્યા.

નિત્યાનંદે સંભારી આપ્યું: "કિરીટલાલનો પુસ્તકસંગ્રહ બહુ સારો છે, તે જોવાની આપની ઈચ્છા હતી......"

"હા, હા, પધારો ને!" કિરીટ બોલ્યો: "પાછળનો ખંડ મારો લાયબ્રેરી રૂમ છે."

"ના, અત્યારે હવે નહિ. ફરી વળી કોઈ વાર વાત. અત્યારે બહુ સમય થઈ ગયો છે." એમ કહેતા સ્વામીજી દાદર ભણી જ ચાલ્યા.

▲ ▲

## પ્રકરણ ૩૮

▲

## મનોમંથન

એક રીતે કહીએ તો સ્વામી મધુસૂદનાનંદજીને મંગળાએ બરાબર ચપકો ચોડ્યો હતો. સમાન માનવપ્રેમની મોટી મોટી વાતો કરતા સ્વામીજી સંસાર ત્યજીને પણ સર્વ પ્રતિ સમાન માનવપ્રેમ રાખી શકતા નથી, શિષ્ય પ્રત્યેના પ્રેમથી મુગ્ધ દશામાં તે પોતાના ત્યાગને શરમાવે એવી વ્યાકુળતા દાખવે છે, પછી બીજાંઓ 'સોહં' તત્ત્વને પિછાણી કેવી રીતે માનવપ્રેમી થવાનાં હતાં? જે સંસારત્યાગી પોતે જેવું પવિત્રાચરણ આચરી શકે નહિ, તેવા આચરણનો બીજાઓને તે ઉપદેશ કરે તેનો અર્થ શો? કેવળ વાગ્જાળ જ ને? આવી વિચારસરણી એ છોકરીમાં ઉત્પન્ન થઈ હશે અને તેથી જ તેણે પોતાને આવો

પ્રશ્ન પૂછ્યો હશે એમ સ્વામીજી માનતા હતા.

મધુસૂદનાનંદજીને એવી વિચારસરણી ધરાવનારી એ છોકરી ઉપર જરાય માઠું લાગ્યું નહોતું, પરન્તુ પોતાની દુર્બળતાનો તેમને હવે વિચાર થતો હતો. નિત્યાનંદની માંદગીને પ્રસંગે પોતે પોતાની કેવી કેવી નિર્બળતાઓનું દર્શન કરાવ્યું હતું, તેનું તેમને અત્યારે સ્મરણ થતું હતું. વિચાર પણ થતો હતો. સૌથી પહેલાં પોતે કિરીટના ઘરની બધી રસોઈ બગડાવી હતી અને પોતે ત્યાં જવાની ના કહી હતી, તે વાત તેમને પહેલાં સાલતી નહોતી, પરન્તુ પાછળથી તે સાલવા લાગતાં પોતે પોતાની મેળે કિરીટને ત્યાં ગયા હતા અને તેને પોતાના સત્કારાર્થે કાંઈ ખાસ તકલીફ લેવી ન પડે તેની કાળજી રાખી હતી. પરન્તુ નિત્યાનંદની માંદગી અંગે પોતાની વ્યાકુળ દશા થએલી તે વખતે તેમને એ કશું સાલ્યું નહોતું. મનની એ કેવી વિકળ દશા હશે તેનો ખયાલ સ્વામીજીને હવે રહીરહીને આવતો હતો.

"નિત્યાનંદ કોણ? એક બાળબ્રહ્મચારી, પરમ બ્રહ્મનો એક અણુ, તેના જીવન કે મરણનો અનુકૂળ કે પ્રતિકૂળ સ્પર્શ પરમ બ્રહ્મના બીજા અણુને શામાટે થવો જોઈએ? અને જો એવો સ્પર્શ સ્વાભાવિક હોય તો કેમ બીજાંઓનાં જીવનમરણનો અનુકૂળ–પ્રતિકૂળ સ્પર્શ આ મધુસૂદનાનંદને નામે ઓળખાતા બ્રહ્માણુને થતો નથી? કયો બંધ બ્રહ્માણુઓ વચ્ચેના આ તર–તમ ભાવને પેદા કરી રહ્યો છે? નિત્યાનંદ મારો છે, અને બીજા મારા નથી એ પ્રચ્છન્ન 'અહં' હજી પણ તને વળગી રહ્યો છે કે શું? નિત્યાનંદ કોઈ ધનવાનનો પુત્ર છે તેથી શું, અને સંબુદ્ધાનંદ ગરીબનો પુત્ર છે તેથી શું? બેઉ શિષ્યો પર હું સમાન ભાવ રાખું છું, પરન્તુ એવો જ સમાન ભાવ સર્વ માનવજગત ઉપર મને છે ખરો? ના, ના, હું સમજું છું કે મારામાં એ સમાન ભાવ હોવો જોઈએ, છતાં એવી ઉચ્ચ દશા હજી મારામાં પ્રકટી નથી. હજી વધુ ચિંતન, વધુ જ્ઞાન,

વધુ તપશ્ચર્યાની તને જરૂર છે મધુસૂદનાનંદ! પાછો જા, ગુરુદેવના તપોવનાશ્રમમાં પાછો જા, વધુ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કર, તે વિના તારો ઉદ્ધાર નથી......"

આવા વિચારોમાં ઊંડા ઊંડા ઊતરતા સ્વામીજીને પહેલાં તો એક વ્યાખ્યાનમાં પોતાના ચિત્તની સમતાની ઊણપ માટે પશ્ચાત્તાપ જાહેર કરવાનું મન થયું. પોતાની મોહમુગ્ધતા માટે મુમુક્ષુ જનો સમીપે ક્ષમા-પ્રાર્થના કરવી એ જ પહેલું પ્રાયશ્ચિત્ત હોવાનું તેમને સમજાયું. સંસાર છોડીને વનમાં વાસ કર્યો, અનેક પ્રકારની તપશ્ચર્યાઓ કરી અને અભ્યાસ કરીને પુષ્કળ જ્ઞાન પ્રાપ્ત કર્યું, છતાં પોતાને હજી ઇષ્ટસિદ્ધિ પ્રાપ્ત થઈ નહિ; એવી સિદ્ધિ પ્રાપ્ત કર્યા વિના જનતાને ઉપદેશ આપવાનો પોતાને અધિકાર નથી એમ તેમને લાગ્યું.

આ ચિંતનમાં સ્વામીજી અસ્વસ્થતા અનુભવવા લાગ્યા. રાત્રે તેમને ઊંઘ આવી નહિ. પરોઢમાં જ્યારે જરા આંખ મળી અને ઊંઘ આવી ત્યારે તેમને કાંઈ કાંઈ સ્વપ્નો આવવા લાગ્યાં.

સ્વપ્નમાં નિત્યાનંદનું માંદગીનું બિછાનું આવ્યું અને ડાકટર સાથે તેમણે લડવાડ કરી. તપોવનાશ્રમનું દર્શન થયું અને ત્યાં વસતા બ્રહ્મચારીઓને સ્વાધ્યાય કરતા જોઈ પ્રસન્નતા અનુભવી. ગાંધીજીને પત્ની સાથે પ્રભુપ્રાર્થનામાં બેઠેલા જોયા અને તેમને હસવું આવ્યું. મંગળા આવી અને તેના વદન ઉપર રોષ જોઈને જાણે તેમને ભય લાગ્યો અને આંખ ઊઘડી ગઈ. ત્યારપછી તેમને બિલકુલ ઊંઘ આવી નહિ.

બીજે દિવસ સ્વામીજીએ એકાંતમાં જ ગાળ્યો. શિષ્યોને જોઈ ને મોહ કે રાગ ઉત્પન્ન થાય નહિ, તેટલા માટે તેમણે નિત્યાનંદને અને સંબુદ્ધાનંદને પોતાની સમીપે આવવાની ના કહી અને આખો દિવસ જળપાન જ કરીને ઉપવાસ પાળ્યો.

ત્રીજે દિવસે સ્વામીજીએ મુમુક્ષુઓને દર્શન આપ્યું પરન્તુ કશો

વ્યાખ્યાનપ્રસંગ ઉપાડયો નહિ. મોડે મોડે કિરીટ તેમની સમીપે આવ્યો અને સ્વામીજીને જાણે ફાળ પડી. પેલી છોકરીના પ્રશ્નનો જે જાહેર જવાબ આપવાનું પોતે વચન આપ્યું હતું તેની ઊઘરાણી કરવા જ કિરીટ આવ્યો હશે એમ તેમને લાગ્યું, એટલે તેમણે કહ્યું: "કિરીટલાલ! હજી સમય પરિપક્વ થયો નથી."

"શામાટેનો સ્વામીજી?"

"કેમ, ભૂલી ગયા? પેલી બહેને પૂછેલા પ્રશ્નનો ઉત્તર આપવા માટેનો."

કિરીટ સ્મિત કરીને બોલ્યો: "એ વિષે હું આપને પૂછવા નથી આવ્યો, માત્ર સહજ દર્શન કરવા જ આવ્યો છું."

"ભલે, પણ એ ઋણ મારાથી કેમ વિસરાય?"

કિરીટ બોલ્યો: "એમાં કશું ઋણ આપે માનવાનું નથી. એ છોકરીનો પ્રશ્ન આપના દિલમાં બહુ ઊંડો ખૂંચી ગયો હોય એમ લાગે છે, પરન્તુ એ તો બાળક છે. તેને દુનિયાનો અનુભવ શો?"

"એમ નહિ, કિરીટલાલ! બાળકનું પણ યુક્તિયુક્ત વચન હોય તે બોધક થઈ પડે છે. તેનો પ્રશ્ન કાંઈ બાળબુદ્ધિનો નહોતો."

"એના પ્રશ્નનું કારણ આપ સમજી શકો તેમ નથી. એ માબાપ વિનાની છોકરી છે, માબાપના સ્નેહનો તેણે અનુભવ કર્યો નથી, એટલે નિત્યાનંદ પ્રત્યેનો આપનો પ્રેમભાવ તેને આકર્ષક લાગવાથી આવો પ્રશ્ન કર્યો હશે." કિરીટે ખુલાસો કર્યો.

"ત્યારે એ તમારી બહેન નહિ?"

"નહિજી, એ મારાં પત્નીની બહેન છે, તેના મામાની દીકરી છે."

"એટલે કમળાબહેનનાં મામા–મામી મૃત્યુ પામેલાં છે..."

"એમ પણ નથી. મામી મૃત્યુ પામેલાં અને મામા ઘર છોડીને તીર્થવાસી થએલા, તે વખતે આ છોકરી બહુ નાની, એટલે તેને પોતાના માતાપિતા સાંભરતાં પણ ન હોય, તો માતાપિતાનો

સ્નેહાનુભવ તો તેને ક્યાંથી સ્મરણમાં પણ હોય?"

"એ છોકરીનું નામ શું?"

"મંગળા."

"મં...ગ...ળા!" સ્વામીજી બોલ્યા અને પછી ચૂપ બની ગયા. બે ક્ષણ એમ ને એમ બેસી રહીને તે ઊઠ્યા અને અંદરના ખંડમાં ચાલ્યા ગયા, તે કેટલીય વાર સુધી પાછા ન આવ્યા, એટલે કિરીટ ઊઠીને ચાલતો થયો. બીજા ભક્તો પણ બેઠેલા તે વેરાઈ ગયા.

મધુસૂદનાનંદજીને પોતાનું સંસારજીવન તે ક્ષણે યાદ આવ્યું હતું. પોતાને એક પુત્રપુત્રી હતાં, પુત્રનું નામ ભુલાઈ ગયું હતું પરંતુ પુત્રીનું નામ મંગળા જ હતું. પત્નીના મૃત્યુ પછી વૈરાગ્યભાવ પ્રકટતાં પોતે ગૃહ છોડ્યું હતું અને સંતાનોનો ભાર ભાઈઓ ઉપર મૂક્યો હતો. માતાપિતાના સ્નેહાનુભવથી વંચિત આ મંગળા પોતાની જ પુત્રી તો નહિ હોય?

આ પ્રશ્ન મનમાં ઉપસ્થિત થતાં સ્વામીજીની અસ્વસ્થતા વધી હતી અને તેથી જ તે ભક્તોની વચ્ચેથી ઊઠીને ચાલ્યા ગયા હતા. રહીરહીને તેમના મનમાં થવા લાગ્યું કે કિરીટને વધુ પૂછપાછ કરીને એ છોકરી વિષે વધારે ખાતરી કરી લીધી હોત તો ઠીક હતું. પોતાના સંસારી સ્વજનો તો અમદાવાદમાં વસતાં હતાં, જ્યારે આ છોકરી પોતાની બહેનને ત્યાં વડોદરામાં રહેતી હતી. ભાઈઓનાં કુટુંબોની સ્થિતિની સ્વામીજીને કશી ખબર નહોતી, પરન્તુ આ મંગળાની સાથે તેનો નાનો ભાઈ તો નહોતો. આ મંગળા જ જો પોતાની પુત્રી હોય અને તેનો નાનો ભાઈ તેની સાથે ન હોય તો કદાચ તે બાળવયમાં મૃત્યુ પણ પામ્યો હોય.

સંસારનાં સ્વજનો એક પછી એક યાદ આવવા લાગતાં સ્વામીજીના મનની ચંચળતા, કુતૂહલ, જિજ્ઞાસા અને અસ્વસ્થતા વધવા લાગ્યાં. સંસારી જીવનના અનેક પૂર્વ પ્રસંગો સ્મરણમાં ઊભરાવા લાગ્યા. ઇતર પ્રસંગો તો ચિત્તપ્રદેશમાં આવ્યા અને વહી

ગયા, પરંતુ મંગળા ચિત્તમાં પુનઃ પુનઃ આવવા લાગી.

અને એક વાર તો સ્વામીજી નિવાસસ્થાનેથી એકલા વહેલા નીકળી પડીને એકાએક કિરીટને ત્યાં જઈ પહોંચ્યા.

યમુના રસોડામાંથી દોડી આવી અને કિરીટ સ્વામીજી સમીપે હાથ જોડીને ઉપસ્થિત થઈ ગયો. યમુનાએ આવીને કહ્યુંઃ "સ્વામીજી! આજે તો કાંઈ ઓચિંતી કૃપા કરી."

"હા, આજે તો મનમાં એમ જ આવ્યું કે કિરીટલાલને ત્યાં જઉં." સ્વામીજી આસપાસ નજર કરતાં બોલ્યા.

"પણ સાથે શિષ્યો કેમ નથી?"

"શિષ્યોને સાથે નથી લાવ્યો. હું તો માત્ર પેલી બહેનની સાથે થોડી વાત કરવા જ આવ્યો છું."

કિરીટ હસી પડ્યો અને બોલ્યોઃ "ઓહો! સ્વામીજી તો મંગળાને મળવા આવ્યા છે, ભાભી! એના પ્રશ્ને સ્વામીજીને જાણે મોટા કરજદાર બનાવ્યા છે!"

યમુના બોલીઃ "મંગળા અને કમળા તો કાલ સાંજની ગાડીમાં અમદાવાદ ગયાં."

"કેમ વારુ?"

"ઓચિંતાં જવાનું થયું. મંગળાના ભાઈની વહુ એકાએક ગુજરી ગઈ અને તેના મોટા કાકાનો પત્ર આવ્યો એટલે બેઉ બહેનોને તુરત મોકલવી પડી."

"એના મોટા કાકા અમદાવાદમાં છે? શું નામ?"

"દામોદરદાસ."

"ઠી...ક."

એમ કહેતાં જ સ્વામીજી ચડપ ઊઠ્યા. યમુના અને કિરીટે સ્વામીજીને ફળાહાર માટે રોકાવાની બહુએ વિનંતિ કરી, પણ સ્વામીજીએ તે ન સ્વીકારી.

 

## પ્રકરણ ૩૯



# મૃત્યુ પહેલાંનો પત્ર

વડોદરે આવેલા દામોદરદાસના પત્ર ઉપરથી કમળા અને મંગળા જાણી ચૂક્યાં હતાં કે સુસ્મિતા એકાએક મૃત્યુ પામી હતી, પરન્તુ અમદાવાદ પહોંચતાં તેમણે જોયું કે વસંતબા પણ માંદગીને બિછાને પડ્યાં હતાં. દામોદરદાસે મંગળાને તુરત અમદાવાદ મોકલવા લખ્યું હતું, કમળાને આવવા લખ્યું નહોતું, છતાં કમળા પણ મામાની મૂંઝવણનો ખયાલ કરીને આવી હતી.

સુસ્મિતા માંદી હતી, તે પિયરમાં બે ત્રણ માસથી રહેતી હતી, પરન્તુ તે એકાએક શાથી મૃત્યુ પામી તે કમળા જાણતી નહોતી. અહીં આવ્યા પછી તેણે જાણ્યું કે સુસ્મિતાએ ભૂલથી પીવાની દવાને બદલે શરીરે ચોળવાની દવા પીધી હતી, તેથી તેના શરીરમાં ઝેર પ્રસરી ગયું હતું અને તે એક જ રાતમાં મૃત્યુ પામી હતી. જે રાત્રે તે મૃત્યુ પામી હતી તે દિવસે જ દામોદરદાસ તેને મળવા ગએલા, તે વખતે તે કાંઈ બહુ માંદી નહોતી; એટલે તે ભૂલથી પીવાએલી દવાને કારણે જ મૃત્યુ પામી હતી તે વિષે ઘરમાં કોઈને શંકા નહોતી.

પરન્તુ લોકો કાંઇ કાંઈ વાતો કરતા હતા. સુવદન અને સુસ્મિતા વચ્ચે અણબનાવ હતો, તેથી તે પિયરમાં જઇને રહી હતી; જે દિવસે દામોદરદાસ સુસ્મિતાને મળવા ગએલા તે દિવસે જ દામોદરદાસ ગયા પછી સુસ્મિતા અને તેની ભાભી વચ્ચે તકરાર થઈ હતી એ પડોશીઓ જાણતાં હતાં, અને પછી તેણે મરવાનો જ જાણે નિશ્ચય કર્યો હોય તેમ પોતાના સસરા જોગો એક પત્ર લખીને ઓસીકે મૂકયો હતો તથા પોતે ઝેરી દવા પીને સૂઈ ગઈ હતી ! પત્ર લખી રાખવાનો સુસ્મિતાનો આશય મરણને સ્વેચ્છાપૂર્વક નોતરવા સિવાય બીજો કશો હોઈ શકે નહિ એમ કેટલાકો માનતા હતા.

દામોદરદાસને કાને આ લોકવાયકા અથડાતી હતી અને સુસ્મિતાના મૃત્યુના આઘાતથી ઊપજેલી તેમની વેદનામાં વધારો થઈ રહ્યો હતો. વસંતબા પણ સુસ્મિતાના મૃત્યુના આઘાતથી જ જાણે હતબલ બની ગયાં હોય તેમ બે દિવસથી ખાટલે પડયાં હતાં અને કશું ખાતાં-પીતાં નહોતાં.

સુસ્મિતાને ઓસીકેથી નીકળેલું બંધ પરબીડિયું સુસ્મિતાના પિતાએ દામોદરદાસને સોંપ્યું હતું, તે તેમણે તુરત જ ફોડીને વાંચ્યું હતું પણ બીજા કોઇને વાંચવા આપ્યું નહોતું, તેથી પણ સુસ્મિતાએ આત્મહત્યા કરી હોવાની લોકોની વાતને જાણે ટેકો મળી રહ્યો હતો.

આખા ઘરમાં ગમગીની પ્રસરી ગઈ હતી. રડવા-કૂટવાના લોકાચારને તો દામોદરદાસે તિલાંજલિ આપી હતી, પરન્તુ સુસ્મિતાનાં નમાયાં બનેલાં બાળકોને જોઇને દુશ્મનને પણ રડવું આવ્યા વિના રહેતું નહિ. સુવદન તો ફરીથી પરણશે પણ એ બિચારાં નમાયાં બાળકોનું શું? એ બાળકોને વહાલથી ઉછેરે એવી નવી મા એમને મળશે કે નહિ તે તો કોણ કહી શકે?

સુવદન પોતાના ઓરડામાં પુરાઇ રહેતો હતો અને નોકરી પર જતો નહિ. તેના દિલ પર પણ આઘાત જ થયો હોય ને? પડોશીઓ કહેતાં કે સુવદન એકલો બેઠો રડયાં કરતો હતો.

રાત્રે બધાં સૂઈ ગયાં ત્યારે કમળા દામોદરદાસના ખંડમાં આવી. એક બાજુએ વસંતબાનો માંદગીનો ખાટલો હતો, બીજી બાજુએ સુસ્મિતાના બાબાનું પારણું હતું, વચ્ચે દામોદરદાસની પથારી હતી. દામોદરદાસ પથારી પર બેઠા હતા અને હવે સૂવાની જ તૈયારી કરતા હતા ત્યાં તેમણે કમળાને આવેલી જોઇને કહ્યું: "આવ બહેન! આવ, મેં તો તને નહોતી બોલાવી, પણ તું આવી તે મને ગમ્યું."

"તો મને કેમ આવવા ન લખ્યું અને મંગળાને જ મોકલવા લખ્યું?"

"જો કમળા! તારી મામી માંદાં છે, આ બાબાને કોઈ જાળવે તેમ નથી, એટલે મારા મનમાં આવ્યું કે જો મંગળા અહીં હોય તો તેને રાખે; પણ પછી મને પસ્તાવો થયો. બિચારી મંગળાનું ભણતર છોડાવવું એ મને ગમ્યું નહિ." દામોદરદાસે કહ્યું.

"મંગળાને ભણવાનો તો ઉમંગ છે, પરન્તુ તમે કહેશો તો તે ભણવાનું છોડીને બાબાને ને બેબીને રાખવા–ઉછેરવાની ના નહિ કહે." કમળાએ કહ્યું.

"પણ મારે તેનું ભણતર નથી છોડાવવું. હું પોતે જ બાળકોના ઉછેર માટેની કાંઈ ગોઠવણ કરી લઈશ."

"મામા! લોકો તો સુસ્મિતા સંબંધે કાંઈ કાંઈ વાતો કરે છે, એમાં સાચું શું અને ખોટું શું?"

"જો બહેન! લોકો તો ગમે તેમ બોલે, પણ સુસ્મિતાએ આપઘાત નથી કર્યો એ વાત ચોક્કસ છે. તને તો તારા મામાના શબ્દો પર વિશ્વાસ છે ને?"

"હા, પણ લોકોને શંકા પડે તેવાં કારણો તો છે."

"હા છે, હું તેની ક્યાં ના પાડું છું? પણ એ બિચારીનું મૃત્યુ આમ શંકાસ્પદ રીતે થવાનું તેના ભાગ્યમાં માંડયું હશે, નહિ તો તે મૃત્યુ સુધી અવાચક ન રહી હોત. તેની માંદગીની તેના ભાઇઓને ખબર પડી છેક પરોઢમાં. હું ત્યાં જઈ પહોંચ્યો ત્યારે વિનોદરાય ડાકટરે તેને ઈન્જેકશનો આપી ઝેર ઉતારવા ખૂબ મહેનત કરેલી, પરન્તુ ઝેર ખૂબ વ્યાપી ગએલું એટલે ન તો તેનાથી આંખ ઉઘાડી શકાઈ કે ન કશું બોલાયું. વિનોદરાયની જ દવા તે લેતી હતી અને ઝેરનું કારણ એમણે વિનાવિલંબે શોધી કાઢયું હતું, એટલે ખબર પડયા પછી બહુ નકામો વખત પણ નીકળી ગયો નહોતો. પરન્તુ તે કશું બોલી શકી નહિ, નહિતો લોકોને બળતી શંકાઓ ઉઠાવવાનું કારણ રહેત નહિ."

"કહે છે કે સુસ્મિતાએ તમારા સરનામા સાથેનો કાગળ લખી રાખેલો."

"હા, તે કાગળ મારી પાસે છે. હું તે જ દિવસે તેની પાસે ગએલો અને મેં કેટલીક વાતો પૂછેલી પણ તે ખુલ્લા દિલથી વાત કરી શકી નહોતી, એટલે તેણે પત્ર લખીને ટપાલમાં નાંખવાના વિચારથી જ તે તૈયાર કરેલો. ઝેર પીવું છે માટે છેલ્લો પત્ર લખી નાંખું એમ તેના મનમાં બિલકુલ નહોતું."

"ભાઈ અને સુસ્મિતા વચ્ચે કાંઈ તકરાર ચાલતી હતી એ વાત ખરી?"

"હા, વાત તો ખરી, અને તે જ કારણે તે પિયર રહેતી હતી અને હું તેની તકરારનું કારણ જાણી ઘેર આવવા કહેવા ગયો હતો. એ તકરાર જ તેના મનની માંદગીનું કારણ હતું અને પછી તો શરીર પર અસર થાય જ ને."

"પછી તમારા જાણવામાં બધું આવેલું? ભાઈ શું કહે છે? સુસ્મિતાના પત્રમાં બધો ખુલાસો હશે ને?"

"કેટલોક ખુલાસો પત્રમાં છે. બેઉ વચ્ચેની તકરારના મૂળમાં પેલી તારિકા છે. તારિકા અને સુવદનનો પરિચય સુસ્મિતાને ગમતો નહોતો અને સુવદન પરિચય છોડતો નહોતો, તેમાંથી તકરારની આગ સળગી. સુસ્મિતા મેં ધાર્યાં કરતાં વધુ લાગણીશીલ હશે એમ તેનો છેલ્લો પત્ર વાંચતાં મને સમજાયું છે. બાકી તેને આપઘાત કરવો પડે એવું કશું કારણ મને દેખાયું નથી—લોકો ભલે ગમે તેવી વાતો કરે."

કમળા સંકોચાતી બોલી: "મામા! મને એ પત્ર વાંચવા ન આપો?"

"તારે વાંચવો છે? ભલે તું વાંચ." દામોદરદાસે પેટીમાંથી સુસ્મિતાનો પત્ર કાઢીને તેના હાથમાં મૂકતાં કહ્યું: "મેં કોઈને એ પત્ર વાંચવા આપ્યો નથી. ઘરનાં પણ કોઈ જાણતાં નથી કે

તેમાં શું લખ્યું છે. એથી એક રીતે લોકવાયકાને ટેકો મળે છે તે હું જાણું છું, પરન્તુ લોકો તો બે દિવસ વાતો કરીને ચૂપ થઈ જશે, એટલે મેં લોકનિંદાની પરવા કરી નથી."

કમળાએ પત્ર લઇને ઉઘાળી વાંચવા માંડ્યો :

"પૂજ્ય પિતા તુલ્ય સસરાજી તથા માતા તુલ્ય સાસુજીની પવિત્ર સેવામાં; લી. આપની પુત્રી સુસ્મિતાના પ્રણામ. આપની સમક્ષ હું મારું દિલ ખોલી શકી નથી તેથી મને ક્ષમા કરશો. આ પત્રમાં હું દિલ ખોલીને હળવું કરવા યત્ન કરું છું, પરન્તુ વડીલોની સમક્ષ એમ કરતાં જે સંકોચ થાય તેને લીધે હું પૂરી વાત ન કરી શકું તો મને ક્ષમા કરશો.

"મારા પતિએ આપને ઘરમાં પાંચસો રૂપિયા કરજ કરીને લાવી આપ્યા અને એ રીતે ઘર ઉપરનો કરજનો ભાર એટલો ઓછો કર્યો એ વાત મને કોઈએ કહેલી નહિ; કમળા બહેનના મારા પરના પત્ર ઉપરથી તે મેં જાણ્યું. કરજ ઓછું થયું તેથી મને સંતોષ તો થયો છે, પરન્તુ એ વાત તેમણે મારાથી છુપાવી રાખી એ મને ગમ્યું નહિ. છુપાવવાનું કારણ મને પછીથી સમજાયું છે કે એ રૂપિયા તેમણે તારિકા પાસેથી ઉછીના લીધેલા, અને તારિકાના ઉપકારના બોજા તળે મારા પતિ દબાયલા રહે એ વાત મને ગમતી નહોતી. તારિકા સાથેનો વધુ પડતો પરિચય મને અણગમતો હતો, તેમાં વળી તેમણે તેનો ઉપકાર વહોર્યો એ વધુ અણગમતી વાત તેમણે મારાથી છાની રાખી, તેનું મને દુઃખ થયું.

"અમે સોસાયટીનું ઘર કાઢી નાંખીને ઘેર રહેવા આવ્યાં તેનું ખરું કારણ તારિકાનો પરિચય બંધ કરવાનું જ છે. પાંચસો રૂપિયાનું તેનું કરજ એકદમ ફેડી નાંખવાને હું અધીરી થઈ ગઈ. જો તેમ ન કરું તો દર મહિને તેને પચાસ રૂપિયા આપવા જવા પડે અને એ નિમિત્તે પણ મારા પતિ અને તારિકાની મુલાકાત ચાલ્યાં કરે. વધુ નહિ તો દસ–બાર મહિના તો ચાલે જ, એ વાત મને ખુબ સાલવા લાગી.

"આ કારણે મેં એક સાહસ કર્યું. એ સાહસની વાત મેં આજસુધી કોઇને કહી નથી, મારા પતિને પણ મેં કહી નથી અને તે માટે મેં કડવાં વેણ સાંભળ્યાં છે. આપને મોઢે પણ એ વાત હું કહી શકી નહિ તેથી પત્રમાં લખું છું. મેં મારા પિયરની ચાર બંગડીઓ મારી જાતે ચોકસીબજારમાં જઇને વેચી નાંખી છે અને તેના આવેલા રૂપિયા તારિકાના પિતાને હું હાથોહાથ આપી આવી છું. આપવા ગઈ ત્યારે મારા દુઃખ અને આશ્ચર્યની વચ્ચે ત્યાં તારિકા અને મારા પતિ હતા. જે પરિચય બંધ થએલો જોવા હું ઈચ્છતી હતી, તે પરિચય ચાલ્યા કરતો હતો; મારી જાણમાં ન આવે એવી રીતે તેઓ મળતાં હતાં; જે માટે એ કરજ હું એકીસામટું પતાવી દેવા માટે ગઈ તે મારો હેતુ પાર પડશે નહિ એમ જાણીને મારા મનો-દુઃખનો પાર રહ્યો નહિ અને હું નિરાશ થઈ ગઈ.

"બંગડીઓ વેચી નાંખી છે એ વાત તમે કોઈને જાણવા દેશો નહિ, મારાં ભાઈઓ–ભોજાઈઓથી તો તે વાત છાની જ રહે તેમ કરશો, નહિતો પિયરમાં પણ મારે માટે આશરાનું સ્થાન નહિ રહે. આ જ કારણે આ રૂપિયા મેં કયાંથી મેળવ્યા એ વાત મેં કોઈને કહી નહિ, પરન્તુ આપને તો તે કહેવી જ જોઈએ એમ સમજીને મારું એ સાહસ–એક આબરુદાર કુળવધૂએ ન કરવું ઘટે એ કાર્ય હું આપની સમક્ષ ખુલ્લું કરું છું. એવડી મોટી રકમ હું બીજી કોઇ રીતે મેળવી શકું તેમ ન હોઈને અને હું મુંઝાયલી રહેતી હોઈને મેં એ કાર્ય કર્યું છે, જે માટે મને માફી આપશો.

"આટલું લખીને પણ હું મારા મનના સંતાપની બધી વાત આપને કહી શકી નથી. મારા પતિ મારી તબિયતની ખબર કાઢવા આવ્યા હતા, પરન્તુ મેં તેમનામાં મારા પ્રત્યેની આગલી મમતા જોઈ નહિ, એટલે ઘેર આવવાની ઈચ્છા મને થઈ નહિ. અહીં હું માંદી રહું છું, મનનું દુઃખ ભૂલવાને પોળનાં છોકરાંઓને એકઠાં કરી તેમને ભણાવી માંડમાંડ દિવસ પૂરો કરું છું, પરન્તુ મારા પોતાના

માણસની મીઠી નજરને અભાવે હું ઘેર આવીને શું કરું ? તમારા મનમાં મારી હઠીલાઈ કે બેવકૂફી વસતી હશે, પરન્તુ મારું મન કોઈ એવા પ્રકારનું ઘડાયું છે કે અપમાન કે અવગણના થાય ત્યાં હું ક્ષણભર પણ રહી શકતી નથી. પિયરનાં સ્વજનોને હું ઓળખું છું, હું અહીંય લાંબો વખત નિરાંતે નહિ રહી શકું એમ માનું છું, પરન્તુ સાવચેતી રાખવાથી આજસુધી તો નભ્યું છે; આગળ ઉપર વળી જે થાય તે ખરું.

"બસ, અત્યારે તો મારે આપને આથી વધારે કશું લખવું કે કહેવું નથી. દિલ હળવું કરવા આટલું લખ્યું પણ તે હળવું થયું નહિ, ઊલટું જાણે તન-મનને થાક લાગ્યો હોય એમ થાય છે. આપ વડીલ છો, આ પત્ર કોણ ન વાંચે અને કોણ વાંચે એ આપ નક્કી કરજો. લી. આપની પુત્રી સુસ્મિતાના પ્રણામ સ્વીકારશો."



## પ્રકરણ ૪૦



# સુવદનનાં આંસુ

પત્ર વાંચી રહેતાં કમળાની આંખમાંથી દડદડ કરતી અશ્રુધારા સરી પડી અને તે હીબકવા લાગી.

દામોદરદાસ અત્યારસુધી હૈયાને કઠણ કરીને રહ્યા હતા. પોતાના ઘરની એક ઉત્તમ ગુણોપેત કુળવધૂનું ઓચિંતું અવસાન થાય, તેની પાછળ કાંઈ કાંઈ લોકવાયકાઓ ઊડે અને તેથી પોતે કલંકિત થાય, પુત્રવધૂ પોતાના પતિ તરફના દુ:ખથી હીજરાતી પિયરમાં રહે અને ત્યાં જ તેનું અકાળ મૃત્યુ થવા પામે, એ બધી વાતો એવી હતી કે કોઈ પણ કુટુંબના વડીલનું હૃદય ચિરાઈ ગયા વિના રહે નહિ, તે પોતાનાં સ્વભાવની સમતા ગુમાવ્યા વિના રહે નહિ; પરન્તુ દામોદરદાસ સુસ્મિતાના મૃત્યુ પછી એવી માનસિક દઢતા દાખવીને

સમય ગાળતા હતા કે આ કારમા પ્રસંગથી ઊપજતી ગ્લાનિ ઘરમાંનાં માણસોને અસર કરવા પામે નહિ. તેમ છતાં વસંતબાના હૈયા ઉપર સખ્ત આઘાત થયો હતો એમ દામોદરદાસ જોઈ શકતા હતા, અને એ આઘાતની અસર વ્યાપક ન બને તેની કાળજી રાખ્યા રહ્યા હતા. કમળાની આંખોમાંથી આંસુ સરી પડતાં દામોદરદાસની અત્યારસુધીની દૃઢતા જાણે ખૂટી ગઈ હોય તેવી તેમના મન ઉપર અસર થઈ. તેમની આંખોમાં પણ આંસુ ચમકયાં અને આંસુભરી આંખે તેમણે કમળાને કહ્યું: " કમળા, કમળા! આ શું? એમ રડવાથી કાંઇ હવે વળવાનું છે? બિચારી સુસ્મિતાના આત્માને તો હવે શાન્તિ મળે એવી રીતે તારે પ્રભુને પ્રાર્થના કરવી જોઈએ. મનને દૃઢ રાખ, જો! હવે તો આપણે તેનાં બચ્ચાંને પાંખમાં ઘાલી હૂંફ આપવાનું કર્તવ્ય બજાવવાનું છે."

દામોદરદાસ આમ એક બાજુએ કમળાને આંસુ નહિ પાડવાની શિખામણ આપી રહ્યા હતા, પરંતુ બીજી બાજુએ તેમની જ આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. વસંતબાએ બિછાને પડ્યાં પડ્યાં આછા અજવાળામાં સ્વામીની આંસુભરી આંખો જોઈ નહિ, પરન્તુ કમળાના હીબકાટ તો તેમને કાને પડ્યા અને તે મૂગું રુદન કરી રહ્યાં.

કમળા ગળગળે સ્વરે બોલી: " મામા! સુસ્મિતા તમારા ઘરની લક્ષ્મી હતી હોં! આ તેના પત્રમાંથી જ તેના ગુણોની સુવાસ પમરી રહી છે. કોઈને પણ જાણવા દીધા વિના, કોઈને પણ દુઃખનું કારણ ઊપજાવ્યા વિના, તેણે પોતાના મનથી કેટલું દુઃખ વેઠ્યું હશે તે આ કાગળમાંથી જણાય છે. મને તો મનમાં રહીરહીને એવું થાય છે કે સુવદનભાઈ શું આવા છે?"

"સુવદનનો વાંક તો હું જોઉં છું, પરન્તુ તેના વાંકની જે અસર સુસ્મિતાના મન પર થઈ હશે તે મને વધુપડતી ગંભીર લાગે છે. તેની લાગણીશીલતાના અતિરેકે તેને વધારે દુઃખી કરી હોય એમ મને લાગે છે."

"ના, મામા ! ના ! એમ ન હોય. તેણે દિલ ખોલીને હજી પૂરી વાત ક્યાં કરી છે ? આ પત્ર ઉપરથી શું તમને નથી લાગતું કે તેણે કેટલુંક કહ્યું હોવા છતાં હજી ઘણુંય છુપાવ્યું છે ? ગંભીર કારણ વિના ગંભીર માનસિક યાતના વેઠે એવી સુસ્મિતા કાંઈ મૂર્ખ નહોતી. પણ હવે તો એ બિચારી ગઈ અને આપણને અંધારામાં અથડાતાં છોડીને વિદાય થઇ ! મામા ! મને તો એ વાતનું દુઃખ થાય છે કે સુસ્મિતાને મેં એક પત્ર લખેલો તે પત્ર તેમની વચ્ચે તૂટ પડાવવાના નિમિત્તરૂપ બન્યો......" એટલું બોલતાં કમળાની આંખોમાં ફરી આંસુ ધસી આવ્યાં.

"એમાં તું શું કરે કમળા ? તારે કાંઈ થોડી જ બેઉ વચ્ચે તૂટ પડાવવી હતી ?"

"મામા !" કમળાએ આંખો લૂછતાં પૂછ્યું: "એ તારિકા આપણી ન્યાતની છે ? કહે છે કે બી. એ. થએલી છે, એ સાચું ?"

"હા, તે આપણી ન્યાતની ગ્રેજ્યુએટ છોકરી છે, અને સુવદનને માટે તેનું પણ કહેણ હતું, પરન્તુ તેની પસંદગી સુસ્મિતા પર ઊતરેલી. પછી સુસ્મિતા તથા સુવદન સોસાયટીમાં રહેવા ગયાં ત્યારે તારિકા સાથેની જૂની ઓળખાણ તાજી થઈ હશે, પરિચય વધ્યો હશે અને તેથી સુસ્મિતાને માઠું લાગતું હશે એમ હું અનુમાન કરું છું. બાકી સુવદન અવિચારી છોકરો છે, એમ તો હું નથી માનતો, કમળા !"

કમળા મૂગી રહી, થોડી વાર વિચારગ્રસ્ત બેસી રહી અને પછી નિઃશ્વાસ નાંખીને મામા પાસેથી ચાલી ગઈ.

બીજે દિવસે સવારમાં તે ચાહનો પ્યાલો લઈને સુવદનને આપવા ચાલી. સુવદન દાતણપાણી કરીને પોતાના ઓરડામાં પાછો પુરાઇ ગયો હતો, એટલે કમળાએ હાક મારીને બારણું ઊઘડાવ્યું. ચાહના પ્યાલા સાથે ઓરડામાં દાખલ થતાં તેણે જોયું કે સુવદન સુસ્મિતાના કબાટમાંથી કાઢેલાં જૂનાં કાગળપત્રોનો પથારો કરીને બેઠો હતો.

ચાહનો પ્યાલો સુવદનની સમીપે મૂકતાં કમળાએ પૂછ્યું: "શું તપાસો છો, ભાઈ?"

"કશું જ ખાસ નહિ. હવે મારે નસીબે આ બધાં સંભારણાં જોવાનું અને રડવાનું જ રહ્યું છે ને!" એમ બોલતાં સુવદને ચાહનો પ્યાલો હાથમાં લઈ પીવા માંડ્યો.

કમળાએ જોયું કે સુસ્મિતાએ વહાલાં કરીને જાળવી રાખેલાં એ બધાં સુવદનનાં પત્રો અને ચીઠીઓ હતાં.

"એ બધાંનું હવે શું કરશો ભાઇ?"

"હું એ જ વિચારું છું કે હવે આ બધાં પત્રોને જાળવી રાખું કે તેનો નાશ કરી નાંખું? જો જાળવી રાખીશ તો એ પત્રો જ્યારે જ્યારે નજરે પડશે ત્યારે ત્યારે રડવું આવ્યા વિના રહેવાનું નથી: દુ:ખને ભૂલવાનો માર્ગ તો એનો નાશ કરી નાંખવામાં રહેલો છે, નહિ કમળા?" સુવદને ચાહનો ઘૂંટ પીને કમળા સામે જોયું.

"હું કહું છું કે જાળવી રાખો તો વધારે સારું. મને તો એમ લાગે છે કે સુસ્મિતા જીવતી હતી તે વખતે જ તમે આ બધાં પત્રો-ચીઠીઓ કાઢીને વાંચ્યાં હોત તો વધારે ઠીક હતું."

"કેમ વારુ?"

"આ સંભારણાં અત્યાર કરતાં તે વખતે વધારે ઉપયોગી હતાં, ભાઇ!"

સુવદન મૂગો રહીને કમળા તરફ પૃચ્છક દૃષ્ટિથી જોઇ રહ્યો.

"મારા કહેવાનું તાત્પર્ય એ છે કે જે વખતે સુસ્મિતા ઉપરથી તમારો પ્રેમ ઊઠી ગયો હતો, તે વખતે આ તમારા જ પ્રેમભર્યા પત્રો તમે વાંચી જોયા હોત તો તમને પસ્તાવો થાત અને તેનું પરિણામ કદાચ વધારે સારું આવત."

"કોણ કહે છે કે સુસ્મિતા ઉપરથી મારો પ્રેમ ઊઠી ગયો હતો? તારા કથનનો મર્મ તો એવો લાગે છે કે જાણે મારે વાંકે જ સુસ્મિતાનું મૃત્યું થયું, નહિ?" સુવદને કંઇક રોષમાં પૂછ્યું.

"તમારા વાંકે સુસ્મિતાનું મૃત્યુ થયું એમ તો હું નથી કહેતી, પણ તમારા વાંકે તે નિરાશ થઇને પિયરમાં જઈ રહી હતી એ તો ખરું."

"કમળા! તને બધી વાતની ખબર નથી એટલે જ તું આમ બોલે છે. મરણ પામેલા માણસના વાંકો કહી બતાવવા હું નથી ઇચ્છતો."

"અહીં આવ્યા પછી મેં ઘણી માહિતી મેળવી છે; અને હું કહું છું તે બરાબર છે. મને દુઃખ તો એ વાતનું થાય છે કે સુસ્મિતા જીવ આપીને છૂટી ગઈ, તોય તમને તેના વાંકની વાત સૂઝે છે અને તમારા વાંક માટે જરાય પસ્તાવો થતો નથી."

"પસ્તાવો તો હવે થાય છે જ કે મેં પાંચસો રૂપિયાની વાત ઉપર પડદો ઢાંકી દીધો હોત તો અમારી વચ્ચે કડવાં વેણની આપલે થાત નહિ. પરન્તુ એ બાબતનો સુસ્મિતાનો જવાબ એવો હતો કે જે સાંભળીને મારી જગ્યાએ તું હોય તોય ઉશ્કેરાઈ જાય."

"પાંચસો રૂપિયાની વાતને તમે આગળ મૂકો છો પણ તારિકા સાથેના પરિચય બાબતની વાત તમે કેમ બાજુએ મૂકો છો? આ બધી મ્હોંકાણ જ તેની છે." કમળાએ ગંભીર બનીને કહ્યું.

"તારિકા સાથેનો પરિચય? એ પરિચય કાંઈ નવો નથી. અમે બધાં કોલેજમાં સાથે ભણતાં તે વખતનો પરિચય હતો; સોસાયટીમાં રહેવા ગયા પછી એ પરિચય જરા વધ્યો હતો એ ખરું, પરન્તુ એથી મેં શો મોટો અપરાધ કરી નાંખ્યો તે મને સમજાતું નથી."

"સુસ્મિતા જીવતી હતી ત્યારે તમે તેને પૂછ્યું હોત તો તે બધું સમજાવત. બાકી એ પરિચય છોડાવવા સુસ્મિતાએ કેટલું–કેટલું કર્યું, છતાં તમે પરિચય ન જ છોડ્યો અને સુસ્મિતા તમને છોડીને પિયર ચાલી ગઈ તોય તમને ભાન ન આવ્યું, તે બધો ઈતિહાસ તો હવે હું જાણી ચૂકી છું....તમે મને પૂછો છો કે તમે શો મોટો અપરાધ કરી નાંખ્યો તેનો જવાબ હું શો આપું? એનો જવાબ તો મરનારી આપી શકત."

કમળાના સ્વરમાં ઘુંટાતો રોષ સુવદન કળી ગયો. આ બધું કમળાએ શી રીતે જાણ્યું તે પણ તેના મનનો એક કોયડો થઈ પડ્યો. તે કશો જવાબ આપી શકયો નહિ, પરન્તુ કમળાના ઠપકાની અસરથી તત્કાળ તો તેની આંખો ભીંજાઈ ગઈ અને તે નીચું જોઈને મૂગો બેસી રહ્યો.

સુવદનનાં આંસુને પસ્તાવાનાં આંસુ માનીને કમળા બોલી: "હવે પસ્તાઇને આંસુ પાડો તો તેથી કશું વળે તેમ નથી. પસ્તાવાનો સમય હતો તે તો તમે પત્નીની અવગણના કરવામાં ગુમાવ્યો છે. તે બિચારી ગઈ; હવે તો તારિકાને જ પરણીને સુખી થાઓ, એટલે બીજી કોઈ બિચારી છોકરીને સુસ્મિતાની પેઠે રડવાનો વખત ન આવે!"

એમ બોલતી કમળા સુવદનના જવાબની ય અપેક્ષા રાખ્યા વિના ચાલી ગઈ.

સુવદને આંખો લૂછીને બારણું આધું ઠેલી પાથરેલા કાગળપત્રો એકઠા કરી તે પાછા કબાટમાં મૂકયા.

કમળાના શબ્દો ઉપર વિચાર કરતો તે પોતાના ખંડમાં જ બેસી રહ્યો. તેણે અનુમાન કર્યું કે સુસ્મિતાનો જે છેલ્લો પત્ર પિતાજીએ કોઈને વાંચવા આપ્યો નહોતો તે તેમણે કમળાને વાંચવા આપ્યો હોવો જોઈએ અને તેમાં સુસ્મિતાએ પોતાનું દિલ ખુલ્લું કરીને બધી વાતો લખી નાંખી હોવી જોઈએ; તેમ ન હોય તો કમળા પોતાના 'અપરાધ' ની વાત મોઘમ રીતે પણ ન ઉચ્ચારી શકે.

તારિકાને પરણી લેવાની વાત પણ કમળા બોલી હતી. પોતે એક વાર રોષમાં સુસ્મિતાને જે કહેલું તે જ વાતનો પડઘો કમળાના શબ્દોમાં પડ્યો હતો, તો એ વાત પણ સુસ્મિતાએ પોતાના પત્રમાં લખી જ હશે ને!

તારિકાના આકર્ષણે પોતાને ભૂલ ખવડાવી હતી છતાં સુસ્મિતાનો પોતાનો પોતાની ઉપર તો સાચો જ પ્રેમ હતો જેની અવગણના

કરવામાં પોતે તેને અન્યાય કર્યો હતો એ વાત તેનું દિલ હવે કબૂલ કરતું હતું. માણસ જીવનમાંથી ખોવાઇ જાય એટલે તેના ગુણોને સંભારીને રડવું અને તે વખતે સ્વદોષની નિંદા કરવી એ તો જનતાનો સ્વભાવ જ છે ને !

જ્યાંસુધી પોતાના દોષો વડીલોથી છૂપા હતા, ત્યાંસુધી જળવાઇ રહેલા સ્વમાને પ્રેરેલું ધૈર્ય સુવદનમાં હતું. કમળાના શબ્દોએ તેના એ ધૈર્યમાં કાણું પાડ્યું હતું. માતા-પિતા સમક્ષ હવે પોતાના છૂપા દોષો ખુલ્લા પડી જવાનો વિચાર આવતાં તેનું ધૈર્ય હણાવા લાગ્યું હતું. સ્વમાનભંગની કલ્પના શરમને જગાડી રહી હતી. પિતાને મ્હોં બતાવતાં તેને હવે સંકોચ ઊપજવા લાગ્યો હતો.

મનની એ ઉદ્વિગ્ન સ્થિતિમાં સુવદનને સાચું રડવું આવ્યું અને તેની આંખોમાંથી આંસુ વહી નીકળ્યાં.

એકાએક બારણું ઊઘડતું હોવાનો અવાજ થતાં સુવદનની દૃષ્ટિ તે ભણી ખેંચાઈ. તેણે પિતાજીને જોયા અને તે થથરી ગયો. તેણે ઉતાવળે આંસુ લૂછ્યાં પરન્તુ દામોદરદાસના જોવામાં તે આવી ગયા વિના રહ્યાં નહિ.



## પ્રકરણ ૪૧



## સુવદનનો ઉત્સાહ

સુસ્મિતાના પત્રના રહસ્યમાં રહેલી જે ગંભીરતા દામોદરદાસના ખયાલમાં આવી શકી નહોતી તે ગંભીરતા વિષે કમળાએ કરેલા ઈશારા પછી દામોદરદાસ ઊંડા વિચારમાં પડી ગયા હતા. તારિકા સાથેના સુવદનના વધારે પડતા પરિચયનો જે અર્થ દામોદરદાસ નહોતા કરી શક્યા તે અર્થ કમળા કરતી હતી. દામોદરદાસ માનતા હતા કે સુવદન એવો અવિચારી છોકરો નહોતો કે તે તારિકા

સાથેના પરિચયને પરિણામે આડે માર્ગે ગયો હોય; કમળાનું સ્ત્રીહૃદય માનતું હતું કે સુસ્મિતાએ ભલે સ્પષ્ટ રીતે ન કહ્યું, છતાં તેણે જે દુઃખ વેઠયું હતું તે સુવદનના ગંભીર અપરાધના જ આઘાતને પરિણામે હોવું જોઈએ. લાંબો વિચાર કરવા છતાં દામોદરદાસને કમળાની માન્યતા ખરી લાગતી નહોતી, તોપણ તેમનું મન હચમચી ગયું તો હતું જ. પુત્ર ઉપરની પોતાની નૈસર્ગિક વત્સલતા કદાચ પક્ષપાત કરી રહી હોય એવી શંકા પણ તેમના મનમાં જન્મી હતી.

રાત્રિ તેમણે એ જ વિચારમાં ગાળી હતી. જૂના વિચારના જે પ્રૌઢો માનતા કે અગ્નિના સ્પર્શથી ઘી પીગળે જ છે તેમ જુવાન છોકરીઓના સંપર્કથી જુવાનોનાં વાસનાલોલુપ ચિત્તો કુમાર્ગે જ વળે છે, તેથી તેવા સંપર્કથી યુવાનો અને યુવતીઓને હમેશાં દૂર રાખવાં એ જ સામાજિક નીતિ જાળવવાનો માર્ગ છે અને તેથી શાળા–કોલેજોમાંના સહશિક્ષણનો પણ વિરોધ કરતા હતા, તેવા પ્રૌઢોમાંના દામોદરદાસ નહોતા. આવા સંપર્કો જ્યાં જ્યાં નજરે પડે ત્યાં ત્યાં અનીતિના જ ઊભરા ચડેલા જોનારાઓને તે પૂર્વગ્રહદૂષિત માનસવાળા માનતા. આવો સંપર્ક હવે એટલો વધી ગયો હતો કે તેમાં યુવાન માનસની કુતૂહલવૃત્તિ બહુ રહી નહોતી, અને જ્યાં કુતૂહલવૃત્તિ દૂર થએલી હોય છે ત્યાં તેવા સંપર્કો એવા સ્વાભાવિક બને છે કે તેમાં જવલ્લે જ વિકૃતિને અવકાશ રહે છે એવી માન્યતાવાળા દામોદરદાસનું મન માની શકતું નહોતું કે તારિકા અને સુવદનનો પરિચય અનિષ્ટતામાં પરિણમ્યો હોય. તેમાં સુસ્મિતાની સ્ત્રીસ્વાભાવિક અસૂયાએ જ અનિષ્ટતા જોઈ હશે એમ માનીને તેમણે એ પરિચયમાં કોઈ જાતનું ગંભીર દૂષણ કલ્પ્યું નહોતું. અત્યારે હચમચી ગયેલા તેમના મનને હવે એ દૂષણ સંબંધે સંકલ્પ–વિકલ્પ થયા કરતા હતા.

કદાચ સુવદન કુમાર્ગે ગયો હોય અને કમળા કહેતી હતી તેમ એ જ ગંભીર વેદનાએ સુસ્મિતાના હૃદય ઉપર ભયંકર આઘાત

કર્યો હોય એ વાત સાચી હોય તો? તો પોતે શું કરવું? સુવદનને સ્પષ્ટ રીતે પૂછીને ખુલાસો માંગવો? તે પૂરતો ખુલાસો કરે ખરો? ઊલટ તપાસમાં તે પકડાઈ જાય અને તેનો અપરાધ નક્કી થાય તો શું કરવું? તેને ઠપકો આપવો? ફજેત કરવો? ઘરમાંથી કાઢી મૂકવો? એમ હડધૂત કરવાથી તે સાનમાં આવીને સદાચરણી બને ખરો? તેને કેવા પ્રકારનું પ્રાયશ્ચિત્ત આપવું? તેના ભવિષ્યના વર્તન ઉપર કેવા પ્રકારના અંકુશો મૂકવા? તેનું ફરીથી લગ્ન કરવાનો સમય આવે તે પહેલાં તેની સાથે શી શરતો કરવી? એવા એવા અનેક પ્રશ્નો દામોદરદાસના ચિત્તને ઘેરી વળ્યા હતા.

કમળા સુવદન સાથે કાંઈ વાતો કરીને પાછી ફરી હતી તે તેમણે જોયું હતું, અને પછી થોડી વારે તે પુત્રની સમીપે જઈ પહોંચ્યા, ત્યારે તેમણે તેની આંખોમાં આંસુ જોયાં. કમળાના વાગ્બાણથી વિંધાયા પછી સુવદને પિતાને આવેલા જોતાં તેમના તાપથી તેનું હૃદય થથરી ગયું. સુસ્મિતાના પત્રમાં પોતાના ગંભીર અપરાધની વાત જણાવી હશે એમ માનતા સુવદનને લાગ્યું કે હવે પોતાનો અપરાધ પકડાઈ ગયા વિના રહેવાનો નથી, હવે પોતાનો બચાવ થઈ શકે તેમ નથી, હવે પિતાની સમક્ષ ઊજળે મ્હોંએ ઊભા રહેવાની આશા નથી.

પુત્રની આંખોમાંનાં આંસુના દર્શને પ્રેરેલી કરુણાથી ડગ ભરતા પિતાએ ધીરેથી એક ખુરશી પર બેઠક લીધી અને ખંડમાં ચોપાસ શૂન્ય દૃષ્ટિ કરી. દૃષ્ટિની સામે ટાંગેલી સુસ્મિતા, સુવદન અને બેબીની છબી તરફ તે કરુણ દૃષ્ટિ કરી રહ્યા અને આંખો ભીની થઈ ગઈ, પરન્તુ તત્ક્ષણ આંખો લૂછી તે સ્વસ્થ થઈ ગયા.

"આજે બેંકમાં જવાનો છું ને?"

"ના."

"કેમ?"

"નથી ગમતું."

"તું ભૂલે છે. કામમાં ચિત્ત પરોવવાથી જ ગમે, ઘેર બેઠાં બેઠાં મન કાંઈ કાંઇ સંકલ્પવિકલ્પ કરે અને મુંઝાય."

સુવદને કશો જવાબ ન આપ્યો.

"સમજ્યોને ? નકામા દિવસ પાડવાની કશી જરૂર નથી."

"વારુ."

"તારા વેવીશાળનાં એક–બે કહેણો આવ્યાં છે તેની તને કદાચ ખબર નહિ હોય. આપણાં આળાં હૃદયોનો વિચાર કાંઈ બીજાઓ કરે ?"

"એ માટે કશી ઉતાવળ કરવાની નથી." સુવદને નીચું જોઈ રહીને જ જવાબ આપ્યો.

"સુસ્મિતાના મૃત્યુને પંદરેક દિવસ ન થાય ત્યાંસુધી એ વિષે કશી વાતચીત ન કરવાનો મારો નિશ્ચય છે. અને તને પૂછ્યા વિના તો કશું કરવાનું છે જ નહિ ને."

સુવદન કશું બોલ્યો નહિ.

"હું તો એ જાણવા ઇચ્છું છું કે તારું મન તો ક્યાંય વળેલું નથી ને ?"

"એ વિષે અત્યારે કશું વિચારવાનું જ નથી."

"તે તો હું જાણું છું, છતાં જ્યારે તારી પસંદગી પ્રમાણે જ બધું કરવાનું છે ત્યારે મારે તારો મનોભાવ જાણી લેવો જોઇએ ને ? મેં સાંભળ્યું છે કે તારિકાના પિતા તે માટે જ મારી પાસે આવવાના છે."

"કોણે એ કહ્યું ?"

"ન્યાતીલાઓમાંથી જ કોઈએ."

"આવે ત્યારે મને પૂછજો."

"જરૂર પૂછીશ, અને તારી ઇચ્છા હોય તો તારિકાને જ પસંદ કરવાની મારી પણ મરજી છે."

સુવદન કશું બોલ્યો નહિ.

"તાપીદાસને ત્યાં તારી આવજા અને તું સોસાયટીમાં રહેતો હતો ત્યારે ત્યાં તારિકાની આવજાનો અર્થ લોકો વિચિત્ર કરતા, સુસ્મિતાને એ પરિચય પસંદ નહોતો, એટલું હું જાણું છું. એ તો હવે ગઈ-ગૂજરી વાત થઈ, પરન્તુ એ ઉપરથી તારિકા પરનો તારો પક્ષપાત હું અનુમાની શકું છું અને હવે જ્યારે આ પ્રસંગ ઊભો જ થયો છે તથા તાપીદાસ કહેણુ મૂકવાના છે ત્યારે તારા મનનો મારે પહેલાં વિચાર કરવો જોઈએ, તેટલા માટે હું કહું છું. બાકી, હમણાં તો હું કોઈને હા કે ના કહેવાનો નથી. કેમ બરાબર છે ને!"

"ઠીક."

દામોદરદાસ ઊઠ્યા અને ધીરે ધીરે ચાલ્યા ગયા.

તે ક્ષણે સુવદનના હૃદયે છૂટકારાનો જ નહિ પણ આનંદનો અનુભવ કર્યો. પિતાજીને મન પોતાનો અપરાધ વસ્યો નથી, એમ જોઇને તેનું ભારે હૃદય હવે હળવું બની ગયું.

"અહાહા! પિતાજી કેવા ઉદાર છે! જે કાંઈ કમળા જાણતી હશે તે પિતાજી જાણતા જ હશે, છતાં કમળાએ મને કેવું કેવું સંભળાવ્યું અને પિતાજીની વત્સલતા તથા ઉદારતા મારા હૈયા ઉપર કેવો કોમળ હાથ ફેરવી રહી છે! પિતાજી માનવી નથી પણ દેવ છે, એ દેવના પગમાં માથું મૂકીને બધા અપરાધો કબૂલ કરી દઉં એમ મનમાં થાય છે......પણ ના, હમણાં નહિ, વાર છે, એકવાર બધું પતી જવા દો...

"પણ પિતાએ મારો અપરાધ જાણીને મને માફી નથી આપી, અપરાધની વાત તેમની જાણની બહાર રહી લાગે છે...સુસ્મિતાએ પોતાના છેલ્લા પત્રમાં એ વિષે લખ્યું નહિ હોય, કમળાએ કલ્પના કરીને જ મને અડાવ્યો હશે...

"છતાં કમળાએ અને પિતાજીએ-બેઉએ તારિકા સાથે લગ્ન કરવાની જ વાત મને જુદી જુદી રીતે કહી...એનું કારણ શું હશે?"

બિચારો જુવાન ! ટરેલ અને ઠાવકા સ્વભાવના પિતાની વિચારસરણીને તે કયાંથી સમજી શકે ! પુત્રના અપરાધનો દામોદરદાસ પોતાના મનમાં નિશ્ચય કરી શકયા નહોતા પરન્તુ પુત્ર ગંભીર નૈતિક અપરાધ કરી ચૂકયો હોય, તોપણ હવે તેને તેવા માર્ગેથી પાછો વાળવાનો ઉપાય તેની પ્રત્યેના કઠોર વર્તનમાં રહેલો નહોતો એ દામોદરદાસે બરાબર વિચારી લીધું હતું. પુત્ર પ્રતિ કઠોર થવું તે તેને નઠોર બનાવવા બરાબર હતું; તેને ઘરમાં કે ઘરબહાર ફજેત કરવાથી તે સુધરવાને બદલે વધુ નઠોર થવાનો સંભવ હતો; તેનું સ્વમાન જળવાઈ રહે અને તે પોતાની મેળે જ પોતાના અપરાધનો વિચાર કરીને સન્માર્ગે ચાલતો થાય તેમ કરવાને તેને હલકો પાડવા કરતાં વત્સલતાથી અને કોમળતાથી છતાં સાવધાનતાથી એવી રીતે દોરવવો જોઈએ કે જેથી ભૂતકાળનું પુનરાવર્તન ન થાય એમાં દામોદરદાસે વધારે ઇષ્ટતા વિચારી હતી.

પિતાના ઉદાર વર્તનમાં રહેલો આ કાર્ય-કારણસંબંધ સુવદન જોઇ શકયો નહિ. તેને તો માત્ર એમ જ લાગ્યું કે પોતાનો અપરાધ અણછતો જ રહ્યો છે, ઘરમાં શરમાવું કે સંકોચાવું પડે એવી હીણી સ્થિતિ પોતાને માટે ઉત્પન્ન થઈ નથી, એટલે તેનામાં ઉત્સાહ પ્રકટચો.

ઘડિયાળમાં જોયું તો નવ વાગી ગયા હતા, એટલે તુરત તે નહાવા ઊઠચો, નાહીને પાછા ફરતાં તેણે બેબીને વહાલથી તેડી લઇને પોતાના ખંડમાં આણી અને તેને ચુંબન લઇને તેના હાથમાં બે ચોકલેટ આપ્યાં.

અને ઉતાવળે ઉતાવળે જમી લઇને તે બેંકમાં ગયો.



# પ્રકરણ ૪૨



## તારિકાની મુલાકાતે

સુવદન બેંકમાં તો હળવા દિલે ગયો હતો, પરન્તુ તે ત્યાં જતાં જ બેંકના કારકૂનો દિલસોજી બતાવવા તેને ઘેરી વળ્યા ત્યારે તેને ખયાલ આવ્યો કે પત્નીના મૃત્યુ પછી શોકાતુર વદન ધારણ કરવું જોઇએ અને ખૂબ ઊંડા દુઃખથી વાતો કરવી જોઈએ, એટલું જ નહિ પણ મિત્રો તથા સહકાર્યકરો આશ્વાસન આપે તેટલા માટે થોડાં આંસુ પણ પાડવાં જોઈએ. દિલસોજીના ઉદ્ગાર, આછી પૂછગાછ અને આશ્વાસનના શબ્દોની ભરતી પા કલાકમાં પતી ગઈ, સુવદન કામે વળગ્યો, કામમાં તેના ચિત્તની પહેલાંના જેવી જ સ્થિરતા જોઈને સહકાર્યકરોને કાંઈક આશ્ચર્ય થયું; તેઓને કદાચ ખબર નહિ હોય કે નવપ્રેમની ઉષ્મા પ્રથમ પત્નીના સ્મરણને છાઈ રહી હતી.

સાંજે બેંકમાંથી નીકળીને તે સીધો ઊપડ્યો તારિકાને ત્યાં. સુસ્મિતા મૃત્યુ પામી ત્યારપછી આજે પહેલી જ વાર તે તેને મળવાનો હતો. એક રીતે જોઈએ તો સુસ્મિતાએ મરીને સુવદન તથા તારિકાનો માર્ગ મોકળો કર્યો હતો, પરન્તુ બીજી રીતે જોઈએ તો પત્ની જેવી પત્ની મૃત્યુ પામે તેથી સુવદન જો શોકાતુર ન દેખાય તો તે સંગદિલ–પત્થર જેવા કઠોર હૃદયનો જ લેખાય ને? આથી તારિકાની સમીપે પણ તેને શોકાતુરતાનો સ્વાંગ તો પહેરવાનો જ હતો.

સુવદનને આવતો જોઈને ચાકરે તારિકાને ખબર આપી કે તુરત તે ઊઠીને સુવદનની સામે આવી. સુવદનના ચહેરા પર શોકાતુરતાનો પડદો પથરાઈ ગએલો તેણે જોયો, પરન્તુ સુવદનનો હાથ પકડીને તે તેને પોતાના બેઠકના ખંડમાં લઈ ન ગઇ ત્યાંસુધી તેણે કશો ઉદ્ગાર કાઢ્યો નહિ.

બેઠકના ખંડમાં પેસતાં જ સુવદન બારણા પાસે પડેલી આરામખુરશીમાં ફસડાઈ પડ્યો અને બેઉ હાથો વડે મ્હોં ઢાંકીને હીબકવા લાગ્યો.

"સુવદન! આ શું કરે છે?! શાંત થા, ધીરજ રાખ! રડવાથી કાંઈ મૃત્યુ પામેલું માણસ પાછું આવતું નથી."

પાંચેક મિનિટ સુધી તે એકસરખી રીતે હીબકી રહ્યો. તારિકાએ પાણી મંગાવ્યું અને પોતાના હાથે પ્યાલો ભરીને તેને પાયું, એટલે થોડી વારે તે શાંત થયો.

"હું રોજ તપાસ કરતી હતી, પણ તું બેંકમાં આવતો નહોતો."

"આજે જ માત્ર આવ્યો છું."

"બહુ નરમ દિલનો છે તું, સુવદન! ઘેર રહીને રડ્યા જ કરતો હોઈશ, પણ મરણ પામેલા માણસની પાછળ રડવું એ તો કેવળ અજ્ઞાન છે, તે તું નથી જાણતો?"

"જાણું છું, સમજું છું કે આવેલા મૃત્યુને માણસ અટકાવી શકતો નથી અને ગએલા માણસને પાછું મેળવી શકાતું નથી; પરન્તુ મને એટલો જ અસંતોષ રહ્યો કે હું તેની સાથે છેલ્લે બિલકુલ વાતચીત કરી શક્યો નહિ."

"ઓચિંતા મૃત્યુમાં છેલ્લી વાતચીત શક્ય જ હોતી નથી. સુસ્મિતાએ શું ખરેખર ભૂલથી ઝેરી દવા પીધેલી?"

"હા ખરેખર, બપોરે તો પિતાજી તેને મળવા ગએલા."

"હા, એમ તો નંદારિકાય તેજ દિવસે ગએલી તે મને કહેતી હતી. વારુ, **गतं न शोच्यम्**, ડાહ્યો માણસ ભૂતકાળને ભૂલીને ભવિષ્યને જ ઉજ્જવલ કરવા યત્ન કરે છે."

"ભૂતકાળને માણસ ભૂલી શકે છે તેથી જ તે જીવી શકે છે, પણ ભૂલવા માટે પણ કાંઈક સમય જોઈએ."

"હવે એ ફીલસુફી ન હાંક!" તારિકા જરા હસીને બોલી: "સુસ્મિતાનું ખાલી પડેલું સ્થાન પુરાઈ જાય એટલો સમય તારે માટે પૂરતો છે; બોલ, ખરું કે નહિ?"

સુવદનના ઓઠ પર પણ તે સાંભળીને સ્મિત પ્રકટ્યા વિના રહ્યું નહિ.

"તને ફરીથી પરણાવવાની તૈયારીઓ તારે ત્યાં થવા લાગી હશે, ખરું ને?"

"એકાદ–બે કહેણ આવ્યાનું બાપુજી કહેતા'તા ખરા."

"એ તો એમ જ થવાનું. મારા પિતાજી પણ તારા બાપુજી પાસે જવાના છે, પણ કહે છે કે દસેક દિવસ થયા પછી વાત."

"ભલે."

"ભલે એટલે શું? આ તો બધી ફૉર્મેલિટી (દેખાવનો વિધિ) છે, ઇન્ફૉર્મલી (અવિધિસર રીતે) તું હા કહે એટલે મારો નિશ્ચય જ તારો સમજવાનો છે; પણ વળી પાછો તું તો તારા પિતાજીની સંમતિને વચમાં લાવીશ."

"મારી ઇચ્છાને તે આવી બાબતોમાં હમેશાં માન્ય રાખતા આવ્યા છે; છતાં ફૉર્મેલિટી તો થવી જોઈએ."

"તે તો થશે..."

"હવે હું જઉં છું..."

"એટલી બધી શી ઉતાવળ છે?"

"ઉતાવળ તો ખાસ નથી, પણ હું આજે જ હજી બેંકમાં આવ્યો છું અને ઘેર જતાં મોડું થશે તો પિતાજી ચિંતા કરશે."

"હંઅ! કદાચ એમ માની લે કે સુવદન સતો થવા ક્યાંક જતો રહ્યો હોય, ખરું ને?"

તારિકા ખડખડ હસી. સુવદનને પણ સહજ હસવું આવ્યું. તે જવા માટે ઊઠ્યો.

"હવે ફરી ક્યારે મળીશ?"

"રવિવારે નિરાંતે આવીશ."

સુવદન બહાર નીકળતો હતો એટલામાં તેને તાપીદાસે બોલાવ્યો: "સુવદન, અહીં તો આવ ભાઈ!"

સુવદન તાપીદાસના ખંડમાં ગયો અને બેઠો, એટલે તાપીદાસ બોલ્યાઃ "બિચારી સુસ્મિતા ગુજરી ગઈ, મારે દામોદરદાસ પાસે ખરખરો કરવા આવવું'તું, પણ મને લકવો થયો ત્યારથી શરીર એવું બગડી ગયું છે કે ક્યાંય જવા-આવવાનું મન થતું નથી."

"હોય, વૃદ્ધાવસ્થા એવી જ હોય છે."

"તોય, મારે દામોદરદાસ પાસે એક વાર જરૂર આવવું છે. તારિકાએ તને કાંઈ કહ્યું?"

"હા, કહ્યું છે."

"તો સારું; હવે મારો જીવ હેઠો બેઠો. છેવટે મારી ચિંતા તારા હાથે જ ટાળવાનું પ્રભુએ નક્કી કરી રાખ્યું હશે, એમ લાગે છે. સુસ્મિતાનું દશમું જાય, એટલે હું તારિકાને માટે કહેણ મૂકવા આવવાનો છું. તારે માટે તો તારિકાની મરજી હોય જ, એમાં નવાઈ નથી, અને તેણે હા પણ કહી છે; હવે તો તારા ઉપર જ મારો બધો આધાર છે."

"વખત આવ્યે બધું બની રહેશે, કાકાજી." સુવદન વિનયપૂર્વક બોલ્યો.

"પણ તારા પિતાજી..."

"મારી ઇચ્છા હોય એટલે તેમને કશો વાંધો જ ન હોય."

"વાહ વાહ! એ તો સોના જેવી વાત!"

"હવે હું રજા લઉં?" કહેતો સુવદન ઊઠ્યો.

"ભલે બેટા! સો વરસનો થજે!" કહેતાં જાણે તાપીદાસે છૂટકારાનો દમ લીધો.

રવિવારનો દિવસ આવ્યો એટલે સાંજે ચારેક વાગતાં સુવદન તારિકાને મળવા જવા તૈયાર થયો. તેનો ઉત્સાહ એકસરખી રીતે વધ્યા કરતો હતો. આજે તો તેને બેબીને પણ સાથે લઈ જવાનું મન થયું. માતા વિનાની બનેલી એ બાલિકાને તેનો પિતા પોતાની સાથે

ફરવા માટે લઈ જાય છે એમ જાણીને ખાટલે પડેલાં વસંતબાને પણ સારું લાગ્યું.

સુઘડ, સુંદર અને કાલું કાલું બોલતી એ બાળકીને રમાડવાનું ઘરમાં સૌને મન થતું. તારિકા પણ તેને રમાડીને આનંદ પામે તેટલા માટે તેને સુંદર કપડાં પહેરાવીને સુવદને સાથે લીધી હતી.

સુવદન બપોરે તારિકાને ત્યાં જઈ પહોંચ્યો, ત્યાં તો બંગલા-માંથી મંદારિકા દોડી આવી. સુવદનની આંગળી પકડીને ધીરે ધીરે ચાલતી બેબીને એકદમ ઊંચકી લઈને તે બચ્ચી ભરવા મંડી ગઈ, અને તેને લઈને તે સુવદનની આગળ બંગલામાં તારિકા પાસે પહોંચી.

સુવદન તેની પાછળ પાછળ પ્રસન્ન વદને અંદર ગયો.

મંદારિકા હસી. તે કશું બોલી નહિ, પણ મર્મમાં તેણે સૂચવ્યું કે તેની ભવિષ્યની માતાની તેને ઓળખાણ તો થવી જ જોઈએ ને !

સુવદન ખુરશી પર બેઠો એટલે મંદારિકાએ બેબીને નીચે મૂકી, કે તુરત તે સુવદન પાસે જવા લાગી. તુરત તેને પકડીને મંદારિકા બોલીઃ "હવે ત્યાં કેમ જાય છે? આ તરફ જા!" એમ કહેતાં જ તેણે બેબીને ઊંચકીને આરામખુરશીમાં બેઠેલી તારિકાના ખોળામાં મૂકી.

તારિકા ગંભીર બનીને બેઠી હતી. એકાદ મિનિટ બેબીને ખોળામાં રહેવા દઈને તેણે તેને તુરત નીચે મૂકી અને બેબી સુવદન પાસે પાછી દોડી ગઈ.

મંદારિકા ચમત્કારિક દૃષ્ટિથી તારિકા અને સુવદનના ચહેરા જોઈ રહી.

સુવદનના ચહેરા પર ઉત્સાહ હતો, પરંતુ તારિકાના વદન પર તેણે એવો ઉત્સાહ ન જોયો. પા કલાક પહેલાં જ મંદારિકા તારિકા પાસે આવી હતી અને તારિકાએ જ સુવદનને પરણવાનો પોતાનો મનોભાવ તેની પાસે પ્રકટ કર્યો હતો, છતાં અત્યારે તે એવી

ગંભીર તથા ભાવહીન મુખમુદ્રા કરીને બેઠી હતી કે જેથી મંદારિકાને આશ્ચર્ય થતું હતું. મોડે મોડે તેના ધ્યાનમાં આવ્યું કે પોતાની સમક્ષ આ ભાવિ નવદંપતી સંકોચનો અનુભવ કરી રહ્યું છે, એટલે તુરત તે ઊઠી અને બોલી: "ત્યારે તારિકા! હું જઉં છું."

"બેસ ને, શી ઉતાવળ છે?" તારિકા સહજ બોલી.

"ઉંહું!" કહેતી મંદારિકા ચાલી અને તારિકા–સુવદનને એકાંત આપી ગઈ.

"કેમ સુવદન! શા સમાચાર છે?" તારિકાએ પૂછ્યું.

"ખાસ કશા સમાચાર નથી."

"તારે માટે બીજાં કહેણો તો આવ્યા કરતાં હશે, ખરું ને?"

"એ તો બાપુજી જાણે. જે કોઈ આવે તે તેમની પાસે જ આવે."

"એ તો એમ જ થવાનું, આપણું પેટ્રીઆર્કિઝમ (વડીલશાહી) અખંડ જ રહેવાનું." તારિકાએ ટકોર કરી.

"પણ મારા પિતાજી વડીલશાહીના ગુણદોષ બહુ સારી રીતે સમજે છે એટલે જરૂર કરતાં જરાએ વધુ પોતાના વડીલપદનો ઉપયોગ તે કરતા નથી."

"એટલું ઠીક કહેવાય, છતાં લગ્ન પછી તારે એ સંયુક્ત કુટુંબમાં જ રહેવું પડવાનું ખરું."

"ના, એવું કશું જ નહિ; મારી ઇચ્છાને અનુકૂળ જ રહીને તે વર્તવાના. હું ઇચ્છું કે મારે અલગ રહેવું છે તો તેમાં તે કદાપિ ના કહેવાના નહિ."

"તોપણ તે માટે તારે કાંઈ ભળતું જ બહાનું કાઢવું પડે...હું સ્વતંત્ર રીતે મારો સંસાર ચલાવવા ઇચ્છું છું એવું પ્રકટ રીતે તું તારા પિતાજીને કહી શકવાનો નહિ." તારિકાએ કહ્યું.

સુવદન હસ્યો અને બોલ્યો: "આપણે દૂધ પીવાનું કામ, ભેંશને પાડો અવતર્યો છે કે પાડી તે પૂછવાનું શું કામ?...આ

મંદારિકાં આપણો વિચાર જાણી ગઈ હોય એમ લાગે છે." સુવદને વાતને પલટાવી.

"હા, તે જાણે છે. મેં જ તેને કહ્યું છે. કેમ, તેમાં કાંઈ વાંધો છે?"

"ના, વાંધો કશો નહિ...બે દિવસ પછી પણ તે જાણત તો ખરી જ. હવે, ચાહ તો મુકાવ."

"હા, હું એ તો વિસરી જ ગઈ." કહેતી તારિકા ઊઠી.

પંદરેક મિનિટ પછી ચાહના ત્રણ તૈયાર પ્યાલા લઈને તારિકા પોતે જ ત્યાં આવી અને બધાંએ ચાહ પીધી. બેઉને અહીં બરાબર ગોઠતું જણાયું નહિ એટલે ચાહ પીને તુરત તેણે 'મોતા ભાઇ'ને 'ઘેર જવાનું' કહ્યું અને સુવદનને ઊઠવું પડયું.

♠ ♠

## પ્રકરણ ૪૩

♠

## "મને તું તો જોઈએ છે...પણ..."

હિંદુ ન્યાતોનાં મોટાં વર્તુળો અને પેટાન્યાતોનાં નાનાં વર્તુળોની એક વિશેષતા ધ્યાન ખેંચે તેવી હોય છે. એક વર્તુળનાં બધાં કુટુંબોની થોડી યા વિશેષ અંતરંગ માહિતી વર્તુળની મર્યાદિતતાને કારણે એક યા બીજી રીતે મેળવી શકાય છે. વિશાળ સમુદાયમાં કોઈ કુટુંબ અંગેની ઇષ્ટ યા અનિષ્ટ ખબર ઉપલબ્ધ થઈ શકતી નથી તે ન્યાતના વર્તુળને કારણે પૂછગાછથી પણ પ્રાપ્ત કરી શકાય છે અને નવા સંબંધો બાંધવા અંગે અનુકૂળતા–પ્રતિકૂળતાનો વિચાર કરી શકાય છે. નાનાં વર્તુળોમાં તો કોઇ કુટુંબ અંગેની સારી–માઠી હકીકત એક દિવસમાં ઘેર ઘેર પહોંચી જાય છે. એના લાભો છે અને ગેરલાભો પણ છે. એથી પરસ્પર સહકાર અવિચ્છિન્ન રહે છે તો બીજી રીતે છિદ્રાન્વેષણ અને નિંદા વધે છે. ન્યાતનાં બધાં

કુટુંબો સમાન સામાજિક સ્થિતિવાળાં નથી હોતાં, જ્યારે બધા ન્યાતીલાઓ વર્તુળમાં સમાન અધિકારવાળા મનાય છે; આથી ઘણી વાર લાઘવગ્રંથી એવું જોર કરતી દેખાય છે કે પરસ્પર ઇર્ષ્યા અને ક્લેશ, છળપ્રપંચ અને કાવાદાવા, ઘમંડ અને હરીફાઈ વધતાં જ જાય છે, અને સહકારવૃત્તિને સ્થાને તેજોદ્વેષના ફુત્કાર ઊડતા દેખાય છે.

દામોદરદાસની ન્યાત બહુ નાની ન હતી અને બહુ મોટી પણ નહોતી. હજારેક ઘરની એ ન્યાતમાં લાખોપતિથી માંડીને ધર્માદા મદદ વડે ગુજરાન ચલાવતી વિધવાઓ સુધીનાં કુટુંબો હતાં. સુસ્મિતાના મૃત્યુને આપઘાતનો રંગ ચડાવનારાઓ ઘણા હતા, જ્યારે એને ભૂલથી થએલું અકાળ મરણ માનનારા થોડા હતા; છતાં ન્યાતમાં સારા વરોનો તોટો હતો, અને સુવદન સારો છોકરો મનાતો હતો એટલે તુરત જ તેને માટે એકાદ–બે કન્યાઓનાં કહેણ તેના પિતા પાસે આવી ગયાં હતાં; પરંતુ સુસ્મિતાનું દસમું વીત્યા પહેલાં કોઈ કહેણ નહિ લેવાનો અને તેરમું ગયા પહેલાં નવું વેવીશાળ નહિ કરવાનો દામોદરદાસનો ઇરાદો ન્યાતમાં જાહેર થઈ ગયો એટલે વધુ કહેણ આવતાં અટકી ગયાં હતાં.

દસમાની ક્રિયા થઈ ચૂક્યા પછીને દિવસે જ સુવદનને માટે ન્યાતમાંથી કહેણો આવવાનો સંભવ હતો, અને તાપીદાસ પણ તે જ દિવસે આવશે એ સુવદન જાણતો હતો. પરન્તુ સુવદનને એ ખબર નહોતી કે સુસ્મિતાના મૃત્યુ પછી તેણે તારિકાની જે મુલાકાતો લીધી હતી તેનો અર્થ ન્યાતીલાઓએ કરી જ નાંખ્યો હતો કે સુવદન તારિકા સિવાય બીજી કોઈ કન્યાને પસંદ કરવાનો નથી! અને તેથી જ ન્યાતમાંથી બીજાં કહેણ આવ્યાં નહિ, એટલું જ નહિ પણ એક–બે કહેણ જેઓએ મૂકયાં હતાં, તેઓ પણ પોતાના કહેણની વાત તાજી કરવા ફરીથી દામોદરદાસને ત્યાં ઢૂકયા જ નહિ.

સુવદનને તેથી ચિંતા કરવાનું કશું કારણ નહોતું. ઘણે સ્થળેથી કહેણો આવ્યાં હોત તો એક તાપીદાસ સિવાયનાં બીજાં બધાંનાં

કહેણો નકારવાં જ પડત એ દેખીતું હતું; એ તકલીફમાંથી બચી જવાયું એ એક રીતે ઠીક જ થયું એમ સુવદનને લાગ્યું.

સાંજે બેંકમાંથી સુવદન આવ્યો અને તેણે તપાસ કરી તો તાપીદાસ પણ કહેણુ મૂકવા આવેલા માલૂમ પડ્યા નહિ! બારમો દિવસ ગયો અને તેરમા દિવસનું પ્રભાત થયું પણ તાપીદાસ ન જ આવ્યા.

સાંજે બેંકમાંથી નીકળીને તે સીધો તાપીદાસને બંગલે ગયો. તેણે બંગલામાં પગ મૂક્યો કે તુરત તાપીદાસે બૂમ મારી : "અરે સુવદન! અહીં આવ, ભાઈ, અહીં આવ! તારિકા તો પાછી ફરી બેઠી! તેને શું થઈ ગયું છે તેની મને ખબર પડતી નથી. તેં તો તેને કાંઈ એવું કહ્યું નથી ને કે જેથી તેને માઠું લાગ્યું હોય?"

સુવદને જોયું કે તારિકાનો બેઠકનો ખંડ બંધ છે અને તારિકા બંગલામાં નથી, એટલે તે સીધો તાપીદાસ પાસે જ ગયો. તારિકા ફરી બેઠી હતી એ તેણે સાંભળ્યું હતું અને તેના આશ્ચર્યનો પાર રહ્યો નહોતો. તે સમજી ગયો કે એ જ કારણથી તાપીદાસ કહેણુ મૂકવા આવ્યા નહિ હોય.

સુવદન મૂગો મૂગો ખુરશી પર જઈ બેઠો એટલે તાપીદાસ ફરી બોલ્યાઃ "હું તો હવે અકળાઈ ગયો છું સુવદન! આ છોકરીના મનમાં શું ભૂત ભરાયું છે તેની મને સમજ પડતી નથી. હું તો પરમ દિવસે કપડાં પહેરીને તારે ત્યાં આવવાની તૈયારી કરતો હતો એટલામાં તારિકા મારી પાસે આવી અને મને તેણે પૂછ્યું : 'ક્યાં જાઓ છો?' મેં કહ્યું : 'દામોદરદાસને ત્યાં તારા વેવીશાળ માટેનું કહેણુ મૂકવા.' તે બોલીઃ 'ન જશો, મારી મરજી નથી.' મેં ઘણુંએ પૂછ્યું કે તેનું કારણ શું છે, પહેલાં તું હા કહેતી હતી અને હવે ના કેમ કહે છે, પરન્તુ તે તો પોપટની પેઠે એટલું જ કહે છે કે 'બસ, મારી ઇચ્છા નથી સુવદનને પરણવાની.' હવે હું તને પૂછું છું કે તમારી વચ્ચે કાંઈ ઝગડો થયો છે? અણબનાવનાં કાંઈ કારણો છે?"

સુવદન બોલ્યો: "એવું કશું જ બન્યું નથી. આપ કહો છો તે સાંભળીને મને પણ નવાઈ લાગે છે."

"તો પછી કયું ભૂત તેના મગજમાં સળવળી ઊઠયું હશે તે તું કલ્પી શકે છે?"

"ના; તારિકા કયાં ગઈ છે?"

"ફરવાસ્તો."

"તો મારે રોકાવું પડશે, હું તેને મળવાને આવ્યો છું."

"હા, હા, તે આવે ત્યાંસુધી રોકાઈ જા, અને તેને તું સમજાવ તો બહુ સારું."

સુવદનને તાપીદાસ સમક્ષ બેસવું ગમ્યું નહિ એટલે તે ઊઠીને તારિકાનો ખંડ ઉઘાડી તેમાં જઈ બેઠો.

બહુ–બહુ વિચાર કરવા છતાં તેને સમજાતું નહોતું કે તારિકાએ પોતાનો વિચાર છેલ્લી ઘડીએ શા કારણે બદલાવ્યો હશે.

છેલ્લો જ્યારે તે બેબીને સાથે લઈને તારિકાને મળવા આવ્યો હતો ત્યારે તારિકાનું મન લગ્ન માટે દૃઢ જ હતું; ત્યારપછી એવું શું બન્યું હશે કે જેથી તે હવે ના પાડતી હશે?

ત્રણચાર દિવસમાં–નહિ, માત્ર બે જ દિવસમાં તેનો થએલો વિચારપલટો સુવદનને બહુ ચમત્કારિક લાગતો હતો. તારિકા કાંઈ એવા અદૃઢ કે ચંચળ મનની છોકરી નહોતી; પોતે કરેલા નિશ્ચયની સામે સેંકડો વિઘ્નો આવે તોપણ તેને નહિ ગણકારનારી બહાદુર બાળા હતી. તો પછી આમ કેમ બન્યું?

છેલ્લી મુલાકાત વખતે તારિકા બરાબર 'મૂડ'માં નહોતી એમ સુવદનને સાંભર્યું. મંદારિકાની હાજરીમાં તે સંકોચાતી હતી એમ તેણે જોયું હતું ખરું; તે વખતે તેના મનનો દેખાતો સંકોચ કોઈ બીજા કારણે તો નહિ ઉદ્ભવ્યો હોય?

આવા અનેક પ્રકારના વિચારોની પાંખે ચડીને ઊડતો સુવદન બેસી રહ્યો હતો. સૂર્યાસ્ત થયો, અંધારું થયું, દીવા પ્રકટ્યા, પણ

તારિકા આવી નહિ. સાંજે ફરવા ગએલી તારિકા ઘેર પાછી ફરતાં આટલું મોડું કોઈક વાર કરતી. ખાસ કરીને સુવદન સાથે હોય ત્યારે જ કોઈ વાર વધારે મોડું થતું. પરન્તુ સુવદનનો રોકાયા સિવાય છૂટકો પણ નહોતો. તારિકાની સાથે લગ્ન કરવાની આશા ઉપર તેણે પોતાના ભાવી સુખ ને પ્રેમાળ જીવનની ઇમારત બાંધવી શરુ કરી દીધી હતી, પરન્તુ હવે તેને ખબર પડી હતી કે તેનો પાયો ડગમગે છે!

" સાહેબજી ! " " સાહેબજી ! " એવા બે ઉદ્‌ગારો તેણે બંગલાના દરવાજા તરફથી આવેલા સાંભળ્યા; તેમાંનો એક તારિકાનો હતો. તેણે ઊભા થઈ બારી વાટે દૃષ્ટિપાત કર્યો. તારિકા કમ્પાઉન્ડમાં પેસી બંગલા તરફ આવતી હતી, તેની સાથે બીજું કોઈ હતું તે રસ્તા તરફ સીધું પસાર થઈ ગયું હોઈ સુવદનની દૃષ્ટિએ પડયું નહિ.

પોતાના ખંડમાં પેસતાં જ તારિકા બોલી: " ઓહો, સુવદન! તું મારી રાહ જોતો બેઠો હોય એમ લાગે છે."

" ખરેખર, તેમ જ છે."

" કેમ વારુ ? "

" તને મળવા જ આવ્યો હતો, એટલે મળ્યા વિના પાછો ફરું તે ઠીક નહિ."

" તું મળવા આવ્યો તેનું કારણ હું સમજું છું. પિતાજી કહેણુ મૂકવા ન આવ્યા, એટલે પછી કોઈ બીજા કહેણવાળી કન્યા સાથે તારા પિતાએ તારું વેવીશાળ કરી જ નાંખ્યું હશે, અને મને તેમાં કશો વાંધો નથી; તે બદલ તારે મારી ક્ષમા માંગવાની પણ જરૂર નથી."

સુવદન કમકમી ગયો. તારિકાના આ ધૃષ્ટતાભર્યા શબ્દો પર તેને રોષ પણ ચઢ્યો. પણ તેણે એ મનોભાવને દાબી રાખીને કહ્યું: " મારા પિતાજીની વાત મારા પિતાજી જાણે અને તારા પિતાજીની વાત તારા પિતાજી જાણે; પણ મેં તો તને વચન આપ્યું છે એટલે તારા સિવાય બીજી કોઈ છોકરીને હું પરણવાનો જ નથી; તે કારણે

બીજે ક્યાંય વેવીશાળ કર્યું જ નથી. ”

“ તારા વચનમાંથી હું તને મુક્ત કરું છું, સુવદન ! તું ખુશીથી બીજે પરણી લે ! ”

“ તારિકા ! આ તું શું બોલે છે ? કેવળ વચનની જ આ વાત નથી; મેં તારા પર મારો પ્રેમ કેળવ્યો છે, મેં તને હૃદય અર્પ્યું છે, મેં તારા વ્યક્તિત્વમાં અહોભાવ ધારણ કર્યો છે, અને હવે તું આમ શાથી કહે છે ? મારો કાંઈ અપરાધ કે અવગુણ તો તારા મનમાં વસ્યો નથી ? ”

“ નહિ, નહિ, સુવદન ! તારો કશો અપરાધ થયો નથી, અને તારામાં એક પણ અવગુણ મને શોધ્યો જડે તેમ નથી. તું કેવો પ્રેમાળ છે, તું મને કેટલો બધો અનુકૂળ સ્વભાવનો છે, અરે, તું મારે માટે કેવો કહ્યાગરો અને શાણો છે તે હું બરાબર સમજું છું અને તેટલા માટે, સુવદન ! મને તું તો જોઈએ છે...પણ...”

“ પણ...શું ? ”

“ મને તારાં બાળકો જોઈતાં નથી...”

“ એટલે ? ” સુવદને ચમકતાં પૂછ્યું.

“ એટલે એમ કે તારાં બાળકોને ઉછેરવાની વેઠ કરવા હું ઇચ્છતી નથી; એ મને નહિ ગમે, એ મારાથી નહિ થાય...”

“ હંઅઅ ! ” સુવદને ઊંડો નિઃશ્વાસ નાંખ્યો.

બે ક્ષણ સુવદન મૂગો રહ્યો. તેણે એક પ્રશ્ન મનમાં ખૂબ ઘૂંટીને પૂછ્યો: “ જ્યારે આપણે વચનથી બંધાયાં, ત્યારે તું નહોતી જાણતી કે મારે બે બાળકો છે ? ”

“ જાણતી’તી સુવદન ! પરંતુ તે વખતે ઉત્સાહના ઊભરામાં જે ખયાલ હું રાખી શકી નહિ, તે ખયાલ મને ગયે રવિવારે આવ્યો કે જ્યારે મેં તારી બેબીને નજરે જોઈ. ખરેખર, તે વખતે મને ધ્રાસ્કો જ પડ્યો હતો કે આ ઉપરાંત આથીએ નાના એક બીજા બાળકની માતા મારે થવું પડશે અને તેને ઉછેરવું પડશે; અને એ

વિચારે મને જે ત્રાસ ઊપજાવ્યો તેથી મારો વિચાર બદલાયો."

"તારિકા ! મારાં બાળકોને કારણે શું તારો મારા ઉપરનો પ્રેમ નાશ પામી ગયો ? એક વાર મારી બીજી પત્ની થવાને પણ તત્પર થનારી તું..."

"હા, સુસ્મિતા જો આજે તેનાં બાળકોને ઉછેરવા માટે જીવતી હોત, તો હું તારી બીજી પત્ની પણ થાત...પરન્તુ..."

"બસ કર, તારિકા ! હું હવે વધારે સાંભળવા ઇચ્છતો નથી..." સુવદન એકદમ રોષભેર ઊઠયો : "હું હવે બરાબર સમજી ગયો કે મારા જેવો અનુકૂળ અને કહ્યાગરો પતિ તને શામાટે જોઇએ છે..."

અને તે સમયે સુવદનના હૃદયમાં એટલી ત્વરાથી ડૂમો ભરાઈ આવ્યો કે તે વધુ એક શબ્દ પણ બોલી શકયો નહિ અને તત્ક્ષણ ત્યાંથી ચાલી નીકળ્યો.

▲ ▲

## પ્રકરણ ૪૪

▲

## સંકટ–ધર્મ

સુસ્મિતાના મૃત્યુને તેર દિવસ વીતી ગયા, ન્યાતના રિવાજ પ્રમાણે બધો ક્રિયાવિધિ થઈ ગયો, બે દિવસ વધારે પણ વીતી ગયા, પરન્તુ સુવદનને માટે ન કોઈ કહેણ આવ્યાં, ન જૂનાં કહેણ તાજાં થયાં, કે ન તાપીદાસ પણ કહેણ મૂકવા આવ્યા ! દામોદરદાસ હવે વિચારમાં પડી ગયા. સ્ત્રીવર્ગને ન્યાતમાં વહેતા વાતાવરણની વધુ ખબર હોય છે, એટલે તેમણે વિજયાને પૂછી જોયું તો માલૂમ પડયું કે તાપીદાસની તારિકા સાથે અંદરખાનેથી વેવીશાળ નક્કી થઈ ગયું છે એમ બધાં માને છે એટલે નકામો નકાર સાંભળવા કોઈએ કહેણ મૂકર્યાં નથી.

અને તારિકાનું કહેણ પણ મુકાયું નહોતું જેના કારણની

દામોદરદાસને ખબર નહોતી. તેમણે વિજયાને કહ્યું: " પણ તાપીદાસ આવવાના હતા એમ મેં સાંભળેલું, સુવદન પણ કહેતો હતો અને તે આવ્યા નથી, તો તેમનો વિચાર બદલાઈ ગયો હશે એમ લાગે છે."

વિજયા બોલી: " તાપીદાસ બિચારા શું કરે ? તારિકાની મરજી એ તેના બાપની મરજી. સાચું કહું તો, ભાઈ! સુવદનની તેને ત્યાંની વધુ પડતી આવજાને લીધે ભાઈનીય હવે તો નિંદા થાય છે..."

" એમ ? એવું શું છે ? "

વિજયા બોલી : " ભાઈ! તારિકાનાં લક્ષણ સારાં નથી. એ કહેણ ન આવ્યું એ જ મને તો ઠીક લાગ્યું છે. પહેલાં એ તારિકા ભાઈની સાથે વધુ હરતીફરતી, હવે વળી કોઈ મદનમોહન નામના ભાટિયાનો બંગલો તેની પડોશમાં છે તેની સાથે બહુ હરે-ફરે છે, પછી લોકો તેની વાતો કરે તે સાથે ભાઈનીય વાતો કરે ને ?"

દામોદરદાસને સુસ્મિતાનો પત્ર સાંભર્યો, તેમાંની વીગતો યાદ આવી, તારિકા સાથેનો સુવદનનો વધુપડતો પરિચય સુસ્મિતાને કેમ અણગમતો હતો તે પહેલાં નહોતું સમજાતું તે હવે સમજાવા લાગ્યું. કમળાએ કરેલા અનુમાનમાં પોતાની માન્યતા કરતાં વધારે તથ્ય હોય એવો તેમને ભાસ થવા લાગ્યો અને તે નિઃશ્વાસ નાંખીને વિજયા પાસેથી મૂગા મૂગા ચાલ્યા ગયા.

ન્યાતમાં જૂના વિચારનાં કુટુંબો ઘણાં હતાં. તેઓ નવા વિચારોનું આક્રમણ ઝીલી શકતાં નહિ અને તેની સામે પણ થઈ શકતાં નહિ. પ્રવાહમાં તેઓ ઘસડાયે જતાં અને જે કાંઈ તેમની વિચારસરણીને અનુકૂળ ન લાગે તેની છૂપી નિંદા કરતાં. પરંતુ સુવદનની થતી નિંદા હવે દામોદરદાસને અકારણ લાગતી નહોતી. એ નિંદાને કારણે પોતાનો ગ્રેજ્યુએટ પુત્ર ન્યાતમાં વરી શકે તેમ તેમને જણાયું નહિ. ન્યાતીલાઓ માની બેઠા હતા કે સુવદન તારિકાને જ પરણવાનો છે, તારિકાનું વર્તન સારું નથી તો સુવદનનું વર્તન પણ સારું

નહિ હોવાનું જ તેઓ માને ને? સુવદનનું વર્તન સારું હોય તોપણ એક વાર લોકો માની બેઠા કે તે તારિકાને જ પરણવાનો છે તો પછી કોણ કહેણ મૂકવા આવે? શું ન્યાતમાં ઢોલ ટિપાવવો કે તારિકા વેરે સુવદનનું વેવીશાળ થવાનું નથી?

દામોદરદાસને સુવદન ઉપર ગુસ્સો તો ચડ્યો, પરન્તુ સાંજે જ્યારે સુવદન બેંકમાંથી આવી, જમીને પોતાના શય્યાખંડમાં ગયો ત્યારે દામોદરદાસ ચિત્તને યત્નપૂર્વક સ્વસ્થ રાખીને તેની પાસે ગયા અને બેઠા. તેમણે પુત્રને કહ્યું: "તાપીદાસ આવ્યા નહિ, તું કહેતો હતો કે આવવાના છે..."

"હા, તેમણે પોતે જ મને તેમ કહેલું, પરન્તુ પાછળથી તેમનો વિચાર બદલાઈ ગયો અને તે ન આવ્યા."

"આખી ન્યાત માની બેઠી હતી કે તારું વેવીશાળ ત્યાં જ થવાનું છે એટલે બીજા કોઈએ પણ કહેણ મૂક્યાં નહિ."

"હશે, મને પરણવાની જ પરવા નથી."

"કેમ નથી? તારિકા મળે તો જ પરણવું, નહિ તો ન પરણવું એવી કાંઈ ગાંઠ વાળી છે?"

"ના, તેવું કશું નથી."

"તો શું છે? લોકો તારી નિંદા કરે છે તેની તને ખબર છે?"

"નિંદા કરનારનાં મ્હોં આડે કાંઈ હાથ દેવાય છે?"

"ના, પરન્તુ એ નિંદા કેવી છૂપી રીતે લાકડી મારે છે તે હવે તને સમજાવું જોઈએ. સુસ્મિતાના અકાળ મૃત્યુથી જે નિંદા થતી હતી તેની મેં પરવા કરી નહોતી, આજે થઈ રહેલી નિંદા-નીય હું તારી પેઠે પરવા ન કરું એવું ઇચ્છું છું, પરન્તુ એ નિંદાનાં મૂળ હું ધારતો હતો તે કરતાં વધારે ઊંડાં હોય એમ લાગે છે."

"શું લાગે છે?"

"તારિકા સ્વચ્છંદી છોકરી છે, અને એને ત્યાં જ વધુ પડતી આવ-જા રાખનાર તું પણ સ્વછંદી જ હોય એમ લોકો કેમ ન

માને ? હું નહોતો સમજતો તે સુસ્મિતા સમજતી હતી, અને બેવકૂફ ! તારા સ્વચ્છંદે તે બિચારીને હડેહડે કરી મૂકી હતી, તેનું પ્રાયશ્ચિત્ત તારે અને મારે પણ કરવાનો વખત હવે આવ્યો છે, સમજ્યો ?"

ઉશ્કેરાયલા પિતાના વદન ઉપર દૃષ્ટિપાત કરવાનું ધૈર્ય પણ સુવદન રાખી શક્યો નહિ. તે નીચું જોઈને મૂંગો બેસી રહ્યો. આંખોમાં જળ ભરાઈ આવ્યું.

દામોદરદાસ સુવદનને કશું વધારે ન સંભળાવતાં ઉદ્વિગ્ન ચિત્તે ત્યાંથી પાછા ફરી પોતાના ખંડમાં આવ્યા. તેમણે એક દૃષ્ટિપાત પથારીવશ વૃદ્ધ પત્ની ઉપર કર્યો, બીજો દૃષ્ટિપાત સુસ્મિતાના બાળ પુત્ર ઉપર કર્યો અને તેમની આંખો ભીંજાઈ.

દામોદરદાસને આશા હતી કે સુવદનનું લગ્ન થશે એટલે નાના બાબાને તેનું સંગોપન કરનારી મળી રહેશે, પરન્તુ હવે એ આશા નાશ પામી હતી. વસંતબા તે કામ કરી શકે, પરન્તુ તે તો જાણે મૃત્યુ પૂર્વેની લાંબી માંદગી ભોગવતાં હોય એમ દામોદરદાસ કળી ગયા હતા. મંગળા—તે માબાપ વિનાની છોકરીને જો પોતે કહે તો તે એ વહીતરું ઉપાડી લે ખરી, પરન્તુ તેનો અભ્યાસ છોડાવવો પડે એ દામોદરદાસને ગમતું નહોતું. દામોદરદાસ લમણે હાથ દઈને આ પરિસ્થિતિ સંબંધે ઊંડા વિચારમાં પડ્યા.

"કમળા ! બાબા માટે દૂધ લાવ તો !"

કમળા દૂધ લાવી અને દામોદરદાસે બાબાને ખોળામાં સુવાડી દૂધ પાવા માંડ્યું. તેમને એ કામ ફાવી ગયું હતું એટલે પોતાની હાજરીમાં બાબાને દૂધ પાવાનું કે તેને સુવાડવા-ઉંઘાડવાનું કામ તે બીજા કોઈને ભળાવતા નહિ.

કમળા બોલી : "મને આવ્યે બહુ દિવસ થયા. હવે તમે રજા આપો તો કાલે જઉં."

"કાલે નહિ, પરમ દિવસે જજે; અને મંગળાને પણ સાથે તેડતી જજે."

"મંગળાને તો અહીં જ રાખો ને, તે બાબાને જાળવી શકશે અને આવું બધું તમારે કરવું પડે છે તે તે કરશે."

"ના, મારે તેનો અભ્યાસ બગાડવો નથી. તેને ત્યાં જેવું ગોઠે છે એવું અહીં ગોઠતું નથી, એટલે તેને તું ખુશીથી સાથે તેડી જજે."

"ભાઈનું લગન થશે એટલે..."

"એ તું વાત જ ન કરીશ. ભાઈનું વેવીશાળ થયું નથી અને થાય તેમ પણ નથી. તું કહેતી'તી તે ખરું પડયું...ભાઈની બેવકૂફીએ બિચારી સુસ્મિતાનું જીવન બગાડયું હતું અને હવે ભાઈ પોતે રઝળી પડયા છે."

"પણ ભાઈને કોઈ રીતે પરણાવ્યા વિના ચાલશે?"

"એટલે? એનામાં પરણવાની યોગ્યતા કોઈને ન જણાતી હોય તો હું તેને કેવી રીતે પરણાવું?"

"કોઈ ભાણે ખપતી ન્યાતની કન્યા..."

"હું તેને માટે ખરીદી લાવું અને તેને પરણાવું એમ તું કહે છે? એ દામોદરદાસથી ન બને, કમળા! ભલે મારું કાલે નખ્ખોદ જતું હોય તો આજે જાય, પરન્તુ મારે એવી રીતે તેને પરણાવવો નથી. મેં તેનામાં સુસંસ્કાર ભર્યા, છતાં તે બેવકૂફ બન્યો, મારો શ્રમ વ્યર્થ ગયો; હવે તો જે સંસ્કાર તેને મળ્યા હોય તેને અનુસરીને તે ભલે ગમે તેમ કરે!"

"ભાઈ જુવાન છે. આજે નહિ ને ભવિષ્યમાં તે કાંઈ અકાર્ય કરે..."

"ભલે કરે! પોતાની જવાબદારી ઉપર ભલે ગમે તે કરે! મને તેની ચિંતા નથી. મેં મારી ફરજ બજાવી છે; તેણે ભૂલ કરી છે અને આબાદ ઠોકર ખાધી છે; હજી પણ મારો શ્રમ ઊગી નીકળવાનો હશે તો તેને ભાન આવશે; તે કાંઈ અકાર્ય નહિ કરે તો સુખી પણ કેમ નહિ થાય?...આવા આઘાતોથીય હું કદાપિ નિરાશ

થતો નથી, કમળા ! જા બહેન, હવે સૂઈ જા! કાલે નહિ, પરમ દિવસે તું ભલે ઘેર જજે."

કમળા ઊઠી. બાબો દાદાના ખોળામાં જ ઊંઘી ગયો હતો, તેને ઊંચકીને તેમણે પારણામાં સુવાડ્યો. પછી પત્નીને શરીરે હાથ ફેરવી જોઈને જાણ્યું કે તે ઊંઘે છે એટલે તેમણે પણ પથારી પર પાસું ઢાળ્યું.

મૂંઝવણોથી ઘેરાઈ ગયા છતાં દામોદરદાસને આ વખતે પોતાનો ધર્મ સ્પષ્ટ દેખાતો હતો. સુવદનના સ્વચ્છંદે તેમને નાસીપાસ કર્યા હતા, પત્નીની માંદગીએ તેમના કુટુંબભારમાં વૃદ્ધિ કરી હતી, બાળપૌત્રે ઘરમાં એક કોયડો ઊભો કર્યો હતો, એ બધી મુશ્કેલીઓની આરપાર તેમને દેખાતું હતું કે હવે એવી વાનપ્રસ્થતામાં વર્ષો ગાળવાનાં છે કે જેમાં બિમાર પત્ની અને બાળક પૌત્રની સેવા-શુશ્રૂષા કરવાનો જ ધર્મ પોતા માટે બજાવવાનો રહે છે.

દામોદરદાસનો એક એવો અભિલાષ હતો કે પોતે નોકરી-માંથી પેન્શન લઈને નિવૃત્ત થશે તે વખતે નાનો ભાઈ અને મોટો પુત્ર કુટુંબના પાલકો તથા પીઢ સંસ્કારરક્ષકો સમા બની ગયા હશે, એટલે પોતે વનમાં જઈને નહિ પણ ઘરમાં વસીને 'નિવૃત્તરાગ'-વાનપ્રસ્થ બની રહેશે અને શેષ જીવનમાં યથાશક્તિ ધર્મની ઉપાસના કરશે. એ અભિલાષ હવે તેમને વ્યર્થ જતો ભાસતો હતો. નાનો ભાઈ અધવચ ચાલ્યો ગયો અને મોટા પુત્રે પોતાના કરેલા સંસ્કાર-સિંચનને વૃથા કર્યું, એટલે હવે ભવિષ્યનો પોતાનો ધર્મ પણ બદલાયો હતો એમ તેમણે જોયું.

તેમણે બીજે દિવસે કચેરીમાં જઈને નોકરીમાંથી નિવૃત્ત થવાની અરજી કરી. ઉપરી અમલદારે તેમને બહુએ સમજાવ્યું કે બે વધુ વર્ષ જેમ તેમ કરીને નોકરી કરો, જોઈએ તો છ માસની રજા લો, પણ પેન્શનમાં કાપ પડે એવી રીતે નિવૃત્ત ન થાઓ, પણ એ સલાહ તેમને ગળે ઊતરી નહિ. પત્ની અને પૌત્રની સેવા

કરવાનો આજ અવસર હતો, બે વર્ષ પછીની નિવૃત્તિ એ કાર્ય માટે ઉપયોગી થાય તેમ નહોતું, પોતાનું એ કાર્ય સંતોષકારક રીતે બીજું કોઇ પણ કરી શકે તેમ તેમને લાગતું નહોતું, એવી સ્થિતિમાં નોકરી ચાલુ રાખવી એ પોતાની મહત્ત્વની ફરજમાંથી છટકબારી શોધવા જેવી નિર્બળતા હતી. તેમને એ ગમ્યું નહિ અને તે નિવૃત્તિની જ માંગણી કરીને સાંઝે કચેરીમાંથી ઘેર આવ્યા.

ઘેર આવીને તેમણે એ વાત કરી ત્યારે બધાંને આશ્ચર્ય થયું, દયા ઉપજી, દુઃખ પણ થયું, પરન્તુ સુવદન તો બારણાં વાસીને ખરેખર રડચો.

નોકરીનો વળગાડ છૂટવાથી મગજ ઉપરથી જાણે મોટો ભાર દૂર થયો હોય અને અંતરમાં સંકટધર્મ શિર પર ચઢાવ્યાનો સંતોષ મહેકતો હોય તેમ તેમણે પત્નીને પથારીમાં બેઠી કરીને તેની પાછળ તકિયો મૂકયો અને પછી બાબાને તેડીને તેના ખોળામાં સુવાડતાં કહ્યું: " જો, હવે તું કોઇ જાતની ચિંતા ન રાખીશ. તમારી બેઉની સેવામાં હું ચોવીસે કલાક રહેવાનો છું અને તારી બિમારી તથા બાબાનું બાલપણ એ બે વાનાં જ સંભાળીને જીવાય ત્યાંસુધી જીવવાનો છું. તું સાજી થાય અને બાબો ખાવા–પીવા જેટલો મોટો થાય ત્યાંસુધીની આયુષ્યદોરી તો ઇશ્વર મને આપશે જ અને નહિ આપે તો યમદેવને પ્રાર્થના કરીશ કે આવતા ભવનું આયુષ્ય એટલું કાપી લઇને પણ મને જીવવા દો! કહે, યમદેવ મારી એ પ્રાર્થના સ્વીકારશે ને?"

" સ્વીકારે, મને સાજી કરી તમારો ભાર ઓછો કરે, અને તમે મારી સેવા કરો છો તેનો બદલો વાળવાની મનેય તક આપે તો જ મને તો સંતોષ થાય. "

દામોદરદાસ હસીને બોલ્યાઃ " મારા કરતાં વધુ જીવવાનો લોભ જાગ્યો છે કે શું ?"

એ સાંભળીને પાસે ઊભેલાં બધાં હસી પડચાં.



# પ્રકરણ ૪૫



## મનુભાઈ

બીજે દિવસે કમળા અને મંગળા વડોદરે પાછાં ફરવાને તૈયાર થયાં. સ્ટેશન પર જવાને કમળા ઘરની બહાર નીકળી એટલામાં તેણે આશ્ચર્ય વચ્ચે જોયું કે સ્વામી મધુસૂદનાનંદજી વડોદરેથી અમદાવાદમાં આવ્યા હતા અને પોતે એકલા જ પોળમાં સામેથી આવતા દેખાતા હતા.

કમળાએ બૂમ મારી: "મંગળા, મંગળા! અહીં આવ; જો સ્વામીજી પોળમાં આવ્યા છે, ઘેર બોલાવી આવ!"

મંગળા ખડકીમાંથી બહાર નીકળી અને તેણે પણ સ્વામીજીને જોયા. સ્વામીજી સીધા ચાલ્યા આવતા હતા, તેમની નજર પણ કમળા અને મંગળા પર પડી, એટલે મંગળાને સ્વામીજીની સામે જવાની જરૂર ન લાગી.

એકાદ મિનિટમાં સ્વામીજી ત્યાં આવીને જ થોભ્યા અને કમળાને પૂછ્યું: "દામોદરદાસ ઘરમાં છે ને?"

"હા છે, પધારો ને!"

સ્વામીજી પોતાને જ ત્યાં આવતા હતા એ જાણીને અને તેમના મુખમાંથી દામોદરદાસનું નામ સાંભળીને બેઉને ખૂબ આશ્ચર્ય થયું. મંગળા દોડતી-દાદર ચડી ગઈ અને તેણે દામોદરદાસને કહ્યું: "મોટા કાકા! સ્વામી મધુસૂદનાનંદજી વડોદરે હતા ને, તે અહીં આવ્યા છે અને તમને મળવા આવે છે."

"મને મળવા?" દામોદરદાસ ખોળામાંથી બાબાને ઊંચકીને આશ્ચર્ય પામતા ઊભા થયા.

એટલામાં મધુસૂદનાનંદજી દાદર ચડતા ઉપર આવીને દામોદરદાસની સામે ઊભા કે તત્ક્ષણ દામોદરદાસ બોલ્યા: "કોણ? મનુભાઈ!"

"હા, મોટા ભાઈ !"

"ઓહો ! ઓહો ! આટલે વર્ષે સ્વજનો સાંભર્યાં ? અરે વિજયા ! કુમુદ ! દેવેન્દ્ર ! ક્યાં ગયાં ? આપણા મનુભાઈ આવ્યા છે !" અને વસંતબાને સંબોધીને તેમણે કહ્યું: "જો, આ તારા નાના દિયર તારી કુશળતા પૂછવા આવ્યા છે !"

મનુભાઈએ નીચે પાથરેલી શેતરંજી ઉપર જ બેઠક લીધી. ઘરમાંનાં સૌ દોડી આવ્યાં અને સંન્યાસી વેશમાં શોભતા મનુભાઈને હાથ જોડી વંદન કરવા લાગ્યાં. વસંતબા બિછાનામાં માંડમાંડ બેઠાં થયાં. મનુભાઈ સૌની સામે જોઈને જૂના ચહેરા યાદ કરવા જાણે મથી રહ્યા હતા.

મધુસૂદનાનંદજી પોતાના મામા છે એનો કમળાને ખયાલ નહોતો. વડોદરામાં તેમને અણગમતો પ્રશ્ન પૂછનાર મંગળા તેમની જ પુત્રી હતી એ ખબર હવે તેમને પડી હોવી જોઈએ એવી કમળાએ ગણતરી કરી અને તેની આંખો આમતેમ ફરી મંગળાને શોધવા લાગી.

મંગળા ત્યાં નહોતી. કમળાએ બહાર ડોકિયું કર્યું તો ત્યાં પણ મંગળા દેખાઈ નહિ. તેણે વિજયાને પૂછ્યું: "મંગળા ક્યાં ગઈ ?"

વિજયાએ પણ આમતેમ જોયું પણ મંગળા જોવામાં ન આવી. સ્વામીજી આવ્યા બાબત દામોદરદાસને ઉમંગભેર ખબર આપવા જનાર મંગળા ક્યાં ગઈ હશે તેની કલ્પના કમળા કરી શકી નહિ. વડોદરામાં સ્વામીજી પોતાને ત્યાં પધાર્યા હતા ત્યારે તેમને પુષ્પહાર પહેરાવી સત્કારવામાં આવ્યા હતા, તેવી રીતે અહીં પણ તેમને સત્કારવાને તે પુષ્પ લાવવા ગઈ હશે ? જ્યાં ગઈ હશે ત્યાંથી હમણાં આવશે એમ માનીને કમળા દામોદરદાસ અને મનુભાઈ વચ્ચે કુશળ વર્તમાનની વાતો ચાલતી હતી તે સાંભળવામાં રોકાઈ.

"મનુભાઈ ! તમે તો જાણે સંસારી સ્વજનોને વિસરી જ ગયા હો, તેમ કોઈ વાર પત્ર જ લખતા નહિ. તમે ગયા પછી

શરુઆતમાં તમારા બે ત્રણ પત્રો આવ્યા હશે, પણ ત્યારપછી તમે કોઈ વાર પત્ર લખ્યો નહિ, તમારો નિવાસ ક્યાં તે પણ અમને ખબર નહિ, પછી સહેજ પત્ર લખવો હોય તો ક્યાં લખીએ? અરે, તમારું સંન્યાસનામ મધુસૂદનાનંદજી છે તે પણ હું તો અત્યારે જ સાંભળું છું." દામોદરદાસ સ્નેહભીની આંખે બોલ્યા.

"ભાઈ! સંસારીના માર્ગો જુદા છે, સંન્યાસીના માર્ગો જુદા છે. જે કાંઈ ભૂલી જવાને સંસારનો ત્યાગ કર્યો તેને સ્મરણમાં લાવવાની અગત્ય ન જણાઈ એટલે એમ કર્યું. તમો બધાંની કુશળતા જાણવાની ઇચ્છાથી હું તો આવ્યો છું."

"નવાઈની વાત છે! જે કાંઈ ભૂલી જવાને ઘર છોડ્યું, તેને સ્મરણમાં લાવીને કુશળતા જાણવાની ઇચ્છા થઇ!"

"હા, થઈ અને હું તેટલા માટે વડોદરેથી અહીં આવ્યો."

"ખરેખર, મોટા આશ્ચર્યની વાત છે. પણ તમે આવ્યા તે તો મને ગમ્યું. હવે અમારી કુશળતાનો પરિચય કરવાને થોડા દિવસ રહેશો ને?"

"રહેવા–ન રહેવાનો તો મેં કશો જ વિચાર કર્યો નથી, પરન્તુ ચિત્તમાં એ ઝંખના જાગી એટલે તેને સંતોષવા હું અહીં આવ્યો એટલું ખરું."

"અહો! આટલાં વર્ષના સંન્યાસ પછી વળી એવી ઝંખના જાગી! એ ઝંખનાનું શમન કે દમન કશું થઈ શક્યું નહિ? એમ કેમ થયું ભાઈ?"

મનુભાઈ કાંઈ જવાબ આપે તે પહેલાં કમળા બોલીઃ 'મામા! વડોદરે અમે સ્વામીજીની પધરામણી કરાવેલી, ત્યારે એમ બન્યું કે મંગળાએ એક પ્રશ્ન પૂછ્યો. તે વખતે મંગળાને કે અમને કોઈને ખબર નહોતી કે એ જ પોતે મનુ મામા છે. સ્વામીજીના એક શિષ્ય બહુ માંદા પડી ગએલા તેથી સ્વામીજી બહુ ચિંતામાં અને વ્યાકુળ-તામાં દિવસો ગાળતા હતા. એ ઉપરથી મંગળાએ કેવળ કુતૂહલવશ

પૂછેલું કે એ શિષ્ય તમારા સંસારી જીવનના પુત્ર તો નથી? સ્વામીજીને એ પ્રશ્ન ઉપરથી લાગ્યું કે શિષ્ય પ્રત્યેનું પોતાનું મમત્વ મંગળાને પુત્ર સમાન લાગ્યું તો એમ બધાંને લાગ્યું હોવું જોઈએ, અને એ વિષેનો ખુલાસો એક જાહેર વ્યાખ્યાનમાં કરવાનું તેમણે જણાવેલું. પછી સ્વામીજીએ એ વ્યાખ્યાન આપ્યું હશે, પણ અમે તો અહીં આવતાં રહ્યાં એટલે અમે સાંભળ્યું નથી. હવે તેમણે મંગળાને ઓળખી હશે એમ હું માનું છું, તેટલા માટે જ કદાચ એ અહીં આવ્યા હોય. પણ મંગળા ગઈ ક્યાં? વિજયા માશી! મંગળા ક્યાં છે?"

વિજયા અને કમળા બેઉ મંગળાને શોધવા નીકળી પડયાં. શોધતાં શોધતાં સુવદનના ખંડમાંથી તેનો પત્તો લાગ્યો. ખંડમાં એક ખૂણામાં તે ભરાઈ બેઠેલી!

"તારા બાપુ આવ્યા છે ને તું અહીં કેમ છુપાઈ ગઇ? ચાલ, ચાલ!" કમળાએ તેનું બાવડું પકડીને ઊભી કરી.

"મારે નથી આવવું."

"અરે ગાંડી! તને એ મળવા આવ્યા છે..."

"પણ એ મારા બાપુ ક્યાં છે? એ તો સ્વામીજી છે...."

"ચાલ તો ખરી, તું એમને કહેવું હોય તે કહેજે."

કમળા તેને ધસડી ગયા વિના રહી નહિ. મંગળા ત્યાં જઇને આડું જોઈને ઊભી.

મનુભાઈ પુત્રીનો એ અનાદરભાવ જોઈ રહ્યા.

"મંગળા!" મનુભાઈ બોલ્યા.

પણ મંગળા કશું ન બોલી, તેની આંખોમાં એકદમ આંસુ ધસી આવ્યાં.

"આમ કેમ કરે છે બેટા?" દામોદરદાસ બોલ્યાઃ "તારા બાપુ તને બોલાવે છે ને તું કેમ બોલતી નથી?"

કમળા બોલી: "મંગળા કહે છે કે એ મારા બાપુ નથી, એ તો સ્વામીજી છે."

"ખરી વાત છે. વેશે તો સ્વામીજી છું, પરન્તુ તેના પ્રશ્ને જ મારામાં એક પ્રકારની ઝંખના જગાડી છે અને હું અહીં આવ્યો છું." મનુભાઈ ખોખરા બનેલા કંઠથી આગળ બોલ્યા: "મંગળા! સંસારનાં સંતાનોને છોડીને પારકાં સંતાનોને શિષ્યો કર્યાં અને તેમના પર મેં વાત્સલ્ય ઢોળ્યું તેની અસૂયા તો તારા દિલમાં ઉત્પન્ન થઈ નથી?"

મંગળાએ તડાક જવાબ દીધો: "કેમ અસૂયા ઉત્પન્ન ન થાય? અમે ભાઈ–બહેને શો વાંક કર્યો હતો કે તમે અમને નમાયાંને નબાપાં પણ કર્યાં?"

એ શબ્દો સાથે મંગળાની આંખોમાંથી વધારે આંસુ ઊભરાવા લાગ્યાં અને એ કરુણ પ્રશ્ને બીજાં સર્વ કોઈને રડાવ્યાં. મનુભાઈની આંખો પણ ભીંજાયા વિના ન રહી.

માતાપિતાના વાત્સલ્યજળની તૃષાતુર મંગળા સમજણી થઈ ત્યારથી તેના અંતરમાં પિતા પ્રત્યે એક પ્રકારનો છૂપો અણગમો વસી રહ્યો હતો તેની કાંઈક ગંધ કમળાને આવી હતી. ઘરનાં બીજાં કોઈને આ માલૂમ નહોતું. પિતાની છબિને મંગળા નમસ્કાર કરવા જતી નહિ, એ છબિ જ્યાં ટાંગી હતી તે ઓરડામાં પણ બનતાં સુધી પ્રવેશ કરતી નહિ, તેની પાછળ તેના દિલની એક પ્રકારની ગાંઠ છે એની તો કોઈને જ ખબર નહોતી. અત્યારે કમળાને એ બરાબર સમજાયું અને મંગળા પર તેની દયા વિશેષ જાગી.

તે બોલી: "મનુમામા! આ કરતાં તો બધાંને રડાવવા તમે અહીં ન આવ્યા હોત તો જ ઠીક હતું. તમે સંસાર છોડ્યો, પછી વળી સ્વજનો શાં અને પરજનો શાં? તેમની કુશળતા–અકુશળતા સાથે તમને સંબંધ શો? તમારી વત્સલતાનાં અધિકારી તમારાં પુત્ર–પુત્રી ન રહ્યાં અને તમારા શિષ્યો અધિકારી થયા, તે તેમનું

સદ્ભાગ્ય અને તમારાં પુત્ર–પુત્રીનું દુર્ભાગ્ય; આ ભવનો ઋણાનુબંધ તોડીને કોઈ પરભવનો ઋણાનુબંધ તમે અત્યારે જોડી રહ્યા હશો, એમ સમજીને સૌ પોતપોતાના જીવનપ્રવાહમાં વહ્યાં કરત…"

દામોદરદાસ વચમાં બોલ્યાઃ "એમ ન બોલ, કમળા! આવ્યા તો ભલે આવ્યા. તેમણે હમણાં કહ્યું તો ખરું કે સ્વજનોની કુશળતા જાણવાની ઝંખના તેમના દિલમાં જાગી અને તે અહીં આવ્યા. જો, હવે તારા મામા આવ્યા છે તો તું વડોદરે જવાનું બંધ રાખ અને બે દિવસ રોકાઈ જા. અને તમે બધાં હવે જાઓ, મનુભાઈ માટે કાંઈ ભોજન–પાનની વ્યવસ્થા કરો."

સૌ એક પછી એક વેરાવા લાગ્યાં. મનુભાઈ થોડી વારે આંખો લૂછીને સ્વસ્થ થઇ બેઠા. સામે જ મહેશ બેઠો હતો તેને તેમણે ઓળખ્યો અને પૂછ્યું: "તારું નામ શું?"

"તમે મને ન ઓળખ્યો? હું મહેશ છું."

"તને ઓળખ્યો તો ખરો, પરન્તુ તારું નામ ભૂલી ગયો હતો. શું ભણે છે?"

"અંગ્રેજી પહેલી. બાપુજી! હવે તમે અહીં રહેશો ને?"

મહેશનો એ પ્રશ્ન નિરુત્તર રહ્યો.

## પ્રકરણ ૪૯

## 'તપોવન'

મનુભાઈ સંન્યાસી દશામાં પોતાના મોટા ભાઈને મળવા આવ્યા છે એ વાતની ખબર વાયુવેગે પોળમાં પ્રસરી ગઈ અને લોકો તેમના દર્શનાર્થે ટોળાબંધ આવવા લાગ્યા. જેઓ આવતાં તેઓ 'મનુભાઈ! મને ઓળખો છો કે?' એમ પૂછ્યા વિના ભાગ્યે જ રહેતાં અને મોટે ભાગે તો મનુભાઇને નકાર જ વાળવો પડતો, પરંતુ જૂના ચહેરાઓને નવી આંખે તે પ્રસન્ન ભાવે નિરખી રહેતા ખરા.

એ આખો દિવસ આગંતુકોને મળવામાં અને તેમની સાથે વાતો કરવામાં ગયો. રાત્રે બેઉ ભાઈઓ છેક ચોથા માળે જઈને બેઠા અને એકાંતમાં હૃદય ખોલીને વાતો કરવા લાગ્યા.

દામોદરદાસે નાની બહેન વિજયાના વૈધવ્યની અને તેને પોતાની પાસે રાખીને નિરુદ્વિગ્ન રીતે વૈધવ્ય ગાળી શકે તે માટે કરેલી વ્યવસ્થાની વાત કહી. વિજયા પાસે પાંચેક હજારની રોકડ અને થોડા દાગીના હતા તે જળવાઈ રહે અને તેનો તથા તેની પુત્રીનો ખર્ચ તેને માથે ન પડતાં પોતાની નજર હેઠળ એ બાળકી ઊછરે એવી જોગવાઈ કરી હોવાની વાત સાંભળીને મનુભાઇને દુઃખ અને સંતોષ બેઉનો અનુભવ થયો. બહેનનું જુવાન વયમાં વૈધવ્ય એ દુઃખનું કારણ હતું, તે નિશ્ચિંત રીતે મોટા ભાઈની નજર હેઠળ જીવન વ્યતીત કરી રહી હતી એ હતું સંતોષનું કારણ.

પછી દામોદરદાસે ધીમંતરામના મૃત્યુની, તેના વેપારમાં આવેલી ખોટથી ભરી આપવી પડેલી નુકસાનની રકમની, વિધવા કુમુદના પહેલાંના બંડની તથા પછીથી આવેલી સમજણની અને તેનાં બાળકોની વાત કહી સંભળાવી. બાળકોના વીમા ઊતરાવી તેમના ભાવિ વિકાસની જોગવાઈ કરી હતી તે કહ્યું. ધીમંતરામના કરજનો બોજો ઘરમાંનાં બધાંએ કેવી સંયુક્ત રીતે ઉપાડી લીધો હતો તે વાત કહેતાં દામોદરદાસને ભાઈના મૃત્યુના દુઃખ છતાં સંતોષ ઊપજ્યો હતો એમ મનુભાઈએ જોયું. જેવી રીતે બહેનના વૈધવ્યની ખબર મનુભાઇએ અત્યારે જ જાણી હતી તેવી રીતે ભાઈના મૃત્યુની ખબર પણ તેમણે મોટા ભાઈને મુખેથી જ પહેલી વાર સાંભળી. જીવનના અરણ્યમાં પ્રવાસ કરતો માનવકાફલો આગળ વધતો હોય, અનેક ખાડા–ટેકરાને મુશ્કેલીથી ઓળંગતો હોય, કોઈ પડવા–આખડવાથી અટકતું હોય અને માંડમાંડ ઊઠીને આગળ ચાલવા મથતું હોય તો કોઈ માર્ગમાંથી લપસી પડીને અદૃશ્ય થઈ જતું હોય, કોઈ કષ્ટાનુભવ કરતું હોય તો કોઈ મોજથી ડગ ભરીને આગળ

ધપ્યે જતું હોય, એવું કલ્પનાદશ્ય તે વખતે મનુભાઈનાં આંતર ચક્ષુઓ સમીપે ખડું થયું.

સુવદનના અભ્યાસ, લગ્ન અને પછી તેની પત્નીના મૃત્યુથી તેનાં બે બાળકોને ઉછેરવામાં ઊભી થએલી મુશ્કેલીની વાત દામોદરદાસે વિનાસંકોચે કહી. પોતાની બિમાર પત્ની તથા એ નમાયાં બાળકોને માટે પોતે નોકરીમાંથી નિવૃત્તિ લીધી હોવાનું જ્યારે દામોદરદાસે કહ્યું ત્યારે મનુભાઈથી ચોંકી ગયા વિના રહેવાયું નહિઃ "હેં મોટા ભાઈ! આ વૃદ્ધ વયે તમે આ ભાર ઉપાડવાને માટે ઓછા પેન્શને નિવૃત્તિ લીધી?"

"એ ભાર મારે ઉપાડવો એવી પ્રભુની મરજી હશે, નહિતો એ બાળકોની માતા મૃત્યુ પામત નહિ અને સુવદનના બીજા લગ્નની વાતમાં મુશ્કેલી ઊભી થાત નહિ." દામોદરદાસે કહ્યું.

"ભાઈ! ઘરમાં આટલાં બધાં માણસો છે તેમાંથી કોઈ એ બાળકોની દેખરેખ રાખી તેમને ઉછેરી શકે નહિ કે એ ભાર તમે ઉપાડ્યો?"

"તમારી મંગળા ઉપર મારી નજર હતી, તે બિચારીને ભણવાનો ઉમંગ છે, હું તેનું ભણતર છોડાવીને આ ભાર તેને શિરે મૂકું એ મને ઠીક લાગ્યું નહિ. વિજયા અને કુમુદ તો આખો દિવસ ઘરકામમાં જ ગુંચાયલાં રહે અને વળી સુવદનની બા પથારીવશ થઈ ગયાં, એટલે મારા વિના બીજું કોણ એ બચ્ચાંઓને હૂંફ આપીને ઉછેરી શકે?"

"મૂળે બાળકો ઉપર જ તમને બહુ રાગ, એટલે તમારા સ્વભાવને અનુસરીને જ તમે આ ભાર ઉપાડ્યો હોય એમ મને લાગે છે..."

"મનુભાઈ!" દામોદરદાસ વચ્ચે બોલ્યાઃ "તમે ભૂલ્યા. કઈ આશાથી કે અપેક્ષાથી હું કોઈ પણ બાળકો ઉપર રાગ ધરાવું? મારાં પોતાનાં સંતાનોનો ભાર હું ઉપાડું એ મારી ફરજ, અને સુવદન

પોતાનાં સંતાનોનો ભાર ઉપાડે એ તેની ફરજ, એમાં મારે કશી લેવા-દેવા નહિ. સુવદનનાં બાળકો વૃદ્ધાવસ્થામાં મારી ચાકરી કરશે એવી આશા મને હોઈ શકે જ નહિ. પરન્તુ સુવદનનાં કે બીજાં સ્વજનોનાં બાળકોની માનવતા કેળવવામાં આ દેહ કાંઈ પણ ઉપયોગમાં આવી શકતો હોય તો ભલે આવે! એથી કાંઈ હું ઘસાઈ જવાનો નથી અને ઘસાઈશ તોય એ માનવજીવનને કાંઈક સંસ્કાર આપ્યાનું પુણ્ય ઉપાર્જન કરવા માટે જ ઘસાઈશ ને? એથી વધારે સારો આ દેહનો બીજો કયો ઉપયોગ કરી શકાવાનો હતો?"

"મોટા ભાઈ! આ ઉંમરે હવે તમને પ્રભુભક્તિ કરવાની ઈચ્છા નથી થતી?"

"મારો પ્રભુ તમારા પ્રભુ જેવો વિરાટ નથી—સકળ માનવસૃષ્ટિ ઉપર નિષ્કામ પ્રેમભાવ મારામાં પ્રકટ્યો નથી. એટલો હું તમારા કરતાં ઓછો સદ્‌ભાગ્યવાન છું, અને તમે પરમ સદ્‌ભાગ્યવાન છો. પરન્તુ મારી મર્યાદિત સૃષ્ટિ પ્રત્યેની ફરજ અદા કરવામાં મને સંતોષ છે, એથી વિશેષ વિશાળ સેવા બજાવવાની શક્તિ મારામાં નથી. પ્રભુ કરે ને પુનરવતારમાં માનવદેહની પ્રાપ્તિ થાય અને તમારી પેઠે સકલ માનવતાની સેવા કરવાની તક આ આત્માને પ્રાપ્ત થાય."

"ભાઈ! આટઆટલાં સાંસારિક કષ્ટો અને ઉપાધિઓથી તમે કોઈ વાર કંટાળ્યા નથી?"

"કંટાળું શામાટે? એ કષ્ટો તો તપશ્ચર્યા છે—કોઈ જાતની આસક્તિ વિના સ્વકુટુંબના કલ્યાણાર્થે મેં એ તપશ્ચર્યા કરી છે અને હજીયે કરી રહ્યો છું. તમેય તપોવનાશ્રમમાં રહીને અનેક પ્રકારની તપશ્ચર્યા કરી હશે, તન-મનનાં કષ્ટો ઉઠાવ્યાં હશે, તમને એથી કોઈ વાર કંટાળો ઊપજેલો ખરો?"

"મારું ધ્યેય આત્મકલ્યાણનું હતું, એટલે કષ્ટ કે તપશ્ચર્યા કરવાના બદલામાં મને જે પ્રાપ્તિ થવાની હતી તે ઉપર લાગી રહેલી

મારી દૃષ્ટિએ મને કંટાળો અનુભવવા દીધો નથી.”

“ તો પછી તમે આશ્રમ છોડીને બહાર ફરવા નીકળ્યા તે શામાટે ?”

“ ગુરુદેવે એક વાર કહ્યું કે તમે ત્રણ વર્ષ સુધી જનતાને વેદધર્મનો સંદેશો સુણાવવા પર્યટન કરો એટલે મેં આશ્રમ છોડચો, અને બે શિષ્યોની સાથે હું પર્યટન કરવા નીકળ્યો છું; પણ ભાઈ! વિરાટ માનવસાગર ઉપર સમાન પ્રેમ ધરાવવા જેટલી સમદૃષ્ટિનો લાભ થાય એવા હેતુપૂર્વક ગુરુદેવે મને જે આદેશ કર્યો હતો તે મારાથી પાર પડે તેમ હવે મને લાગતું નથી. મેં ગૃહ છોડચું, બાળકો છોડ્યાં, પરન્તુ એ શિષ્યો પરના રાગથી વ્યાકુળ થએલો હું જાણે નવો સંસાર માંડી રહ્યો છું ! ”

મનુભાઈને આટલું કહેતાં જાણે ગ્લાનિ ઉત્પન્ન થઈ રહી હોય તેમ તેમની આંખોમાં આંસુ ચમકયાં. તોપણુ તેમણે આગળ બોલવું ચાલુ રાખ્યું અને દામોદરદાસ ભાઈની વાત સહાનુભૂતિપૂર્વક મૂગા-મૂગા સાંભળી રહ્યા.

“ મોટા ભાઈ ! ઘર છોડીને ચિત્તમાંની રાગવૃત્તિને મેં દાબી દીધી હતી, પરન્તુ આમ તે બીજા સ્વરૂપે પ્રકટી નીકળી છે એમ હું જોઈ શકું છું. જનતાના સંપર્કમાં આવતાં અને શિષ્યોના ગુરુ-પદનો ભાર નિર્વહતાં નિરિહતાને બદલે આસક્તિ ચિત્તમાં ઘર કરવા લાગી હતી અને ચિત્તને અસ્થિર બનાવી રહી હતી; જે વડોદરા સુધી આવતાં મને સમજાયું નહોતું, તે મંગળાના જ પ્રશ્ને મને સમજાવ્યું અને મારી આંખો ઊઘડી ગઈ.”

“ તો ભાઇ ! દિલગીર ન થાઓ, નિરાશ ન બનો; ચિત્તને વધારે વિશુદ્ધ કરો, અપાર માનવસૃષ્ટિ ઉપર સમાન પ્રેમ ધરાવવા જેવી શુદ્ધિ અને અનાસક્તિ હજી તમારા ચિત્તે પ્રાપ્ત કરી નથી; ગુરુદેવ પાસે તપોવનાશ્રમમાં પાછા જાઓ અને તેમના ચરણુમાં આ આત્મનિવેદન કરો.” દામોદરદાસે સલાહ આપી.

"પરન્તુ મને તમારું આ ગૃહ જ અનેરું તપોવન લાગે છે, ભાઈ! તમે જે તપશ્ચર્યા કરો છો તે મેં કરેલી તપશ્ચર્યા જેટલી ઉગ્ર નથી, છતાં તમે જે સમતા, અનાસક્તિ અને ચિત્તશુદ્ધિ પ્રાપ્ત કર્યા છે તે મેં એ તપોવનાશ્રમમાં વસીને પ્રાપ્ત કર્યાં નથી. શાસ્ત્રજ્ઞાન પુષ્કળ પ્રાપ્ત કર્યાં છતાં એ જ્ઞાનનું અનુભૂતિક્ષેત્ર જે ચિત્ત તે તો હજી અશુદ્ધિ અને આસક્તિ જ સેવે છે, જ્યારે એવા જ્ઞાન વિનાના તમે કષ્ટ વેઠતાં કે સંસારધર્મ બજાવતાં જે સમતા જાળવી શકો છો તે યોગી જનોને પણ જાણે દુર્લભ હોય એવું હું જોઉં છું! અનેક વિષમતાઓની સામે લડી ચૂકેલા તમે ગમે તેવી પ્રતિકૂળતાની વચ્ચે સમસ્થિતિમાં રહી શકો છો, ત્યારે કેવળ યોગપ્રક્રિયાઓની તપશ્ચર્યા-નો અભ્યાસી હું અણધારી પ્રતિકૂળતાથી એકદમ ચંચલ બની જઉં છું અને ચિત્તની સ્થિરતા જાળવી શકતો નથી. તમે આત્મકલ્યાણ અને કુટુંબકલ્યાણ યથાશક્તિ કરી રહ્યા છો, ત્યારે હું માનવકલ્યાણ કરવાની બાથ ભીડીને નથી એ કરી શકતો કે નથી ચિત્તશુદ્ધિ દ્વારા આત્મકલ્યાણ પણ સાધી શકતો...હું મુંઝાઉં છું ભાઈ! હું શું કરું?"

દામોદરદાસ મનુભાઈની વાતો સાંભળીને મનમાં ગૂંચવાઈ ગયા. તેમને લાગ્યું કે કદાચ મનુભાઈમાં સંસારવાસના પ્રકટી હોય અને હવે તેમને ગૃહસ્થાશ્રમ તરફ પાછા ફરવાનું મન થયું હોય. તેમણે પૂછ્યું: "ભાઈ! તમારા ચિત્તમાં કાંઈ વિકૃતિ તો જન્મી નથી ને?"

"બિલકુલ નહિ. મને ગૃહસ્થાશ્રમની ઝંખના નથી, પણ શિષ્યો પરના રાગથી વ્યાકુળ થએલો હું અત્યારે જોઉં છું કે ઘર ને બાળકોનો ત્યાગ મેં કેવળ અજ્ઞાનપૂર્વક કર્યો હતો. સંસારજીવન શરૂ કરીને તેની જવાબદારીમાંથી છટકી જવામાં મારી જે પ્રકારની નિર્બળતા હતી તે અત્યારે મને શરમાવી રહી છે અને તે જવા-બદારી તમારે શિરે મૂકવામાં મેં એક પ્રકારનું ઋણ કર્યું છે. જે જવાબદારીઓ અદા કરીને તમે સ્વ-પરકલ્યાણ કરી રહ્યા છો, તે

જવાબદારીઓને સમજણપૂર્વક શિરે ધારણ કરવાથી મારું આત્મ-કલ્યાણ અટવાઈ જવાનું નહોતું એ મને અત્યારે સમજાય છે, અને તેથી આજથી તે જવાબદારી હવે મારે ઉપાડવી છે અને તમારા આ 'તપોવન'માં જ રહીને મંગળા–મહેશને મારા વાત્સલ્યથી હૂંફાળું જીવન આપવું છે."

"ભલે, ભાઈ! ભલે!" દામોદરદાસે ઉત્સાહમાં આવી જતાં કહ્યું: "ભલે તમે અહીં રહો, અને તમારાં બાળકોને પ્રેમની હૂંફથી ઉછેરી તેમના જીવનને સંસ્કારી બનાવી કૃતાર્થ થાઓ!" એમ બોલતાં જ દામોદરદાસે એકદમ ઊભા થઇને બારીએ ડોકાઇ બૂમ મારી: "અરે મંગળા! અરે મહેશ! અહીં આવો! તમારા બાપુજી તમને બોલાવે છે..."

દામોદરદાસે બોલાવ્યાથી મહેશ એકદમ દોડતો ઉપર ચડી આવ્યો, કે તુરત તેમણે કહ્યુઃ "મહેશ! તારી માંગણી તારા બાપુ-જીએ સ્વીકારી છે હોં! તે હવે અહીં આપણી સાથે જ રહેશે..."

એ સાંભળતાં જ મહેશ આનંદોત્સાહમાં પિતાના ખોળામાં નમી પડ્યો.

મંગળા ધીરે ડગલે ઉપર આવી હતી, તે દામોદરદાસનું કથન સાંભળ્યા પછી અંદર આવી અને આનંદાશ્રુભરી આંખે પિતાનું દર્શન કરતી, હાથ જોડી 'નમસ્તે' કહી નીચે બેઠી.

મનુભાઈએ બેઉ બાળકોનાં મસ્તકો પર હાથ મૂક્યા, તે ક્ષણે તેમણે એક નૈસર્ગિક આનંદરોમાંચ અનુભવ્યો, જે જીવનમાં પહેલી જ વારનો હતો.

 

# પ્રકરણ ૪૭



# શંડયા પછીનું ડહાપણ

**મ**નુભાઇ હવે સંન્યાસ છોડીને ઘેર જ રહેવાના છે એમ જાણીને ઘરમાં આનંદ આનંદ પ્રસરી ગયો. મંગળાનું આનંદપ્રફુલ્લ વદન આજના જેવું પૂર્વે કોઈ વાર જોવામાં આવતું નહોતું અને એ વદન જોઈને મનુભાઈને પણ જાણે અપાર આનંદ થતો હતો.

પરન્તુ આ આનંદલહરિથી અલિપ્ત અને વિમનસ્ક એકલો સુવદન જ હતો. જે અકલ્પિત ઘટનાથી ઘરમાં બધાં સાનંદાશ્ચર્ય અનુભવતાં હતાં તેથી સુવદનને માત્ર ક્ષણભર કુતૂહલનો જ અનુભવ થયો હતો અને પુનઃ તે પોતાના દુઃખી જીવનના વિચારસાગરમાં ડૂબી ગયો હતો.

સુસ્મિતાની છબિનું દર્શન હવે સુવદનને ભૂતકાળની પોતાની અપરાધપરંપરાનું સ્મરણ કરાવ્યા વિના રહેતું નહિ. એ અપરાધોની સજા આટલી બધી ભયંકર હશે તેની સુવદને કદાપિ કલ્પના કરી નહોતી. સુસ્મિતાનું મૃત્યુ જ પોતાને એ સજા કરનારું નીવડશે તેનો તો તેને દૂરનોય ખયાલ નહોતો.

સુસ્મિતા જીવતી હતી ત્યારે તેની અને તારિકાની તુલના સુવદને ઘણી વાર કરી હતી. એ તુલનામાં સુસ્મિતા કરતાં તારિકાને તે ઉચ્ચ પદે સ્થાપતો. છતાં એક વાર તેણે સુસ્મિતામાં સંતોષ અનુભવવા પોતાના મનને મનાવ્યું હતું, બીજી વાર તેણે અસંતોષ અનુભવ્યો હતો, ત્રીજી વાર તેણે કંટાળો અનુભવ્યો હતો અને ચોથી વાર સુસ્મિતાના મૃત્યુમાં તેણે છૂટકારાનો દમ લઈ પ્રચ્છન્ન આનંદાનુભવ કર્યો હતો. અને આજે? આજે તે તારિકા કરતાં સુસ્મિતાને ઉચ્ચ પદે સ્થાપતો હતો, અને પોતાના જીવનમાંથી ખોવાઈ ગએલી સુસ્મિતા ઉપર આંસુ સારતો હતો!

તેને હવે જરાય શંકા નહોતી કે સુસ્મિતા પોતાની પત્નીના પદને શોભાવવા માટે જેટલી યોગ્ય હતી તેટલી જ અયોગ્ય તારિકા હતી ! તારિકામાં ખૂબ જ્ઞાન હતું, ઘણી ઘણી સમજણ હતી, પોતાના ચાતુર્યથી કોઈને પણ આંજી દેવાની શક્તિ હતી, પણ એ ગુણો ધરાવવા છતાં તે પત્ની જેવા જવાબદાર અને મહત્ત્વના સ્થાનને માટે યોગ્ય નહોતી એવો હવે સુવદનનો અભિપ્રાય બંધાયો હતો. તારિકા કેવળ વિલાસલોલુપતાની પ્રતિમા હતી, બીનજવાબદાર જીવન તેને જોઈતું હતું, સંસારની ફરજોમાંથી છટકીને મનમોજ માણવી એ તેનું ધ્યેય હતું : પત્ની થવાને–ભાવિ સંતાનોની માતા થવાને તે નાલાયક હતી. બુદ્ધિવૈભવવડે તે અનેકનું આકર્ષણ કરી શકે, પોતા જેવા જુવાનોને તે મંત્રમુગ્ધ કરી નાંખે, નિજ વ્યક્તિત્વની છાપ વડે તે સ્વપતિની કે બીજાઓની પ્રશંસા જીતી શકે, પરન્તુ ગૃહિણી તરીકેનાં કર્તવ્યો બજાવવાની ફરજ જે યુવતી ન બજાવી શકે તેની બીજી અનેક પ્રકારની યોગ્યતાનો પોતા જેવા મધ્યમ વર્ગના જુવાનને શો ઉપયોગ ?

રાંડયા પછીનું એ ડહાપણ સુવદનને બેવડો સંતાપ ઊપજાવતું હતું. સુસ્મિતા જેવી પત્ની પોતાના જીવનમાં કેટલી અનુકૂળ હતી તે હવે તેને સમજાતું હતું, પરન્તુ અત્યારે સુસ્મિતા કેવળ જડ છબિરૂપે જ દર્શન આપવા રહી હતી. એક વાર અપરાધને ભૂલરૂપે ઓળખાવવા મથનાર સુવદનને આજે પોતાની ભૂલ જીવનના મહા અપરાધ સમી દેખાતી હતી અને ભલે એ અપરાધ કોઈની સમીપે કબૂલ કરીને અપમાનનો ડંખ વેઠવો પડતો નહોતો, છતાં અત્યારે તે જે જીવનનો ડંખ વેઠી રહ્યો હતો તે અવગણના, અપમાન, તુચ્છકાર કે તિરસ્કારના સામટા ડંખો કરતાં વધારે વેદના ઊપજાવનારો હતો. જીવનની વણસેલી બાજી સુધારવાની કોઈ તક જ હાથમાં ન રહી હોય એમ તેને લાગતું હતું અને ખૂબ જ મુંઝાતો તે સુસ્મિતાની છબિ સામે જોઈને અશ્રુપાત કરતો કોઈ પ્રેરણાની જાણે યાચના કરી રહ્યો હતો.

"ભાઈ સુવદન!" બોલતાં જ બારણું ઠેલીને મનુભાઈ અંદર આવ્યા અને સુવદનની આંખોમાં આંસુ જોઈ ખમચાઈને ઊભા.

સુવદન આંસુ લૂછી સ્વસ્થ થયો.

"સુવદન! આ શું કરે છે? બહાદુર થા! કષ્ટને સંતાપ ન બનાવ, તપશ્ચર્યારૂપ માન અને તેમાંથી પાર ઊતરવાનો નિશ્ચય કર! તારા પિતાજી ઉપર નજર કર, કોઈ પ્રતિકૂળતાને તેમણે કષ્ટ-રૂપ માની નથી, અને તું આવો નિર્બળ કેમ?"

"મારામાં એ શક્તિ નથી, કાકાજી!"

"શક્તિ નથી, પણ સમજ તો છે ને? સમજને મોખરે રાખીશ, તો શક્તિ આપોઆપ પ્રકટશે! ધૈર્યને સાથી બનાવી સંસારના અટવિમાં ક્રમણ કર્યે જા! અને તારાં તો અનેક સાથી છે, પછી સંતાપ શાને કરે છે? તારા પિતાજી છે, ઘરનાં બીજાં સ્વજનો છે, અને સાંભળ, અત્યારે તો હું મારા શિષ્યોને તપોવના-શ્રમમાં પહોંચાડવા જઉં છું, પરન્તુ ત્યાંથી ગુરુદેવની આજ્ઞા લઈને તુરત પાછો ફરીશ, અઠવાડિયામાં આવી પહોંચીશ, અને તારા સંસારક્રમણમાં તને બળ આપવા હું પણ તારો સાથી થઈશ; તું જરાએ મુંઝાઈશ નહિ."

એ ધૈર્યદાન કરનાર કાકા સમીપે ઉપકારવશ થતો સુવદન હાથ જોડી નીચું જોઈ રહ્યો. મનુભાઈએ તેની પીઠ પર હાથ મૂકીને કહ્યું: "વો દિન ભી ચલા જાયગા, સુવદન! જોતો નથી, તારા પિતાજી ઉપર પણ ભૂતકાળમાં દુઃખોએ કેવાં આક્રમણ કર્યાં હતાં! પરન્તુ એમણે ધૈર્ય ગુમાવ્યું નહિ, અને આજે અનેક મૂંઝવણોથી ઘેરાયા છતાં એક સ્થિતપ્રજ્ઞના સમી પ્રસન્નતા જાળવી રાખી છે, તેવા સિંહનો તું પુત્ર, શિયાળ જેવો કેમ?"

"પિતાજીને મેં દગો દીધો છે, કાકાજી! મારામાં તેમણે જે આશાઓ રાખી હતી, તે આશાઓને મેં વીંખી-પીંખી નાંખી તેમને કષ્ટભાગી બનાવ્યા છે. તેમનો સિંહગુણ અપનાવવાની મેં

દરકાર કરી નથી, તેના જ ફળરૂપ આજની મારી સ્થિતિ છે..."

મનુભાઈએ આનંદથી હસીને સુવદનની પીઠ થાબડતાં કહ્યું: "બસ, તેં તારા પિતાને દગો દીધો છે એટલી સમજ તારામાં પ્રકટી એ જ તારા પિતાજીનો વિજય છે અને તારી સિંહરૂપતા પણ એ સમજમાંથી જ હવે નિર્માણ થવાની છે એવી શાખ મારો અંતરાત્મા પૂરે છે."

એટલું કહી મનુભાઈ ચાલ્યા ગયા અને સુવદને સુસ્મિતાની છબિ સામે પુનઃ જોયું. એ પ્રસન્ન વદનમાંથી પણ જાણે ધૈર્યનો જ પ્રવાહ વહીને સુવદનના અંતરને બળવાન બનાવી રહ્યો હતો.

ભોજન કરીને સુવદન બેંકમાં ગયો. એ દિવસથી સુવદન બેંકના સહકાર્યકરોમાં છૂપા ઉપહાસનું પાત્ર બની ગયો હતો. ન્યાતમાં, સ્નેહી-સંબંધીઓમાં અને બેંકના માણસોમાં પણ એ વાત સારી પેઠે જાણીતી થઈ ગઈ હતી કે સુવદન તારિકાને પરણવાનો હતો અને એ સંબંધ નક્કી જ થઈ ગયો હતો, પરન્તુ હવે તેઓ બધાં એ વાત જાણી ચૂક્યાં હતાં કે એ સંબંધ બંધાવાનો નહોતો કારણકે તારિકાને સુવદન પસંદ નહોતો! તારિકાની નાપસંદગીનાં તરેહવાર કારણો લોકોમાં બોલાતાં હતાં. કોઈ કહેતું કે તારિકા અને સુવદન સહજ વાત-વાતમાં લઢી પડચાં હતાં અને તેથી તારિકાએ સુવદનને પરણવાની ના કહી હતી. કોઈ માનતું કે તારિકા લગ્ન પછી તુરત જ જુદાં રહેવાની સુવદન સાથે શરત કરવા માંગતી હતી, જે વાતમાં સુવદન સંમત નહિ હોવાથી એ લગ્ન છેલ્લી ઘડીએ અટકી પડયું હતું. કોઈ કોઈ કલ્પનાચતુરોએ એવી વાત પણ ઉડાડી હતી કે તારિકા સુવદન સાથે હિંદુ લગ્ન કરવા ઇચ્છતી નહોતી, પરન્તુ રજીસ્ટર્ડ મેરેજ (નોંધણીના કાયદા મુજબનું લગ્ન) કરવા માંગતી હતી એટલે તે સંબંધે બેઉ વચ્ચે મતભેદ પડયો હતો. આ રીતે તારિકાને સુવદન પરણી શકયો નહોતો અને બીજી બાજુએ ન્યાતમાંથી કોઈ તેને કન્યા આપવા તૈયાર નહોતું, એટલે તે હવે પૂરેપૂરી ત્રિશંકુની

સ્થિતિમાં આવી પડ્યો હતો–અધવચ લટકી ગયો હતો !

હાલતાં ને ચાલતાં પ્રેમલગ્ન ને સ્નેહલગ્નની વાતો કરનારાઓમાંના કોઈની જ્યારે આવી સ્થિતિ થાય છે ત્યારે સ્વાભાવિક રીતે જ તે ઓળખાણવાળાઓમાં ઉપહાસને પાત્ર બને છે. સુવદનની જાણમાં હતું કે બેંકના માણસો છૂપી રીતે માંહેમાંહે પોતાની મશ્કરી કરે છે, પરન્તુ તે મનને મારીને ગંભીર વદને પોતાનું કામ કર્યે જતો હતો.

"સાહેબ ! કોઈ બાઈ આપને બહાર બોલાવે છે." બેંકનો પટાવાળો સહીઓ કરવાનો થોકડો મૂકીને એમ ધીરેથી બોલી તુરત ચાલ્યો ગયો.

"હંઅ !" સુવદન ચાલ્યા જતા પટાવાળાની પીઠ પાછળ જોઈ રહ્યો. બેંકના કારકૂનો જ નહિ પણ પટાવાળાઓ પણ હવે પોતાની પ્રકટ મશ્કરી કરવા તૈયાર થયા હતા એમ તેણે જોયું. તેને રોષ તો ચડ્યો પરન્તુ પ્રકટ રીતે ગુસ્સો દાખવીને એવી મશ્કરીને ઉત્તેજવાનું તેણે યોગ્ય માન્યું નહિ.

તેણે જોયું કે પોતાની મશ્કરી કરીને ગએલો પટાવાળો બે–ત્રણ કારકૂનો સાથે કાંઇ વાતો કરીને એજંટની ઓફીસમાં ગયો હતો. તેને લાગ્યું કે એ કારકૂનોએ જ પટાવાળાને સાધનરૂપ બનાવ્યો હતો. એ કારકૂનો કોણ કોણ હતા તે દૂર રહ્યે રહ્યે પણ સુવદને લક્ષમાં રાખી લીધું.

પાએક કલાક વીતી ગયો, એટલે ફરીથી તે જ પટાવાળાએ આવીને કહ્યું: "સાહેબ ! એક બહેન બહાર ઊભાં છે તે આપને બોલાવે છે."

"ઠીક, જા, કહે કે મને અત્યારે બહાર આવવાની ફુરસદ નથી." સુવદને તત્ક્ષણ જવાબ પરખાવી દીધો.

મશ્કરીનો જવાબ એવી અવગણનાથી જ વાળી શકાય એમ સમજીને સુવદને એ જવાબ આપ્યો હતો, પરન્તુ તેણે જોયું કે તુરત

પટાવાળો ખરેખર બહાર ગયો, તે પેલી બાઇને પોતાનો જવાબ સંભળાવવા જ ગયો હોવો જોઈએ.

"કાંઇ ફિકર નહિ. તારિકા આવી હોય તોપણ તેને હવે તો એ જ જવાબ મારે આપવાનો હતો. તે માફી માંગવા આવી હોય અને લગ્ન માટે તૈયાર થઈ હોય, તોય મને હવે તે ન જોઇએ. જેવો તેણે મારો તિરસ્કાર કર્યો હતો તેથી બેવડો તિરસ્કાર હવે હું તેનો કરીશ અને બતાવી આપીશ કે સુવદન એ તેના હાથમાંના રમકડા રૂપ બનવા ઇચ્છતો નથી."

બે મિનિટ ગઈ અને પટાવાળો પાછો આવ્યો તે સુવદને જોયું. તારિકાએ તેને બીજો કાંઈ સંદેશો આપ્યો હોય એમ લાગ્યું નહિ કારણકે પટાવાળો પોતા પાસે ન આવતાં બેંકના કામકાજમાં વળગી ગયો હતો.

પોતાનો જવાબ સાંભળીને કાંતો તારિકા ઘેર પાછી જાય અને કાંતો તે બેંકની અંદર પોતાને મળવા આવે એવી ગણતરી સુવદને કરી. પાંચેક મિનિટ થઈ ગઈ અને તારિકા અંદર આવી નહિ એટલે તે નિરાશ થઈને કે ગુસ્સો કરીને ચાલી ગઈ હશે એવું સુવદને અનુમાન કર્યું. તે મનમાં બોલ્યો: "મને હવે તેની શી પરવા છે? જેનો મને હવે ખપ નથી તેને તો એવી જ લપડાક જોઇએ."

બેંકના દરવાજા તો ત્યારપછી અર્ધો કલાકે જ બંધ થયા, પરન્તુ પોતાનું કામકાજ આટોપીને બહાર નીકળતાં સુવદનને સહેજે દોઢેક કલાક થઈ ગયો.

તે વખતે તેણે જોયું કે બેંકના મકાનની એક બાજુએ પગથી ઉપર મંદારિકા દરવાજા ભણી જ મીટ માંડીને ઊભી છે! બેઉની દૃષ્ટિ મળી અને તુરત સુવદન તેની ભણી ચાલ્યો.



# પ્રકરણ ૪૮

## વેવીશાળ

" મંદારિકા!! તારિકા પોતે ન આવતાં તેણે મંદારિકાને મોકલી, એમ કે? તે મને હવે કેવી રીતે મ્હોં બતાવી શકે? કશી ફિકર નહિ, મંદારિકા માર્ફતે પણ હું તેને લપડાક તો લગાવીશ જ... જોઉં તો ખરો, તે શો સંદેશો લાવી છે."

મંદારિકા ઊભી હતી તે તરફ જતો સુવદન સામા પક્ષના યોદ્ધાને કાતિલ ઘા મારવાની મિસાલે ડગ ભરતો હતો. મંદારિકાની પાસે જતાં જ તે બોલ્યોઃ " મને જ મળવા આવ્યાં છો ને તમે?"

પ્રકટ હા ન કહેતાં મંદારિકાએ હકાર સૂચવતાં માથું નીચું ઢાળ્યું.

" મારા તોછડા જવાબ માટે મને માફ કરજો, પરંતુ મારો જવાબ તારિકા માટે હતો. તારિકાએ પોતે ન આવતાં તમને મોકલ્યાં છે તેની મને ખબર નહિ, એટલે જ મેં પટાવાળા સાથે એ તોછડો જવાબ મોકલેલો."

" હું સમજી... "

" પણ તમે એના 'કૅટ્સ પૉ' (બિલાડીનો પંજો-હથિયાર) કેમ બન્યાં છો? એ પોતે શામાટે ન આવી? હું ઇચ્છું છું કે તે જ આવી હોત કે જેથી હું તેને થોડા ડામ ચોડી શકત."

મંદારિકાના વદનમાંથી આછું સ્મિત સ્ફુર્યું; તે કાંઈ બોલે તે પહેલાં સુવદન બોલવા લાગ્યોઃ " ખરેખર, હું મશ્કરી કરતો નથી. તમે તે જ સંદેશો લાવ્યાં હશો, પરન્તુ હવે તે લગ્નની હા કહે તોપણ હું તેની માંગણી સ્વીકારવાનો નથી. તેને કહેજો... "

" પણ તારિકાએ મને મોકલી નથી..."

" ત્યારે?" સુવદન ચોંકી જતો ગંભીર બન્યો.

"હું જ તમને પૂછવા આવી છું કે તમે હવે અપરિણીત તો રહેવા ઇચ્છતા નથી ને?"

આવેશ એકદમ ઓસરી જતાં સુવદન જાણે ભાનમાં આવ્યો હોય તેમ વિનયપૂર્વક બોલ્યો: "તમે...હા, તમે એ જાણવા સારુ મને મળવા આવ્યાં છો ? માફ કરજો હોં, હું કાંઈક જુદા જ ખયાલમાં રમતો હતો, મંદારિકા! હા, સુસ્મિતાનું ખાલી પડેલું સ્થાન પૂરે તેવું કોઈ સુપાત્ર મળે તો..."

"હું એ સ્થાનમાં બંધ બેસી શકું એમ તમને લાગે છે? " એ સીધો પ્રશ્ન કરતાં મંદારિકાથી નીચું જોઈ ગયા વિના રહેવાયું નહિ.

આ અણચિંતવ્યો પ્રશ્ન રજૂ થતાં જ સુવદનના ચિત્તમાં ભૂતકાળનાં અનેક સ્મરણો ઊભરાઈ આવ્યાં.

મંદારિકા કૉલેજમાં ભણી હતી પણ તે પોતાનો અભ્યાસ પૂરો કરી શકી નહોતી. તારિકાની અને સુસ્મિતાની બેઉની તે સખી હતી પરન્તુ તારિકા અને મંદારિકાની વચ્ચે જેટલું અંતર હતું તેટલું જ નિકટત્વ મંદારિકા અને સુસ્મિતાની વચ્ચે હતું. સુસ્મિતાની માંદગીના મુશ્કેલીભર્યા દિવસોમાં મંદારિકાએ જે સખીભાવ અને નૈસર્ગિક સેવાવૃત્તિ બતાવ્યાં હતાં તેનો મૂગો પ્રશંસક સુવદન હતો. તારિકાના અતિ પરિચય વખતે મંદારિકા તેના ચિત્તનું બહુ આકર્ષણ કરી શકી નહોતી, પરંતુ આજે જ્યારે સુવદનની માનસસૃષ્ટિમાં મોટું પરિવર્તન નીપજ્યું હતું ત્યારે મંદારિકાના સૌમ્ય વ્યક્તિત્વનું આકર્ષણ તેના ચિત્તની અંદર ક્ષણાર્ધમાં જન્મ પામ્યું.

અને પોતાનાં જે બાળકો તારિકાને અણગમતાં હતાં, તે બાળકો પ્રત્યેની મંદારિકાની વત્સલતા સુવદને એક–બે વાર જોઈ હતી. સુસ્મિતાના પ્રસૂતિકાળે મંદારિકા પ્રસૂતિગૃહમાં આવેલી ત્યારે અને બીજી વાર તારિકાને ત્યાં મંદારિકાએ એ બેઉ બાળકો ઉપર નૈસર્ગિક વહાલ બતાવ્યું જ હતું ને? બેબીને જોઈને એક બાજુએ મ્લાનવદના બનેલી તારિકા અને બીજી બાજુએ સ્નેહવર્ષિણી આંખો

તગતગાવતી મંદારિકા એ બેઉ સુવદનના સ્મૃતિપટ ઉપર તરી આવી અને તેનાથી તત્કાળ બોલી જવાયું: " મને ખબર નહિ કે હું એટલો ભાગ્યશાળી છું ! "

" અને તે માટે મારા ભાઈ કાલે તમારે ત્યાં આવે તો ? "

" ભલે આવે...પણ..."

મંદારિકાએ સાશંક ભાવે સુવદનની સામે જોયું.

" મને આશ્ચર્ય થાય છે. ન્યાતમાં બદનામ થઈ ગએલા સુવદનને કદાચ તમારા ભાઈ પસંદ નહિ કરે." સુવદન વ્યથા અનુભવતો બોલ્યો : " તમે કદાચ મારી નિંદા નહિ સાંભળી હોય. "

" નિંદાનું કારણ તો હું પણ કદાચ જાણુતી હોઉં..." મંદારિકા પોતાના માથા પરથી ખસી ગએલી સાડી સમી કરતાં બોલી: " પરન્તુ અહીં રસ્તામાં એ બધી વાતોને અવકાશ નથી. માત્ર એટલું જ કે કારણનું વારણ થઇ ગયા પછી તમને બીજાંઓ કરતાં વધારે પિછાણનારી વ્યક્તિને ભય રાખવા જેવું શું હોય ? અને હોય તો પોતાના વ્યક્તિત્વમાં શ્રદ્ધા રાખનારની હિંમત કાંઈ ડગી જતી નથી..."

એટલું બોલતાં જ મંદારિકાએ ચાલવા માંડયું. સુવદન એનાં છેલ્લાં વાકયો સાંભળીને ચકિત થતો હતો; એ આશ્ચર્ય શમે તે પહેલાં તો મંદારિકાએ ચાલવા માંડયું. સુવદન પાછળ બોલ્યો : " જરા થોભો... મંદારિકા ! મંદા..."

મંદારિકાએ ચાલતાં ચાલતાં સહેજ પાછું વાળીને જોયું અને મંદ સ્મિત કર્યું, એ સ્મિત જાણે બોલી રહ્યું: " પછી વાત...અત્યારે તો આટલું જ બસ. "

મંદારિકા દૃષ્ટિપથમાંથી ચાલી ગઈ ત્યાંસુધી સુવદન તેને જોઈ રહ્યો અને પછી ઘર ભણી વળ્યો.

તેને બહુ બહુ વિચારો આવ્યા. મંદારિકાની મુલાકાત એ જાણે એક ચમત્કાર જ બની ગયો હોય એમ તેને લાગ્યું.

આજે સવારે જ ચારે દિશાએથી તુચ્છકારાયલો એક હીન-આત્મા પોતે હતો; પોતાના અપરાધો માટે પશ્ચાત્તાપ કરતો, મૃત પત્નીની ક્ષમા યાચતો, અને પિતાને નિરાશ કરવા માટે બળી રહેલો એક પામર શિયાળ હતો; અને કાકાએ સિંહ બનવાને પ્રતિકૂળ પરિસ્થિતિમાંય ધૈર્ય રાખવાનો જે આદેશ કર્યો હતો તે આદેશના પાલનથી જ જાણે એકદમ પરિસ્થિતિ પલટાઈ ગઈ હોય એવો તેને ભાસ થતો હતો.

પ્રતિકૂળ પરિસ્થિતિ એકદમ અનુકૂળતામાં પલટાઇ જાય એવી ઝંખના જ માણસને દુ:ખનો અનુભવ કરાવે છે. જે સંયોગો મનુષ્યના કાબૂની બહાર હોય તે સંયોગોમાં સુખ શોધવાનાં ફાંફાં મારવાં અને તે નિષ્ફળ જતાં દુ:ખનો અનુભવ કરવો તે કેવળ અજ્ઞાન છે. એ અજ્ઞાન જ દુ:ખનું કારણ બને છે. જ્ઞાનવાન મનુષ્ય પ્રતિકૂળતાનેય સમભાવે અપનાવી લે છે, ધૈર્ય ધારણ કરે છે, તેવા અનુભવને કષ્ટ નહિ પણ તપ માને છે અને પછી તેને નિરાશ કે નાહિંમત બનવા જેવું કશું રહેતું નથી.

કાકાના ધૈર્યના આદેશ પછી સુવદને પોતાની પામર મનોદશાને એકદમ બદલાવી નાંખી હતી. એ પામરતાનો ત્યાગ કર્યાને થોડા જ કલાક થયા હતા એટલામાં તો પ્રતિકૂળતાએ અણધાર્યો પલટો લીધો હતો.

સુવદનને માટે તે અણધાર્યો પલટો હતો, પરંતુ મંદારિકાને માટે અણધાર્યો નહોતો. તે તો છેલ્લા ચાર દિવસથી મનોમંથન ચલાવી રહી હતી અને છેવટે તેણે સુવદનની મુલાકાત લીધી હતી.

જ્યારે તેણે જાણ્યું કે તારિકાએ છેલ્લી ઘડીએ સુવદનને પરણવાની ના કહી છે ત્યારે તે ચોંકી ગઈ હતી. તુરત તે તારિકાને મળવા ગઇ હતી અને તેનો મનોભાવ તેણે જાણી લીધો હતો. તારિકાને સુવદન જોઈતો હતો, પરંતુ તેનાં બાળકો જોઇતાં નહોતાં એવું જાણીને–કદાચ પહેલી જ વાર તારિકાની સ્થૂળ વિલાસી મનો-

દશા જાણીને–મંદારિકા આભી બની ગઈ હતી. તારિકાનાં જ્ઞાન અને ચાતુર્ય માટે બીજી સખીઓની જેમ મંદારિકાને મન પણ માન હતું, તે માન તારિકાની એ મનોદશા જાણતાં એક ક્ષણમાં જ ઓસરી ગયું હતું. સાયન્સ–વિજ્ઞાનના અભ્યાસમાંથી તેણે જે કાંઇ પ્રેરણાનું પાન કર્યું હતું તે પ્રેરણાની આંખે જોતી મંદારિકાને તારિકાની એ મનોદશા વિપરીત જ નહિ પણ વિકૃત લાગ્યા વિના રહી નહિ અને એક જાતનો ઊંડો તિરસ્કાર તેના મનમાં વ્યાપી ગયો.

અને તે જ ક્ષણે તેને બીજું એ પણ ભાન થયું કે જેવી વિકૃત મનોદશા તારિકાની હતી તેવી જ વિકૃત કે મોહાંધ મનોદશા સુવદનની હોત તો તેણે બાળકોને છાંડીને પણ તારિકાને પરણવાની તત્પરતા બતાવી હોત; પરન્તુ સુવદન તે માટે તૈયાર નહોતો, એટલો તો જરૂર તે દીર્ઘ દષ્ટિવાળો કે સુજ્ઞ હતો.

તારિકાથી તે વખતે છૂટી પડેલી મંદારિકા ફરીથી તેને ઊંબરે ચડી નહિ અને તેણે સુવદનને પોતાનો કરવાની ઇષ્ટાનિષ્ટતાનો જ વિચાર કર્યા કર્યો. લોકનિંદા તેણે સાંભળી, તેને શંકા પણ પડી કે તારિકા સાથેના અતિપરિચયને પરિણામે કોઇ વાર સુવદનનું પતન પણ થયું હોય; પરન્તુ જ્યાંસુધી મનુષ્યમાં સુજ્ઞતાની ચીનગારી સળગતી હોય છે ત્યાંસુધી અનુકૂળ દિશાની ફૂંકવડે તેમાંથી પ્રકાશવંતી જ્યોત જલાવી શકાય છે એમ માનનારી મંદારિકા સુવદનમાં પ્રતિક્ષણે વધારે અનુકૂળ બુદ્ધિ જ ધારણ કરી રહી હતી.

જ્યારે તેના અંતરાત્માએ તેને પૂર્ણ અનુકૂળતાનો સંદેશો પહોંચાડ્યો ત્યારે તે સુવદનને મળવા માટે એક તરફ ગઈ; મળવાની માંગણીના તોછડા જવાબ છતાં બે કલાક સુધી તેણે પગથી ઉપર ઊભાં રહેવાની જ તપશ્ચર્યા કરી અને છેવટે તો તપઃસિદ્ધિ કર્યા બદલના ઉલ્લસિત મન સાથે જ તે ઘેર પાછી ફરી.

ભાઈ અને ભાભીને તેણે તે વખત સુધી પોતાના મનોભાવ વિષે એક શબ્દ પણ કહ્યો નહોતો કે કશું પૂછ્યું પણ નહોતું. સુવ-

દનને મળી આવ્યા પછી તેણે સુવદન વિષે ભાભીનો અભિપ્રાય માત્ર પૂછ્યો.

ભાભીએ કહ્યું: "છે તો બધું ઠીક, પણ બે છોકરાં છે–ઓરમાયાં ને વેરમાયાં બરાબર."

"પણ મારા ભાઈને પૂછી તો જોજો."

મોટી થઈ ગએલી બહેનને ઠેકાણે પાડવા મુંઝાઈ રહેલા ભાઇનો બીજો શો જવાબ હોય? બહેન તરફથી જ આ પૃચ્છા આવેલી છે, મંદારિકા સુવદનને સારી પેઠે ઓળખે છે, તેણે આ પૃચ્છા પૂરું વિચારીને જ કરી હશે, એમ સમજીને ભાઈએ અનુકૂળ મત આપ્યો એટલે મંદારિકાએ પોતાની સંમતિ પ્રકટ કરી.

બીજે દિવસે સવારમાં મંદારિકા માટેનું કહેણ દામોદરદાસને ત્યાં ગયું અને પુત્રની સંમતિ લઈને તેમણે એ સ્વીકારી લીધું.

## પ્રકરણ ૪૯

# સંતોષાનુભૂતિ

હરદ્વારના તપોવનાશ્રમમાં જઈને જ્યારે મનુભાઇએ–મધુસૂદનાનંદે ગુરુદેવ સમક્ષ આત્મનિવેદન કર્યું–હૃદયને સંપૂર્ણ રીતે ખાલી કર્યું, ત્યારે ગુરુદેવને આશ્ચર્ય થયું નહિ. મનુભાઈએ જે નિજ-આત્મપરીક્ષણ ઘણું મોડું કર્યું હતું તે પરીક્ષણ ગુરુદેવ ઘણું વહેલું કરી ચૂકયા હતા.

મનુભાઇના દસ વર્ષના પરિચયથી ગુરુદેવ જોઇ શકયા હતા કે એ આત્મકલ્યાણનો વાંચ્છક માનવી રાગદ્વેષના પાશથી મુક્ત થઇ શકયો નહોતો અને માત્ર સંસારી જીવનના ત્યાગમાં તથા યોગની ઉપાસનામાં આત્મકલ્યાણની સિદ્ધિ રહેલી છે એમ સમજીને ઘર છોડી આશ્રમમાં આવી વસ્યો હતો. યોગપ્રક્રિયાની સીડી તે ચડી

રહ્યો હતો, પરંતુ એ સીડી પર ચડતાં મનની જે સમતા સિદ્ધ થવી જોઇએ તે સિદ્ધ ન થતાં કેવળ બાહ્ય પ્રક્રિયાઓમાં જ તે આગળ વધી રહ્યો હતો અને તેથી આત્માની નિર્મળતા તો વણસધાયલી જ રહેતી હતી.

આશ્રમમાં દસબાર બ્રહ્મચારીઓ હતા, તેઓમાંના જ એક મનુભાઈ હતા. બધા બ્રહ્મચારીઓ જુદી જુદી કોટિના હતા અને તેઓ સઘળા મળીને આશ્રમનું સંચાલન કરતા, વિદ્યાભ્યાસ કરતા, ગુરુની સેવા કરતા, તથા મનુભાઈ યોગદીક્ષાએ કાંઈક નાના હોવા છતાં વિદ્યાભ્યાસમાં ચડિયાતા હતા. તેમણે વિશાળ વાચનદ્વારા પુષ્કળ જ્ઞાન મેળવ્યું હતું એટલે આશ્રમના સંચાલનમાં તેમનો અભિપ્રાય બહુધા અગ્રવર્તી બનતો. ઘણા યાત્રાળુઓ અને મુમુક્ષુઓ તપોવનાશ્રમના યોગીઓના દર્શનાર્થે આવતા, તેઓ ઉપર મનુભાઇનો પ્રભાવ ખૂબ પડતો. ગુરુદેવ જોતા કે મનુભાઇને તપોવનાશ્રમમાંનો વસવાટ ઉલ્લાસપ્રદ બન્યો હતો, પરન્તુ એ ઉલ્લાસપ્રદતાનું મૂળ હતું બાહ્ય પ્રવૃત્તિશીલતા, એ જ હતો એમના આચ્છન્ન સંસારરસનો એક બુદ્બુદ.

આશ્રમમાં પહેલાં આવ્યો બ્રહ્મચારી નિત્યાનંદ અને પછી આવ્યો સંબુદ્ધાનંદ. ગુરુદેવની આજ્ઞાથી એ બેઉને યોગદીક્ષા મનુભાઇએ આપી એટલે તેઓ મનુભાઈના શિષ્યો બન્યા. આશ્રમના બીજા બ્રહ્મચારીઓથી જુદા એ પોતાના શિષ્યો છે એવી ભાવનાએ મનુભાઇને આચ્છન્ન રાગદશામાં તાણવા માંડ્યા, એ ગુરુદેવની ચતુર દૃષ્ટિએ જોઈ લીધું. બાહ્યપ્રવૃત્તિશીલતાનો મનુભાઇનો રસ અને નિજ શિષ્યો પ્રતિનો જ તેમનો પક્ષપાત એ બેઉ વાનાં બેત્રણ વર્ષ સુધી જોઈ રહ્યા પછી ગુરુદેવે મનુભાઇને ત્રણ વર્ષ સુધી ભારતમાં ભ્રમણ કરીને જનતાને ઉપદેશદાન કરવાની આજ્ઞા કરી હતી. મનુભાઈની રુચિને એ અનુકૂળ જ હતું, એટલે તેમણે એ આજ્ઞા ઉપાડી લીધી, પરંતુ ગુરુદેવે તો મનુભાઇ માટેની એ એક કસોટી જ માની હતી.

બાહ્યાભિમુખ પ્રવૃત્તિમાં રસ ધરાવતા મનુભાઇને તેમાં તૃપ્તિ થયા પછી તે પાછા આશ્રમમાં આવશે ત્યારે જ તેમને અંતર્મુખતા ઉપલબ્ધ થશે, એમ માનતા ગુરુદેવના બુદ્ધિકૌશલ્યે એ કસોટી નિર્માણ કરી હતી.

એમાં જ યોગી-સંન્યાસી માટે ભયસ્થાન રહેલું હોય છે. કોઈ પણ પ્રવૃત્તિ જ્યારે ચિત્તનો વિષય બને ત્યારે સહજ તેમાં વાસના ઉત્પન્ન થાય છે અને એ વાસના મુમુક્ષુની અંતર્મુખતાની રોધક બને છે. તે જ્ઞાનમાં આગળ વધે છે, પણ વિજ્ઞાનમાં અટકી જાય છે. તે યોગપ્રક્રિયાઓ કરે છે પરન્તુ ચિત્ત યોગનો પ્રસાદ પામી શકતું નથી. તે **सर्वं खल्विदं ब्रह्म** કે **अहं ब्रह्मास्मि** વિષે સરસ વ્યાખ્યાન આપે છે પરન્તુ પોતાની આસપાસનું જગત તેનાં ચક્ષુઓથી બ્રહ્મમય જોઇ શકાતું નથી. તે રાગદ્વેષરહિત અને અનાસક્ત ચિત્તની શક્તિને ઓળખે છે પણ ચિત્તને એવું બનાવી શકતો નથી. તે જગતથી દૂર વસે છે પરન્તુ એ દૂરત્વ માત્ર સ્થૂળ જ હોય છે, સૂક્ષ્મ રીતે તો તે સંસારીપણું આચરી રહ્યો હોય છે.

ગુરુદેવ હરદ્વારનાં અને હિમાલયનાં અનેક આશ્રમો તથા તેમાં વસતા યોગી-સંન્યાસી-બ્રહ્મચારીઓથી પરિચિત હતા. તેઓ અનેક યોગી સંસારીઓને તથા સંસારી યોગીઓને પિછાણતા હતા. તેમણે અનેકનાં પતન જોયાં હતાં અને અનેક પતિતોને હાથ પકડીને ઊભા કર્યા હતા. કયાં ખરાં આશ્રમો છે અને કયાં વેપારીની દુકાનો સમાં આશ્રમો છે તેની તેમને માહિતી હતી. કોણ સાધુવૃત્તિથી સંસારત્યાગી બન્યા છે અને કોણ સંસાર નિર્વહવાને અશક્તિમાન હોઇ ભાગેડુ વૃત્તિથી સાધુ બન્યા છે તે તે થોડા-વધુ પરિચયને અંતે જાણ્યા વિના રહેતા નહિ.

મનુભાઈનું માપ જાણી ચૂકેલા ગુરુદેવને તેમનું આત્મનિવેદન સાંભળીને આશ્ચર્ય તો ન થયું, પણ થોડો શોક તો થયો જ. 'આ મનુષ્ય આટલા મથનને અંતે પણ અંતર્મુખવૃત્તિ સાધી શક્યો નહિ'

એ એમના શોકનું કારણ હતું. પણ ગુરુદેવે એ શોક કે નિરાશા મનુભાઈ સમક્ષ પ્રકટ કર્યા નહિ. તેમણે તો કહ્યું: " મધુસૂદનાનંદ! તમે ખુશાથી ઘેર જાઓ અને તમારાં બાળકોને તમારી વત્સલતાની હૂંફથી પોષીને તેમને એવાં સંસ્કારસંપન્ન બનાવો કે જેથી તેઓ સાચાં માનવો બને. તમારી વિચારસરણીમાં મને કાંઇ અવાસ્તવિકતા નથી લાગતી. તમારા કથન ઉપરથી મને લાગે છે કે તમારા મોટા ભાઇ કોઇ સંસારી યોગી છે અને અહીંના આશ્રમોમાંના કેટલાક યોગી સંસારીઓ કરતાં તેઓ જરૂર ઉચ્ચ કોટિના માનવ છે."

સ્વલ્પ વિરામ લઇને ગુરુદેવે કહ્યું: " મનુભાઇ! તમે ઊભરાએલી મનોવૃત્તિથી એકદમ ઘર છોડવામાં અને બાળકો માટેની જવાબદારી છાંડવામાં ઉતાવળ કરી હતી એવી તમારી સમજ યથાર્થ છે. તમે સ્વલ્પ સમયના મનોદૌર્બલ્યના ભોગ બનીને એક પગલું ભર્યું અને દસ વર્ષ એ પગલાંની પરીક્ષા કરવામાં ગાળ્યાં એ ઘણો લાંબો સમય છે, પણ તેથી તમે નિરાશ ન થશો. એ સમય વૃથા જવાનો નથી. પ્રત્યેક અનુભવ મૂલ્યવાન હોય છે અને જ્યારે યોગ્ય સમય આવે છે ત્યારે એ અનુભવનું મૂલ્ય મનુષ્યને મજરે મળી જાય છે. સંતાનો પ્રત્યેનું અને સ્વજનો પ્રત્યેનું ઋણ અદા કર્યા બાદ જ્યારે પણ સાચી રાગનિવૃત્તિ ઉત્પન્ન થાય અને પુનઃ સમચિત્તે ગૃહ છોડવાની ઇચ્છા થાય ત્યારે તમે જરૂર અહીં પાછા આવજો અને તે વખતે તમને આ દસ વર્ષના અનુભવોની મૂડી મજરે મળી જશે એમાં શંકા નથી.

" ભયસ્થાનો સર્વત્ર છે: સંસારીના ગૃહમાં છે અને સંન્યાસીના આશ્રમમાં પણ છે, માત્ર એ ભયોના પ્રકાર જુદા જુદા હોય એટલું જ. પરંતુ આત્માની દૃષ્ટિએ તો બેઉનાં ભયસ્થાનો સમાન ઉપદ્રવકારક હોય છે. એટલે ઘેર પાછા ફરીને જો તમે તમારા પાછા ફરવાના પવિત્ર આશયને લક્ષ્યરૂપે રાખ્યા કરશો તો જ સંસારનાં ભયસ્થાનોને તમે વટાવી જઇ શકશો; અને તેમાં જો લથડ્યા તો તમે તપોવના-

શ્રમમાં દસ વર્ષ રહીને કરેલી કમાણી ગુમાવી બેઠા જ સમજજો. પરન્તુ તમારા વ્યક્તિત્વને, તેની શક્તિને અને શક્તિની મર્યાદાને હું જે કાંઈ જાણું છું તે ઉપરથી હું કહી શકું છું કે તમે સંસારના ભયસ્થાનોના ઉપદ્રવથી મુક્ત રહી શકશો. અને એ રીતે તમારી સ્વજનો પ્રત્યેની ફરજ અદા કરીને તમે અહીં આવી શકો તો ઠીક છે, અને ન આવી શકો તો ય ઠીક છે; કારણકે—

**वनेऽपि दोषाः प्रभवन्ति रागिणां,**
**गृहेऽपि पंचेन्द्रियनिग्रहस्तपः ।**
**अकुत्सिते कर्मणि यः प्रवर्तते,**
**निवृत्तरागस्य गृहं तपोवनम् ॥**

અર્થાત્—રાગી જનોમાં વનમાં વસવા છતાં પણ દોષો જન્મે છે, અને ગૃહમાં રહેનારાઓ પણ પંચેન્દ્રિયના નિગ્રહરૂપી તપને આચરનારા તપસ્વી બની શકે છે; એટલે જે મનુષ્ય પવિત્ર કર્મમાં પ્રવૃત્તિ કરે છે તે મનુષ્યની જો રાગનિવૃત્તિ થાય તો તેનું ઘર જ તપોવન બની જાય છે."

ગુરુદેવના આટલા અંતિમ ઉપદેશને સાંભળીને ગદ્ગદ્ કંઠે તેમને પ્રણામ કરી આશીર્વાદ પ્રાપ્ત કરી મનુભાઇ આશ્રમને છોડી ગયા. દસ વરસ સુધી જે સ્થાને પોતે જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું, તપશ્ચર્યા કરી હતી, ગુરુની સેવા કરી હતી અને શિષ્યો તથા બ્રહ્મચારી બંધુઓનો પ્રેમ પ્રાપ્ત કર્યો હતો તે સ્થાનને ત્યજતાં તેમને શોક તો થયો, પરન્તુ પોતે ગુરુદેવના આશીર્વાદ સાથે જાય છે અને પુનઃ આ સ્થાને આવવાની આશા રાખે છે એવો ખયાલ તેમના શોક ઉપર સંતોષનું અસ્તર ચડાવી રહ્યો હતો.

ઘેર પાછો ફરીને પોતે શું કરશે તેનો વિચાર તેમણે આટલા દિવસમાં કરી રાખ્યો જ હતો. સૌથી પહેલાં તો દામોદરદાસે જે ઉપાધિને કારણે નોકરીમાંથી વહેલાં નિવૃત્ત થવાની અરજી કરી હતી તે ઉપાધિમાંથી તેમને મુક્ત કરી, નોકરીનો બાકીનો સમય પૂરો

કરવાની જોગવાઈ કરી આપવાનો મનુભાઇનો મનોભાવ હતો.

પૂર્વાશ્રમમાં પોતે શિક્ષકનું કામ કરેલું તે જ કામ દૈનિક ઉદ્યમ માટે મેળવી લેવાનો તેમનો બીજો મનોભાવ હતો. એ ઉદ્યમથી કમાઇને ધનસંગ્રહ કરવાના છંદમાં પડી ન જવાય તેટલા માટે પોતાના અંગત નિર્વાહ માટે શું જોઇએ તે સંબંધે મોટા ભાઈ જેટલું કહે તેટલું જ એ ઉદ્યમમાંથી પ્રાપ્ત કરવું તેથી વધારે જરાએ નહિ એવો તેમનો નિશ્ચય હતો.

પરન્તુ હવે પોતાનાં બાળકોના નિર્વાહનો બોજો પોતે ઉપાડવો કે નહિ એ પ્રશ્ને તેમને ખૂબ મૂંઝવ્યા. "બાળકોના નિર્વાહનો, તેમની કેળવણીનો, તેમના લગ્નાદિનો અને એવો બધો ભાર મારાથી ઊપડશે? ઉપાડવા જઈશ તો હું પાછો સંસારના કાદવમાં તો નહિ ખૂંચી જઉં? ધનપ્રાપ્તિની વાસનાની સાથે બીજી વાસનાઓ આવ્યા જ કરશે તો?" આ કલ્પનાપરંપરાએ મનુભાઇને થથરાવી દીધા.

પરન્તુ મોટા ભાઈ ઉપરની શ્રદ્ધાએ તેમનામાં પાછું બળ આણ્યું: "આજસુધી તપોવનાશ્રમના ગુરુદેવ મને દોરતા, હવેથી તપોવનના અધિષ્ઠાતા મોટા ભાઈ જેમ દોરશે તેમ હું દોરાઈશ...તે મને અંધારા કૂવામાં નહિ પડવા દે..."

સંસાર નિર્વહતા માનવીને જોવાની, તેની જીવનચર્યામાંથી કાંઈ પ્રેરણા મેળવવાની, એ માનવી ક્યાં આત્માને ડુબાડતો હતો અને તેમ કરતાં કેવા અજ્ઞાનથી દોરાતો હતો તે નિરખવાની કેવળ નવી જ દૃષ્ટિ હવે મનુભાઈમાં ઊઘડતી જતી હતી. સંન્યાસી તરીકે જે વસ્તુ ઉપર સ્વાભાવિક રીતે પહેલાં દૃષ્ટિ જતી નહિ, જગતની જે વાસ્તવિકતાથી દૃષ્ટિ દૂર ને દૂર રહ્યા કરતી હતી, તે વસ્તુ અને વાસ્તવિકતા હવે મનુભાઇના અભ્યાસના વિષયો બનતા હતા. તેમની દૃષ્ટિએ નવો વળાંક લીધો હતો અને હરદ્વારથી ઠેઠ અમદાવાદ સુધીના પ્રવાસમાં તેમને એ દૃષ્ટિપૂર્વક અનેક નવા અભ્યાસપાઠો શીખવાના મળ્યા હતા.

રાત્રે દસેક વાગતાં તે અમદાવાદને સ્ટેશને ઊતરીને ઘેર ચાલ્યા. પોતે અઠવાડિયામાં ઘેર પાછા આવી જવાનું કહ્યું હતું તેને બદલે પખવાડિયું વીતી ગયું હતું એટલે મંગળા અને મહેશ આશાતુર દષ્ટિએ પોતાની રાહ જોઈ રહ્યાં હશે, એ વિષે તેમને શંકા નહોતી. "હજી બહુ રાત ગઈ નથી, બેઉ જાગતાં જ હશે અને મને જોઈને જરૂર આનંદ પામશે" એ કલ્પનામાં રાચતા મનુભાઈ ઘેર પહોંચ્યા.

ઘેર તો મંગળા અને મહેશ જ નહિ પણ સૌ કોઈ જાગતાં હતાં, અને સુવદન તથા નવવધૂ મંદારિકાને પોંખવાનો વિધિ ચાલી રહ્યો હતો.

બારણે જોડાજોડ ઊભેલાં એ નવદંપતીને માથેથી ઈંડી-પીંડી ઉતારતી કમળાની દષ્ટિ સૌથી પહેલાં મનુભાઈ પર પડી અને તે બોલી ઊઠી: "ઓહો! મનુ મામા પણ આવી પહોંચ્યા!"

સૌની દષ્ટિ તે તરફ આકર્ષાઈ. ધાર્યા કરતાં વધારે દિવસ સુધી મનુભાઈ ન આવ્યા તેથી સંકલ્પ-વિકલ્પમાં પડેલાં સ્વજનોમાં તે ક્ષણે આનંદની વિશેષ લહરિ પ્રસરી ગઈ.

પોંખણવિધિ પૂરો થતાં ગોરે કહ્યું: "સુવદનભાઈ! હવે સૌથી પહેલાં ઓરડામાં આવી ગોત્રજ દેવતાને વંદન કરવાનું."

નવદંપતીએ ઓરડામાં પ્રવેશ કરી ગોત્રજને વંદન કર્યાં.

ગોરે કહ્યું: "હવે વડીલોને વંદન કરો, સુવદનભાઇ!"

"જરા થોભો!" કહી સુવદન ઉતાવળે મેડા પર ચડ્યો અને સુસ્મિતાની છબી સામે ઝૂકી પડી તેને પ્રેમાશ્રુનું અર્ધ્ય સમર્પ્યું.

સ્વજનોએ એ અર્ધ્યસમર્પણ કરુણામિશ્રિત આનંદભર્યે લોચને નિરખ્યું, પરન્તુ દામોદરદાસના અંતરમાં તો તે વખતે એ સ્થૂળ આનંદને બદલે પરમ સંતોષ વર્તી રહ્યો.

→ સમાપ્ત ←

પરિમલ ગ્રંથાવલિ—૬

# સેતુબંધ

કલેશ કંકાસ કજિયો

* * *

વિખવાદ અદાલત વેરઝેર

નાં ખળભળતાં પાણી પર પોતાના અમાપ ગુલાબી ફૂલઝરતાં હાસ્ય વડે અને અપૂર્વ કલાકૌશલ વડે સુખ અને શાંતિનો "સેતુબંધ" કોણે બાંધ્યો ?

પાણીના રેલાની માફક—મહી નદીના પૂરની પેઠે સડસડાટ દોડતી આ નવી નવલકથા ગુજરાતને એક નવી જ શૈલીનું દર્શન કરાવે છે, કુટુંબ અને ગામમાં એખલાસનું વાતાવરણ વધારે છે, અને સ્નેહજળનું સિંચન કરે છે.

૨૫૦ પાનાં : અઢી રૂપિયા : ટ. ખ. ॥

ગાંડીવ. સુરત.